सा विद्या या विमुक्तये

તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૬ અંક ૯

સપ્ટેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૫૭

# નવજીવન

સપ્ટેમ્બર, ૧૯૫૭

વર્ષ ૧૬ અંક ૯

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનોટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના–૪) ભરી શકશો.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**નવજીવન**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ–૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૬ : અંક ૯] અમદાવાદ સપ્ટેમ્બર, ૧૯૫૭


"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." — ગાંધીજી

## હિંદી કમિશનનો રિપોર્ટ

### ૧

આ રિપોર્ટ છેવટે ૧૨મી ઑગસ્ટે બહાર પડ્યો. તેની બાબતમાં છાપાંમાં આવેલી ખબરો ઉપરથી એક વિદ્યાર્થીએ નીચેનો પ્રશ્ન મને પૂછ્યો :—

"હિંદી કમિશનના રિપોર્ટમાં આપે 'ડિસેન્ટિંગ નોટ' લખી છે, તેમાં મુખ્ય બે મુદ્દા રજૂ કર્યા છે :—

(૧) બંધારણમાં સુધારો કરીને, રાજ્ય-સરકારોને હિંદી ફરજિયાત દાખલ કરવાનો આદેશ આપી શકાય, એવી સત્તા રાષ્ટ્રપતિને હોય, એવું સૂચન આપ કરો છો.

(૨) હિંદી-ભાષી વિદ્યાર્થીઓને ફરજિયાત હિંદી ઉપરાંત બીજી દેશી ભાષા શીખવવામાં આવે, તેની સાથે આપ અસહમત છો.

"આ મુદ્દાઓનો પરસ્પરનો સંબંધ જોતાં કાંઈક એવું લાગે છે કે 'મારું એ મારું અને તારું મારું સહિયારું' એવો ન્યાય એમાં જણાય છે. બિન-હિંદી-ભાષીઓને ફરજિયાત રીતે હિંદી શીખવવી, પણ હિંદી-ભાષીઓને બિનહિંદી ભાષા ફરજિયાત ન શીખવવી, એમાં હિંદીભાષીઓ તરફનો પક્ષપાત નથી લાગતો?"

આવો જ સવાલ બીજા વાચકોનેય ઊઠ્યો હશે, કેમ કે છાપાંમાં આવેલી ખબરો મારી નોંધના વસ્તુ બાબતમાં અધૂરી હોઈ ગેરસમજ ઊભી કરે એવી છે. તેથી મારી નોંધને વિષે આ જાહેર ચર્ચા કરવી જરૂરી માનું છું. એ કમિશનમાં હું ગુજરાતી ભાષાના પ્રતિનિધિ તરીકે હતો. તેથી પણ મારે ગુજરાતીભાષી પ્રજાને ખુલાસો આપવો જોઈએ.

### ૨

ઉપર જણાવેલી બે બાબતોમાં પહેલી બરોબર છે, બીજી ખોટી રજૂ થઈ છે. આવી ભ્રમણા પેદા થવાનું કારણ કમિશનના ચૅરમૅને રાષ્ટ્રપતિને રિપોર્ટ સાદર કરતાં જે કાગળ લખ્યો, તેમાં મારી નોંધ વિષે જે પોતાનો મત બતાવ્યો છે તે છે. તેમાં એમણે મારી નોંધને લગભગ ફાલતુ અને બિનજરૂરી કહી છે અને ઉપરના પ્રશ્નમાં જણાવેલી બે વાતમાં જ મારે ખાસ કહેવાનું છે એમ રાષ્ટ્રપતિને જણાવ્યું છે. આ વસ્તુ બરોબર નથી, બલ્કે મારી નોંધને અન્યાય કરે છે, એ કોઈ પણ વ્યક્તિ મારી નોંધ જોશે, તો તરત ખાતરી થશે.

મારી નોંધમાં મેં રિપોર્ટ સાથેનો મારો મતભેદ શો છે તે બતાવ્યો છે એટલું જ નહીં, તો પછી હું શું કહેવા માગું છું તે પણ રજૂ કર્યું છે. પરિણામે નોંધ મુદ્દાસર અને ચોક્કસ હોવાની સાથે સમાંતર રિપોર્ટ જેવી સ્વતંત્ર જુદી રજૂઆત રૂપ બની છે. અને એ શબ્દોમાં જ મેં એનું નામ આપ્યું છે — 'એ સેપરેટ નોટ' — एक जुदी अलग नोंध.

### ૩

રિપોર્ટમાં મારી અલગ નોંધ ઉપરાંત બીજી બે વિરોધી નોંધો છે. આ બે નોંધો એમ કહે છે કે, હિંદી લેવું હોય તો લો, મરજિયાત શીખનારા શીખે પણ ભલે. પરંતુ અંગ્રેજી વગર નહીં ચાલે; હિંદી

યોગ્ય શક્તિશાળી ભાષા નથી, તેથી અનિશ્ચિત સમય સુધી અંગ્રેજી ચાલુ રહેવું જોઈએ. મતલબ કે, આ બે નોંધો, બંધારણ અંગ્રેજી બદલવાનો આદેશ આપે છે તેને બદલે તે રાખવાનું સૂચવે છે! તેથી એ બે નોંધો, ખરું જોતાં, કમિશનને સોંપેલી બાબતમાં કશું કરવા ઇનકારરૂપ ગણાય. મારી નોંધ એવી નથી. તે ઊલટી એમ ફરિયાદ કરે છે કે, કમિશનને સોંપાયેલું કામ ચોક્કસ છે; છતાં તેણે તેને, એકંદરે જોતાં, બરોબર ન કર્યું. આમ એ એક ફરિયાદ-નોંધ છે; અને કેવળ ફરિયાદ કરીને ન રહેતાં તે એ પરત્વે સૂચનો આપવાનો દાવો કરે છે.

૪

રિપોર્ટથી અલગ નોંધ શું કામ મારે લખવી પડી તે બતાવતાં મેં તેના પ્રાસ્તાવિક પ્રકરણમાં એનાં કારણો વિષે એમ કહ્યું છે કે,

(૧) કમિશનને રાષ્ટ્રપતિએ જે કામ સોંપ્યું છે, તેના મુખ્ય મુદ્દાને બહુમતી રિપોર્ટે સ્પર્શ જ નથી કર્યો. આ મુખ્ય મુદ્દો એ છે કે, હિંદીનો ઉપયોગ ક્રમે ક્રમે દાખલ કરવો અને અંગ્રેજીને સ્થાને ૧૯૬૫ સુધીમાં તે આવી શકે તે માટે ચોક્કસ કાર્યક્રમ અને સમયપત્રક રજૂ કરવાં. મારી નોંધ આ ગંભીર ઊણપની ફરિયાદ રૂપ છે.

(૨) શિક્ષણનો વિષય, બરોબર રીતે જોતાં, તેના ક્ષેત્ર બહાર ગણાય, છતાં તેમાં બહુમતી રિપોર્ટ વધારે-પડતો તણાઈ ગયો; અને વધારે ખરાબી તો એ કરી કે, તે વિષે કેટલાક એવા નિર્ણયો લીધા કે જેથી અહિંદી પ્રદેશોમાં હિંદી-પ્રચાર વિષે જ અરુચિ જન્મે! મારી નોંધમાં મેં આનો વિરોધ કર્યો છે, અને શું કરવું ઘટે તે સૂચવ્યું છે.

(૩) અંગ્રેજીને રાજવહીવટમાંથી કાઢી દેશી ભાષાઓ લેવાની છે; તે સારુ શું કરવું, એ મુખ્ય મુદ્દાને ઘટતું ધ્યાન અને મહત્ત્વ ન અપાયું, કે જે કમિશનને પૂછેલી એક બીજી મુખ્ય દિશાનો વિચાર હતો. ૧૯૬૫ સુધીમાં આ કામ થઈ શકે છે એમ જણાવી તે ક્રમે ક્રમે કરવું, એ મારી નોંધમાં મેં સૂચવ્યું છે.

(૪) હિંદી ભાષા અંગ્રેજીને બદલે દાખલ કરવી છે, તેનો અર્થ, તેનું ક્ષેત્ર તથા પ્રયોજન શું, એ વિચારવું અને તેને સારુ હિંદી ભાષાનું સ્વરૂપ તથા વ્યાખ્યા સ્પષ્ટ કરવાં જોઈએ, નહીં તો તેને અહિંદી પ્રદેશો અપનાવી નહીં શકે. આ વિચારવાને માટે હિંદીપ્રચારના રચનાકાર્યનો ઇતિહાસ પણ જોવો જોઈએ અને જે ગેરસમજો કે ખોટા આગ્રહો એમાં પેસી ગયા છે, કે જેને લઈને અહિંદી પ્રદેશોમાં હિંદી અપનાવવા વિષે વસવસો કે ઢીલાશ ચાલુ છે, તે બધાં કારણો સત્તાવાર રીતે છણાવાં જોઈએ અને તે દૂર થવાં જોઈએ. આ બાબતમાં કમિશન વળ્યું જ નહીં, તેથી રિપોર્ટ તેમાં ઊતર્યો જ નહીં! મારી નોંધ આ બાબતમાં આવી મહત્ત્વની તેની ભૂલ અને ઊણપ દૂર કરે છે. સ્વતંત્રતા આવ્યા બાદ હિંદી-પ્રચારનો સવાલ શું સ્વરૂપ લે છે. તેની છણાવટ મારી નોંધમાં થઈ છે. તે તરફ દુર્લક્ષ આપી ન શકાય.

(૫) અને, સારાંશે, કમિશનનું કામ એ હોઈ શકે કે, તેણે અખિલ ભારતીય ધોરણે લેવાનાં એવાં પગલાં અને કાર્યક્રમો રાષ્ટ્રપતિને સૂચવવાં જોઈએ, કે જેથી આખા હિંદમાં આજે ભાષાનો પ્રશ્ન ઉકેલવા વિષે જે સ્થગિતતા અને અંગ્રેજી બાબતમાં પ્રત્યાઘાત જેવું વાતાવરણ છે તે દૂર થવા લાગે અને અંગ્રેજીને બદલી દેશી ભાષાઓનું ચલણ સર્જવાની બંધારણ-નિયુક્ત ફરજ એવી રીતે અદા થાય કે પ્રજા એ કામમાં ઊલટથી આગળ આગળ ચાલે અને ૧૦–૧૫ વરસમાં એનો ઉકેલ આણી દે. ટૂંકમાં આજની ઊલટી હવા સાફ કરવી અને તેને સારુ સક્રિય કાર્યક્રમ રજૂ કરવો. કમિશનનો રિપોર્ટ આમાં જોઈતી સફળતા મેળવી નથી શક્યો.

(૬) કમિશન ફરી ૧૯૬૦માં બીજું નિમાશે તે ધ્યાનમાં રાખીને, ૧૯૫૬થી ૧૯૬૦ના પંચવર્ષીય ગાળા માટે યોજના કરવી જોઈએ, એ કામ આ કમિશનનું હતું. તે તેણે સમયની ગણતરીભેર રજૂ કરવામાં ઘટતી તીવ્રતા નથી બતાવી. મારી નોંધ આ તરફ ધ્યાન ખેંચીને રચનાત્મક દિશાની રૂપરેખા સૂચવે છે.

૫

આમ ટૂંકમાં મારી નોંધની મુખ્ય બીનાઓ છે. તેમાં એક વસ્તુ મેં એમ સૂચવી છે કે, હિંદનાં રાજ્યોમાં પ્રાથમિક શિક્ષણમાં હિંદી ફરજિયાત દાખલ કરાવવાની સત્તા બંધારણ મુજબ નહીં સરકારને નથી.

આ સત્તા તેને બંધારણની ૩૫૧મી કલમની ફરજ બજાવવા માટે હોવી જોઈએ.

અને ઉપર જે બીજી ભલામણ મેં કરી એમ છપાયું છે તે ખોટું છે. મેં તો ઊલટી એવી ભલામણ કરી છે કે, હિંદી પ્રદેશમાં પણ બીજી એક દેશી ભાષા શીખવવી જ જોઈએ. અને તેના સમર્થનમાં રાધાકૃષ્ણન કમિશનનો અભિપ્રાય ટાંક્યો છે.

આ બીજી વસ્તુ મેં મારી નોંધમાં એક ફૂટનોટમાં જ કહી છે. આમ મારે કહેવું પડ્યું તેનું કારણ એ છે કે, કમિશનનો બહુમતી રિપોર્ટ આ ભલામણ નથી કરતો; તેમ ન કરવું ઘટે એમ કહે છે; માત્ર એટલું જ કહીને નીકળી જાય છે કે, હિંદી પ્રદેશની નિશાળોમાં બીજી ભાષા શીખવવાની જોગવાઈ હોય તો બસ! આના જ જવાબમાં અહિંદી પ્રદેશો કહે છે, 'અમેય હિંદી અંગે એમ જ કરીએ તો બસ ને?'

૬

હિંદીભાષી પ્રદેશોમાં અત્યારે એવું ચાલે છે કે, અમારી ભાષા રાષ્ટ્રની આંતરભાષા બની, એટલે તે બીજા સૌ શીખે, અમારે બીજી ભાષા શીખવાની ક્યાં રહી?! આનો ઉઘાડો દાખલો આજે જોવા મળે છે — જુઓ પંજાબમાં અત્યારે જે ચાલે છે તે. અને તેની પાછળ ઉત્તર હિંદનો ઘણો મત છે. શ્રી. પુરુષોત્તમદાસ ટંડન જેવા નેતાઓ પણ આ દુઃખદ પંજાબ પ્રકરણ વિષે સાફ શબ્દોમાં ચોખવટ નથી આપતા કે, પંજાબના હિંદીભાષી વિભાગે પ્રાથમિક શિક્ષણમાં બીજી ભાષા તરીકે પંજાબી શીખવી જોઈએ.

દેશની આંતરભાષા હિંદીનાં સ્થાન અને સ્વરૂપ તથા ક્ષેત્રની બાબતમાં આ રીતની અભિમાન-ભરી ગેરસમજ ઉત્તર હિંદમાં કેટલાંય વરસોથી ચાલે છે, કે જે બંધારણથી વિરુદ્ધ છે. આ ચોખવટ કમિશને કરવી જોઈતી હતી. મારી ઉપરની બે ભલામણો રજૂ કરતાં, એ ચોખવટ આપવા મેં મારી નોંધમાં પ્રયત્ન કર્યો છે. આ નોંધ અત્યારે તો અંગ્રેજીમાં જ કેદ થયેલી છે, એ મુશ્કેલી કાંઈક દૂર કરવા મેં, વિદ્યાર્થીના સવાલનો જોગ જોઈને, આ લાંબી ચર્ચા કરી છે.

૨૧-૮-'૫૭ **મગનભાઈ દેસાઈ**

# લોકસંગ્રહની બે નિષ્ઠાઓ

૧

એક ભાઈએ સુરતના તા૦ ૯-૭-'૫૭ના 'પ્રતાપ'ના અંકમાંથી એક કાપલી બીડીને તે વિષે એવો પ્રશ્ન મોકલ્યો છે કે, મારે તેની ચર્ચા કરવી. શ્રી. વિનોબાને કોઈએ એક પ્રશ્ન પૂછેલો, તેનો જવાબ તે કાપલીમાં આપ્યો છે.

પ્રશ્ન અને જવાબ ક્યારે કે કયા સંજોગમાં પૂછેલો, એવી કશી અનુષંગી માહિતી તેમાંથી મળતી નથી. આવી જરૂરી વિગત વગર, પ્રશ્નોત્તરીની ભૂમિકા પકડી શકાતી નથી. પણ તપાસ કરતાં એટલું જાણવા મળ્યું કે, દોઢ બે માસની અંદર કેરળમાં એક પ્રશ્નોત્તરી થયેલી, તેમાં આ એક પ્રશ્ન હતો, જેનો જવાબ વિનોબાએ આપેલો તેનો આ કાપલીમાં અનુવાદ છે.

૨

સદરહુ પ્રશ્ન આ કાપલીમાં આમ છે,— 'ભૂમિદાન આંદોલનથી કૉમ્યુનિસ્ટોને બળ નહીં મળે?'

તેનો જવાબ વિનોબાએ કાંઈક છંછેડાટપૂર્વક આપ્યો, એમ તે વાંચતાં લાગે છે. જવાબનું પહેલું જ વાક્ય આમ છે — "એક કામ પોતે કરવું નથી અને બીજો તે કરે છે તો તેનો ભય રાખવો છે! આ કેવી વાત છે?"

જવાબમાં ઉલ્લેખાયેલા 'પોતે' અને 'બીજો' એ બે જણ કોણ, તે પ્રશ્નની ભાષામાંથી પકડી શકાતું નથી. 'પ્રતાપ' પત્રે આ પ્રશ્નોત્તરીનું મથાળું કર્યું છે તે પરથી એ બે તે કોણ, એનું અનુમાન કરી શકાય.

મથાળું છે — 'કૉંગ્રેસ કાર્યકર્તાઓને શ્રી. વિનોબાજીનો જવાબ.' એમ લાગે છે કે, કોઈ કૉંગ્રેસ-પ્રેમીએ ઉપરનો સવાલ પૂછ્યો હશે. અને તે કદાચ એ ભાવથી કે, ભૂદાન-આંદોલન અહિંસાપરાયણ હોય; તે જો હિંસામાં માનતા સામ્યવાદને બળ આપે, તો એ યોગ્ય ન ગણાય.

પરંતુ, એ તો પ્રશ્નકારની મનોભૂમિકા વિષે કલ્પના જ રહી. મેં જૂન માસમાં 'ભૂદાન આંદોલન' પર

લેખ લખીને તે પરત્વે જરા જુદો છતાં એને મળતો આવતો સવાલ ઉઠાવ્યો છે. મેં તેમાં કશો કોંગ્રેસી પૂર્વપક્ષ નથી માંડ્યો. એક રચનાકાર્યકર્તા તરીકે મેં આંદોલનના સાધન પરત્વે પૂછ્યું છે. એ બાબતમાં અગાઉ કહી ગયો હોવાથી અહીં ફરી જગા ન લઉં. શ્રી. વિનોબાના ઉત્તરમાં મારા આ સવાલનો કાંઈ ઉત્તર મળે છે કે કેમ, એટલું એમાંથી હું વિચારું છું. અને તે નથી મળતો, એ શરૂમાં જ કહી દેવાથી પછીની ચર્ચામાં સરળતા થશે.

૩

કોંગ્રેસીઓ ભૂદાનનું કામ કરે છે કે નથી કરતા, એ આક્ષેપનો જવાબ કોંગ્રેસના પદાધિકારીઓ આપે. અને બીજા — એટલે કે, સામ્યવાદીઓ ભૂદાનનું શું કામ કરે છે, તે તેઓ જ કહે કે જેઓ માને છે કે, સામ્યવાદીઓ ભૂદાનનું કામ કરે છે. હું તો, મારી સમજ પ્રમાણે અને મેં ઉઠાવેલા મુદ્દાને અનુલક્ષમાં રાખીને, આ કાપલીના મજકૂર વિષે કહેવા આ લખું છું.

શ્રી. વિનોબાએ જવાબમાં મુખ્ય વાત એમ કરી છે કે, હિંદુસ્તાનમાં ગરીબીનો સવાલ છે; આ પ્રશ્નનો ઉકેલ કરવાનો છે; એ આપણું બધાનું કામ છે. આ અંગે ભૂદાન આંદોલન જમીનનો પ્રશ્ન ઉકેલી આપવાનો દાવો કરે છે અને માને છે કે, તેની પાછળ પાછળ બીજા બધા ગ્રામપ્રશ્નો આપોઆપ નીકળશે. અને એ રીતે ભૂદાન — અથવા હવે વપરાતો શબ્દ કહું તો,— ગ્રામદાનમાં ગરીબીના સવાલનો કુલ નિવેડો સંતાયેલો છે. માટે એની અંદર બધા પક્ષો અને વર્ગોએ મંડી પડવું જોઈએ.

એટલે, વિનોબા જવાબમાં એક જગાએ કહે છે, "જો હું ને તમે સૌ મળીને ગ્રામદાન કરીએ, તો કૉમ્યુનિસ્ટોને કાંઈ જ કરવું પડશે નહીં. ...... આ આંદોલનથી તો તમને પણ બળ મળશે. જે કામ કરશે, જે કામ ઉપાડશે, એને જોર મળશે, એ સમજવું જોઈએ.......આ આંદોલનથી કૉમ્યુનિસ્ટોને બળ મળશે, એની મને પરવા નથી. ભગવાન જેને બુદ્ધિ આપશે એને બળ મળશે. આ વાતને પક્ષોની ભૂમિકા પર વિચારવી જોઈએ નહીં. . . . "

કાર્ય કરે તેને બળ મળે એ નિર્વિવાદ છે. સવાલ એ છે કે, ગ્રામદાનવાદ માનીને કામ કરે તે જ ખરું? શું ગરીબી દૂર કરવાનો એ જ એકમાત્ર ઉપાય છે, એમ સૌ માને, તો જ આગળ કામ ચાલે — એવી માન્યતા રખાય છે? એમ કહેવા કે દાવો કરવામાત્રે ગ્રામદાનવાદ પોતે એક પક્ષ નથી બનતો?

વાત સ્પષ્ટ છે કે, હિંદમાં પણ બધા જ પક્ષો ગરીબી દૂર કરવાનો રસ્તો શોધે છે. સૌના ધ્યેય પરત્વે ખાસ ભેદ નથી. તેનાં સાધન પરત્વે જ પક્ષો પેદા થાય છે.

આ બાબતમાં બે નિષ્ઠાઓ જોવામાં આવે છે — ૧. લોકો દ્વારા ગ્રામદાન વાટે, રાજસત્તાથી નિરપેક્ષ રીતે, સીધી ક્રાંતિ કરો. ૨. સત્તા વગર ક્રાંતિ નહીં થાય, માટે સત્તા મેળવવાનો રસ્તો લો. પહેલી નિષ્ઠા ગ્રામદાન-વાદીઓની છે. બીજી નિષ્ઠા 'પી. એસ. પી.' તથા 'સી. પી. આઈ.' — ટૂંકમાં માર્ક્સવાદની છે.

ગ્રામદાનવાદ આ નિષ્ઠાભેદને એની રીતે એમ વર્ણવે છે કે, અમારી રીત લોકનીતિની છે, જે રાજ-નીતિથી અલગ છે. આને પોતાની રીતે ઘટાવીને માર્ક્સવાદી પક્ષો કહે છે કે, એ બરોબર છે, કેમ કે અત્યારે જેઓના હાથમાં રાજનીતિ છે તે અમને મંજૂર નથી. એટલે, માર્ક્સવાદી પક્ષો લોકના નામે પોકારે છે અને કહે છે, લોકનીતિ અમારી છે અને અમને રાજસત્તા મળવી જોઈએ.

વિનોબા-પ્રણીત ગ્રામદાનવાદ ન-રાજ્યવાદી દૃષ્ટિ ધરાવે છે, એમ હવે સ્પષ્ટ કહી શકાય. માર્ક્સવાદી પક્ષો સામ્યવાદી દૃષ્ટિ ધરાવે છે. આમ, ચાલુ રાજ્ય-સત્તા પરત્વે અરુચિ અને વિરોધની બાબતમાં કેવળ વ્યષ્ટિવાદી અને સમષ્ટિવાદી એવા આ બંને છેડા ભેગા મળે છે. અને તેથી ઉપરની સાવ ઉત્તર-દક્ષિણ-દૃષ્ટિઓ ભેગી થતી આજે જણાય છે. એમાં હિંસા અહિંસાની સાધન-દૃષ્ટિનો ભેદ રખાતો નથી,— મુખ્ય મનાતો નથી, એ ભૂદાનવાદે ગાંધીમાર્ગથી જુદી પડતી એવી મોટામાં મોટી અલગ નીતિ ધારણ કરી છે.

તેવું જ બીજું એક બિંદુ કહું તો તે એ છે કે, માલકી પરત્વે આથી જ ભૂદાનવાદની દૃષ્ટિ જુદી પડે છે. તે વાદમાં ગાંધીજીના ટ્રસ્ટીના સિદ્ધાંતને બદલે માલકીની નાબૂદીની વાત કરાય છે.

અને રાજ્યની મદદ વગર અમે એ અંગેનો ફેરફાર કરીશું, એવો દાવો થાય છે.

અને એવો જ બીજો મૌલિક ફરક એ પડે છે કે, લોકશાહી પદ્ધતિનું મતાધિકાર અને પ્રતિનિધિ-રાજ્ય-તત્ત્વ ગાંધીમાર્ગમાં માન્ય હતું, તેનો ઇન્કાર ન-રાજ્યવાદી ભૂદાન આંદોલનમાં જોવા મળે છે.

૪

હિંદુસ્તાનના રાજ્યકારણ-ક્ષેત્રમાં સામ્યવાદી અને સમાજવાદી વિચારો ક્યારના ઊતર્યા હતા. ન-રાજ્યવાદી વિચારોનો ઉદય વિનોબાની આગેવાની તળે હવે છેલ્લાં પાંચેક વરસમાં પ્રગટ થયો છે. નકારવાચક રીતે છતાં, ન-રાજ્યવાદ પણ મૂળે સત્તાભિમુખતામાંથી જ જન્મ્યો હતો. યુરોપના આ બધા વિચારો સત્તાનિરપેક્ષ નહોતા અને હિંદમાં પણ એમનો વિકાસ એમ જ જોવા મળે છે. ન-રાજ્યવાદી ભૂદાન આંદોલન પણ એક દળ તરીકે આમાંથી અલગ નથી પડતું. એનેય રાજ્યસત્તા પક્ષનો વિરોધ છે, કેમ કે તે ચાહે તેમ એ પક્ષ ચાલતો નથી.

સવાલ હિંદમાં બીજો છે. રાજ્ય ન-રાજ્ય એ સવાલ નથી; હિંસા અહિંસા એ મૂળ સવાલ છે. અને તેથી જો ભૂદાન આંદોલન એવું ચાલે કે જેથી હિંસાનીતિને અજાણ્યે પણ મદદ મળે, તો એ ખોટું છે. આ સવાલનો વિચાર પણ પક્ષોની ભૂમિકા પર નહીં થવો જોઈએ. લોકશાહી અહિંસા-નીતિ છે; સરમુખત્યારશાહી હિંસાનીતિ છે. ભૂદાનવાદ જે જાતની વિચારણા ખીલવી રહ્યો છે, તે ઋષિશાહી કે ન-રાજ્યવાદને મળે છે. અને એ એનું ભયસ્થાન છે. જે ભય બતાવવામાં આવે છે — નિદાન મેં જે ભયપ્રશ્ન ઉઠાવ્યો છે, તે આ છે. વિનોબાએ આપેલા જવાબ વિષે કૉંગ્રેસ શું કહે તે તેના પ્રમુખ જેવી કોઈ સત્તાવાર વ્યક્તિ કહી શકે.

૨૦-૮-'૫૭ **મગનભાઈ દેસાઈ**

# જસ્ટિસ રાનડેનો ગાંધીજીને પત્ર

[ ગાંધીજી ૧૮૯૬ માં દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાન થોડા સમય માટે આવ્યા હતા તે દરમ્યાન તેઓ જસ્ટિસ મહાદેવ ગોવિંદ રાનડેને મળ્યા હતા. ત્યાર પછી ગાંધીજી અને રાનડેની વચ્ચે પત્રવ્યવહાર ચાલુ હતો. એમાંથી જસ્ટિસ રાનડેએ ગાંધીજીને મહાબળેશ્વરથી તા. ૨૩-૫-૧૯૦૦ને દિને લખેલો પત્ર નીચે આપ્યો છે.

દક્ષિણ આફ્રિકાની પરિસ્થિતિનો એક અઠવાડિક અથવા પખવાડિક હેવાલ મુંબઈના પ્રેસિડન્સી ઍસોશિયેશન, જેમાં સર ફિરોજશાહ મહેતા, દિનશા એદલજી વાચ્છા, કાશિનાથ ત્ર્યંબક તેલંગ અને બદ્રુદીન તૈયબજી આગળપડતો ભાગ લેતા હતા, તેને મોકલવા વિશેની જે મહત્ત્વની સૂચના એ પત્રમાં રાનડેએ કરી હતી, તેનો ગાંધીજીએ અમલ કર્યો હતો. કારણ કે ત્યાર પછીના આવા હેવાલો મળી આવે છે.

આપણે માટે આ પત્રનું વિશેષ મહત્ત્વ એ છે કે, એ જસ્ટિસ રાનડેએ ગુજરાતીમાં પોતાને હાથે લખેલો છે. ગાંધી સ્મારક સંગ્રહાલયમાં એની ફોટોસ્ટેટ નકલ ઉપલબ્ધ છે. એ પરથી "હ" અને "ક" અક્ષરો લખતાં રાનડેને તકલીફ પડી હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે; પરંતુ એ સિવાય એમની ગુજરાતી ભાષા ઘણે ભાગે શુદ્ધ છે, એ તો વાચક પોતે પણ જોઈ શકશે.

આશા છે કે, ભાષાવાદના ચાલુ સમયમાં એક મહારાષ્ટ્રીય નેતાએ લખેલો આ પત્ર વાચકને રસપ્રદ થઈ પડશે.

**— મનુભાઈ ક૦ દેસાઈ ]**

મહાબળેશ્વર, ૨૩-૫-૧૯૦૦

પ્યારા સાહેબ,

મને તમારો એપ્રિલનો તા. ૨ જીનો કાગળ તેમ જ નાતાલના ઇંડિયન વેપારી તથા બીજાઓએ જે મેમોરિયલ કરેલું છે તેની કાપી મળી છે. હમણાં ટ્રાંસવાલમાં વસતા અંગ્રેજ લોકોને જરૂર પડે તો લડાઈ કરીને પણ સરખા હક અપાવવા માટે અંગ્રેજ સરકાર કોશેશ કરે છે, તો તે જ સરકાર નાતાલના હિંદી ભાઈઓને નાતાલમાં સરખા હક અપાવે અને અંગ્રેજ વસનારાના જુલમમાંથી રક્ષણ કરે તેટલા માટે ફરિયાદ ઉઠાવવાની ખરી તક છે. . . . મારી ખાતરી છે કે, હિંદીભાઈઓને આખરે ન્યાય મળ્યા વિના રહેશે નહિ. દરમિયાનમાં હું એક સૂચના કરું છું તે એ છે કે, જ્યારે દક્ષિણ આફ્રિકામાં હિંદી ભાઈઓ ઉપર પડતી આફતોને લીધે અમને ચિંતા થઈ રહી છે, ત્યારે ત્યાં તથા ટ્રાન્સવાલમાં શું શું ચાલે છે તેની તમો અમને દર અઠવાડિયાની કે પછી દર પખવાડિયાની ટપાલમાં ખબર આપતા રહો તો સારું. જો તમો દર ટપાલે આવો એક કાગળ મુંબઈની પ્રેસિડન્સી ઍસોસિયેશનના સેક્રેટરી મારફત લખશો, તો અમે અહીંના ન્યૂઝપેપરોમાં તે જાહેર કરી શકીશું; તેમ જ વળી વિલાયતમાંની કૉંગ્રેસની બ્રિટિશ કમિટીને બરાબર વાકેફ કરતા રહેશું. અને તેથી કરીને તમારા કામમાં તમને કેટલીક મદદ મળી શકશે.

તમારો

**એમ. જી. રાનડે**

# હિંદી શાળાઓ અને પાઠશાળાઓમાં માતૃભાષા દ્વારા શિક્ષણ

[ ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ પ્રસિદ્ધ કરેલ ઉપરના ચોપાનિયાની ગાંધીજીએ તા. ૧-૨-૧૭માં લખી આપેલી 'ભૂમિકા' ૪૦ વરસ બાદ ફરી અહીં છપાય છે. માધ્યમનો સવાલ આપણી પ્રગતિને માટે કેટલો ઊંડો અને મૂળગત છે તે બતાવવા આ લેખ પૂરતો નથી ? દુઃખ તો એ છે કે, તે વિષે હજી પ્રચાર કરવો પડે છે! **તંત્રી**]

ડૉ૰ મહેતાએ પ્રભુપ્રીત્યર્થે જે પ્રયાસ કર્યો છે, તેની ઉપર અંગ્રેજી શિક્ષિત વર્ગ ખૂબ ધ્યાન આપશે એવી આશા છે. શિક્ષણનું શું વાહન હોવું જોઈએ, એ વિષે સાથેનું લખાણ તેમણે મદ્રાસમાં પ્રગટ થતા 'વેદાન્ત કેસરી' ને સારુ લખેલું; અને હવે પુસ્તકરૂપે હિંદુસ્તાનમાં પ્રચાર કરવાને સારુ એ લખાણ પ્રગટ કરવામાં આવ્યું છે.

માતૃભાષાઓ શિક્ષણનું વાહન હોવી જોઈએ એ વસ્તુ પ્રજા-સમસ્તને સારુ અગત્યની છે. માતૃભાષાનો નિરાદર એ પ્રજાની હત્યા બરાબર છે. અંગ્રેજી ભાષાના હિમાયતી ઘણી વેળા એવું કહેતા સાંભળવામાં આવે છે કે, એ ભાષા મારફતે શિક્ષણ લીધેલા હિંદી જ જાહેર અને દેશાભિમાની કામ કરી રહ્યા છે. એ આશ્ચર્ય પમાડનારી વાત નથી. એટલુંયે તેઓએ ન કર્યું હત, તો જરૂર દયાજનક સ્થિતિ હોત. પણ સમજવાનું તો એ રહ્યું છે કે, જે પરિણામ આવ્યાં છે તે આપણા શિક્ષણને સારુ જે વખત દેવામાં આવે છે તેના પ્રમાણમાં જૂજ છે. અંગ્રેજી શિક્ષિત વર્ગ જનસમાજની ઉપર કંઈ અસર કરી શકેલ નથી.

પણ ડૉ. મહેતાનું કહેવું હું અહીં ફરી કહી જવા નથી ઇચ્છતો. એમને રસ ચડયો છે, એમણે દાઝથી લખ્યું છે, એમણે બંને પક્ષની દલીલો તપાસી છે અને પોતાની દલીલોની સિદ્ધિને સારુ ઘણો પુરાવો એકઠો કર્યો છે.

તાજામાં તાજું આ વિષય ઉપરનું કથન ના૰ વાઈસરૉયનું છે. તેઓ આ પ્રશ્નનો કાંઈ ફડચો હજુ નથી કરી શકયા; પણ આપણી શાળાઓમાં માતૃભાષા મારફતે કેળવણી આપવી જોઈએ, એ તેઓ સાહેબ બરાબર સમજે છે.

મધ્ય અને પૂર્વ યુરોપના યહૂદીઓ, જે આખી દુનિયામાં ફેલાઈ રહ્યા છે, તેમને અરસપરસના વ્યવહારને સારુ સામાન્ય ભાષાની જરૂર જણાઈ અને તેઓએ યિડિશ જેવી પ્રાકૃત બોલીને ભાષાના દરજ્જા ઉપર મૂકી દીધી છે. અને દુનિયાનાં સરસમાં સરસ પુસ્તકોના અનુવાદ એ ભાષામાં કરવામાં ફતેહમંદ નીવડયા છે. જોકે તેઓ ઘણી પરદેશી ભાષા શીખી લે છે, છતાં પરદેશી ભાષાઓની મારફતે પોતાના આત્માને સંતોષી શકયા નથી. વળી પોતાનો દરજ્જો સમજી શકે તે પહેલાં યહૂદી જનસમાજે પરદેશી ભાષા શીખવાની માથાફોડ કરવી જોઈએ એવું પણ તેઓના શિક્ષિત વર્ગે ઇચ્છયું નથી. તેથી જે માત્ર તોતડી બોલી જ કહેવાતી હતી, પણ જે યહૂદી છોકરાઓ પોતાની માના ધાવણની સાથે પીતા હતા, તે ભાષાને દુનિયાના સુંદરમાં સુંદર વિચારોને ઘણી મહેનતે અનુવાદ કરીને શણગારી છે. આ ખરેખર આશ્ચર્યજનક કાર્ય છે. વેબ્સ્ટરના મોટા શબ્દકોશમાં એ ભાષાને યહૂદી લોકોના અસરપરસ વ્યવહારને સારુ બીજી ભાષાઓનો બનાવેલો ખીચડો કરીને વર્ણવેલી છે. તે ભાષાને ઉપરનું સ્વરૂપ આ ચાલુ જમાનાની અંદર યહૂદી સાક્ષરવર્ગ આપી શકયા છે.

જો એ ભાષાનું વેબ્સ્ટરે કરેલું વર્ણન આજે કોઈ કરે, તો પૂર્વ અને મધ્ય યુરોપના યહૂદી અપમાન થયું ગણશે. મગરૂરી પામી શકાય એવી ભાષા જો યહૂદી વિદ્વાનો જનસમાજને આ જમાનામાં આપી શકયા છે, તો આપણી ભાષાઓ, કે જે કેળવાયેલી તરીકે ઓળખાય છે, તેમાં રહેલી ખામીઓ દૂર કરવી એ સહેલું કામ છે.

દક્ષિણ આફ્રિકા પણ એ જ પાઠ શીખવે છે. અંગ્રેજી અને ડચ ભાષાનું પ્રાકૃતરૂપ જે ટાલને નામે ઓળખાય છે, તેની વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું. બોઅર માતાઓ અને બોઅર પિતાઓએ નિશ્ચય કર્યો હતો કે, જે બચ્ચાંઓની સાથે તેઓ બચપણમાં ટાલ ભાષામાં બોલતાં, તેઓને અંગ્રેજી ભાષા મારફતે શિક્ષણ આપીને તેઓ તેને કચરી મારશે નહીં.

દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજીની તરફેણમાં ઘણી જ દલીલો હતી. દલીલ કરનારા પણ સામર્થ્યવાળા હતા; પણ બોઅર સ્વદેશાભિમાનીની સામે અંગ્રેજી ભાષા ટકી શકી નહીં. આ બોઅર લોકોએ તો શુદ્ધ ડચ બોલીનો પણ ઇનકાર કર્યો. તેથી યુરોપની ખેડાયેલી ડચ ભાષા બોલનારા શિક્ષકોને પણ આ વધારે સહેલી ટાલ ભાષા શીખવી પડે છે. પરિણામ એ આવ્યું છે કે, સાધારણ પણ વીર ગામડિયાઓ જ માત્ર જે બોલીનો ઉપયોગ દક્ષિણ આફ્રિકામાં જ કરતા હતા, તે બોલીમાં આ વેળા સુંદર સાહિત્ય વધતું ચાલ્યું છે.

જો આપણે આપણી માતૃભાષાઓ વિષે શ્રદ્ધા ખોઈ બેઠા હોઈશું, તો આપણા પોતામાંની શ્રદ્ધાની ખામીની નિશાની છે. આપણી પડતીની એ ચોખ્ખી સૂચના છે; અને જો આપણી માતાઓ બોલે છે તે ભાષા વિષે આપણને માન ન હોય, તો ગમે તેટલી ઉદારતાથી અને પરોપકારવૃત્તિથી રચાયેલી અને અમલમાં મુકાયેલી સ્વરાજની યોજના આપણને કદી સ્વરાજ્ય ભોગવતી પ્રજા બનાવી શકશે નહિ.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

સત્યાગ્રહાશ્રમ, અમદાવાદ,
મહા સુદિ ૧૦, સંવત ૧૯૭૩

# સિગારેટ અને અણુબૉંબ

માનવજીવનને માત્ર નુકસાનકારક જ નહિ પણ જીવલેણ તરીકે પુરવાર થયેલા આ બે દુશ્મનો બાબતમાં જ 'શકનો લાભ' લઈને જીવન-હાનિના કાર્યમાં મચી રહેવાનો પ્રયાસ આજકાલ 'સુધરેલી' અને 'વૈજ્ઞાનિક' કહેવાતી પ્રજાઓ કરી રહી છે.

વધારેપડતા તમાકુ-સિગરેટના ધૂમ્રપાનથી ફેફસાંના જીવલેણ કૅન્સરનો રોગ થાય છે, એ નિર્ણય સાત જુદા જુદા દેશોમાં ૧૬ તપાસોના પરિણામે નીતરી આવ્યો છે. પૂરેપૂરી વૈજ્ઞાનિક સાબિતી તો એ અંગે કદી મળવાની નથી; પરંતુ જેમ જેમ અમુક વિસ્તારમાં ધૂમ્રપાન વધતું જાય છે, તેમ તેમ ફેફસાંનું કૅન્સર ત્યાં વધતું જાય છે, એ તો પુરવાર થઈ ચૂક્યું છે. અમેરિકન કૅન્સર સોસાયટીની તપાસમાં પણ એટલું તો પુરવાર થયું છે કે, જે માણસ રોજની ૪૦ સિગારેટ ફૂંકે છે, તેને ફેફસાંનું કૅન્સર થવાની શક્યતા, ધૂમ્રપાન ન કરનાર કરતાં ૭૦ ટકાથી પણ વધુ છે.

છેક છેવટનો બ્રિટિશ વૈદ્યકીય અભિપ્રાય એવો છે કે, જો સિગારેટ ફૂંકવાનું પ્રમાણ અત્યારે જેમ વધે છે તેમ જ વધતું જશે, તો 'બહુ થોડા સમયમાં' દરેક અંગ્રેજ કુટુંબમાં એક જણને ફેફસાંનું કૅન્સર લાગુ થયું હશે.

અમેરિકામાં ડૉ. ઓશનર એવી ગણતરી કરે છે કે, ૧૯૭૦ સુધીમાં દર આઠ અમેરિકાવાસીઓમાંથી એકને અચૂક ફેફસાંનું કૅન્સર લાગુ થયું હશે.

પરંતુ ફેફસાંના કૅન્સર કરતાં પણ મનુષ્યને મારી નાખનારું બીજું મોટું કારણ તો હૃદયરોગ છે. એવી ગણતરી છે કે, મનુષ્યની જાન-હાનિ કરનાર તેની પછીનાં પાંચ કારણો ભેગાં મળીને જેટલાં મરણ થાય છે, તેના કરતાં વધુ મનુષ્યોને (૬૫ વર્ષથી નીચેની ઉંમરનાં) આ એક જ રોગ મારી નાખે છે. પ્રેસિડેન્ટ આઈઝનહોવર તેને 'આપણા જમાનાનો આરોગ્યવિષયક એક મુખ્ય કોયડો' કહીને ઓળખાવે છે. તમાકુના ધૂમ્રપાનથી હૃદયના સ્નાયુને અને શિરાઓને માઠી અસર થાય છે, એ વિષે પ્રો. ગ્રેસ એમ. રોથે (મેયો ફાઉન્ડેશન ફૉર મેડિકલ એજ્યુકેશન એન્ડ રિસર્ચ) ઈ. સ. ૧૯૫૨માં જે કહ્યું છે, તેનાથી કોઈ જ પ્રમાણભૂત વૈદકીય અભિપ્રાય હજી સુધી જુદો પડ્યો નથી.

આ રીતે તમાકુની જીવનવિનાશક અસરો વિષે જાણકારી વધતી જતી હોવા છતાં, માત્ર સ્વિડન રાજ્યે જ જુવાનોના હિતમાં તમાકુના ધંધાને લગતી બધી જાહેરખબરો છાપવાની બંધી ફરમાવી છે. ઇંગ્લંડમાં માત્ર ટેલિવિઝન કે રેડિયો ઉપર સિગારેટની કોઈ જાહેરખબર લેવાની બંધી છે.

જોકે અમેરિકામાં હજુ સિગારેટ-ઉદ્યોગ લોકોને ભરમાવ્યે જાય છે. ત્યાં તમાકુના ધુમાડામાંથી હાનિકારક તત્ત્વોને ગાળી નાખે તેવી છેડે ગળણીવાળી સિગારેટોની જાહેરાત વધવા લાગી છે; અને થોડાં વર્ષ પહેલાં ફિલ્ટર – ગળણીવાળી સિગારેટોનું વેચાણ ભાગ્યે ૨ ટકા હતું તે હવે વધીને ૪૦ ટકા જેટલું થયું છે. પરંતુ ખરી રીતે એ ગળણીઓ કેટલા ટકા નુકસાનકારક તત્ત્વોને ગાળી આપે છે, તેનો કશો ઉલ્લેખ પૅકેટ ઉપર હોતો નથી; અને વધુ કડક તમાકુ વાપરીને એ ગળણીની અસરને હળવી કરી નાખવાના ખોટા ધંધા શરૂ થઇ પણ ગયા છે. કૅન્સર રોગના જાણીતા સર્જન ડૉ. ઓશનરને પૂછવામાં આવ્યું કે, આ ફિલ્ટર – ગળણી કંઈક લાભદાયક કહેવાય કે નહિ? તેનો તેમણે જવાબ આપ્યો, 'જરૂર લાભદાયક છે; સિગારેટના રોગજનક ઝેરથી ગભરાયેલા લોકોને સિગારેટ પીવાનું ફરી સમજાવીને વેચવામાં એ ગળણી જરૂર ઉપયોગી થઈ પડે છે![1]'

શ્રી. રાજગોપાલાચારી, આ 'ક્લીન'— હાનિકારક તત્ત્વોથી મુક્ત કહેવાતી સિગારેટો અને 'ક્લીન'— રેડિયોઍક્ટિવ ઝેરી રાખ ન ફેંકનારા બૉંબ, એ બંને બાબતો એક ભ્રામક પ્રચાર જ છે, એમ જણાવતાં કહે છે[2] કે, જેમને તમાકુના ધૂમ્રપાનનું વ્યસન જ વળગેલું છે, તેવા લોકો તો પોતાનું વ્યસન ચાલુ રાખી શકાય એવી કોઈ પણ વાતને પરમ શ્રદ્ધાથી વળગી જ પડવાના. તે વખતે 'શંકાનો લાભ' તેઓ વિરુદ્ધ પક્ષને ન જ આપે અને પોતાના પક્ષને જ આપે, એ ઉઘાડું છે. એટલે હવે થોડા દિવસમાં જેમ મધુપ્રમેહ લાગુ પડ્યો હોય છતાં રોગી ઇન્સ્યુલીનનું ઇંજેક્શન લઈને ગમે તેટલી ખાંડ-સ્ટાર્ચ ખાયા જ કરે છે, તેમ એકાદ નવું શોધાયેલું ઇંજેક્શન લઈને, ધૂમ્રપાન કરનારો વ્યસની સિગારેટો ફૂંકવાનું ચાલુ જ રાખવાનો. અને હવે તો સિગારેટવાળાઓએ પાળેલા વૈજ્ઞાનિકો, બીડી પીનારને કૅન્સર થાય છે, એ દલીલને જ શંકાની રીતે ઉલટાવીને એવું કહેવાની હિંમત કરે છે કે, જે લોકોને વંશપરંપરાગત કે કોઈ કારણે કૅન્સર થવાનું વલણ હોય, તેવા લોકો જ વધુ સિગારેટો પીવા લલચાતા હોય એમ કેમ ન બને? અર્થાત્ ફેફસાંનું કૅન્સર થવાને સરજાયેલા લોકો જ વધુ સિગારેટો પીવા માંડે છે; અને એ રીતે બધો દોષ બિચારી સિગારેટોની તમાકુને માથે આવે છે!

બીજી બાજુ અણુ-બૉંબ બનાવનારા પણ હવે એવી દલીલ કરવા લાગ્યા છે કે, વાતાવરણમાં રેડિયો-ઍક્ટિવ તત્ત્વોનું પ્રમાણ કેટલું વધે ત્યારે માનવ-જીવનને નુકસાન કરનારું થઈ પડે, તે બાબત હજુ કશો નિશ્ચય થયો નથી. જુદા જુદા ગણતરીબાજોમાં મતભેદ છે; માટે જ્યાં સુધી એ વાતની ખાતરી ન થાય, ત્યાં સુધી અમને બૉંબ ફોડી ફોડીને વાતાવરણમાં રેડિયો-ઍક્ટિવ ઝેર ભર્યા કરવા દો! જ્યારે ખાતરી થાય કે હવે ખરેખર માનવ-જાતને નુકસાન થવા જ માંડ્યું છે, ત્યારે આપણે બૉંબ ફોડવાનું બંધ કરવાનું વધુ ચોકસાઈથી અને તાકીદે નિશ્ચિત કરી શકીશું!

અર્થાત્ તમે ખરેખર મરવા લાગો, ત્યાં સુધી અમને અમારું ગોઝારું કામ કર્યા જ કરવા દો! જ્યારે ખાતરી થશે કે, ખરેખર આ પૃથ્વી ઉપર હવે અણુબૉંબની ઝેરી રાખને કારણે માણસો જીવી શકે તેમ નથી, ત્યારે વધુ બૉંબ ફોડવાનું બંધ કરવાનું નક્કી કરી શકાશે! અર્થાત્ શંકાનો બધો લાભ માનવ-જીવનની તરફેણમાં નહિ, પણ માનવજીવનને વિનાશક પ્રવૃત્તિઓને મળવો જોઈએ!

હવે બીજી બાજુ અણુ-શક્તિને શાંતિના ઉપયોગો માટે વાપરવાનું શરૂ કરાતું જાય છે. અને અણુબૉંબને ફોડવાનું બંધ કરવાનું કહેનાર ભારત દેશ જ 'આખા એશિયામાં' શાંતિના ઉપયોગ માટે અણુશક્તિનાં રિઍક્ટર નાખનાર પહેલું રાષ્ટ્ર બન્યું છે! ખરે જ પશ્ચિમના દેશોની બધી જ બાબતોમાં સરસાઈ કરવી એ જ જાણે અત્યારની ભારતની નેહરુ-સરકારની ધારણા છે! કારણ કે, શાંતિના ઉપયોગ માટે અણુશક્તિ વાપરવામાં પણ રેડિયો-ઍક્ટિવ ઝેરી અવશેષોનો પ્રશ્ન તો એટલો જ તીવ્રપણે ઊભો જ રહે છે. જાણીતા અમેરિકન પખવાડિક 'લાઇફ'ના રેડિયો-ઍક્ટિવ અવશેષોની ચર્ચા માટેના જ તા. જુલાઈ ૨૨,

૧. શરૂઆતના બીજા ફકરાથી માંડીને અહીં સુધીની વિગતો 'ધિ ન્યૂ લીડર' ફેબ્રુ. ૨૫, ૧૯૫૭ના અંકમાંથી છે.

૨. જુઓ અંગ્રેજી 'નીતિ' ૧-૮-'૫૭નો અંક.

૧૯૫૭ના ખાસ અંકમાં જણાવ્યું છે કે, કોલસો, પેટ્રોલ વગેરે બળતણની તંગી જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ અણુ-શક્તિના ઉપયોગ માટેની માગણી આખી દુનિયામાં વધતી ચાલી છે; અને બધા ધારે છે તે કરતાં જલદી એ માટેના રિઍક્ટરો ચોમેર દુનિયામાં ઊભા થતા જાય છે. પરંતુ, અણુશક્તિનો ઉપયોગ ભલે યુદ્ધ માટે નહિ પણ શાંતિના ઉપયોગો માટે કરવામાં આવે; તોપણ તેના રેડિયો-ઍક્ટિવ અવશેષો તો સરખા ઝેરી તથા વિનાશક જ હોય છે; અને તેમને સુરક્ષિતપણે ઠેકાણે પાડવાનો પ્રશ્ન સરખો જ જટીલ અને મુશ્કેલ છે.

અત્યારની 'પ્રગતિ' જોતાં એમ લાગે છે કે, થોડા દશકાઓમાં તો આવા અવશેષોના ઢગેઢગ દુનિયામાં ભેગા થઈ જશે. તે બધાનો જમીન તથા સમુદ્રને બગાડ્યા વિના શી રીતે નિકાલ કરવો, તેનો જ પ્રશ્ન સૌને અત્યારથી જ મૂંઝવી રહ્યો છે. કારણ કે, તેમાં પ્લુટોનિયમ-જન્ય અવશેષો તો (તેના જીવનનો અર્ધો જ સમય ગણીએ તોપણ) ૨૪,૩૦૦ વર્ષ સુધી તીવ્રપણે હાનિકારક રહે; અને યુરેનિયમ-૨૩૮ના અવશેષો (તેના જીવનનો અર્ધો સમય ગણીએ તોપણ) ૪ અબજ વર્ષ સુધી તીવ્રપણે હાનિકારક રહે. વળી રિઍક્ટર કામ કરતું હોય ત્યારે ઑઈલ-ઍંજિનની પેઠે તેને ઠંડું પાડવા જે પાણી તેમાં ફેરવ્યા કરવું પડે છે, તે પણ રેડિયો-ઍક્ટિવ થઈ જાય છે. તે પાણીનાં રેડિયો-ઍક્ટિવ તત્ત્વો ચાળી લઈને તથા બીજા પણ રેડિયો-ઍક્ટિવ અવશેષોને જાડાં પોલાદનાં પતરાંનાં પીપોમાં સુરક્ષિતપણે ભરીને જમીનમાં દાટી દેવાં પડે છે.

પરંતુ એમ એ બધા અવશેષો જમીનમાં દાટવા એ બહુ સલાહકારક મનાતું નથી. ગમે ત્યારે ધરતીકંપથી કે કટાઈને પીપનાં પતરાં નાશ પામે, ત્યારે પેલા પદાર્થો પછી જમીનમાંના પાણીના પ્રવાહો સાથે ભળીને કે સીધા જ બહાર આવે. કેટલાક ઝેરી અવશેષોને મજબૂત ડબ્બાઓમાં ભરીને સમુદ્રમાં ઊંડે ડુબાડવામાં આવે છે. ત્યાં પછી ઉપરના ડબ્બાનું પતરું કટાતું કટાતું નાશ પામે, ત્યાં સુધીમાં તે પદાર્થોની વિનાશક અસર કંઈક ઓછી થઈ રહેશે એમ મનાય છે. પરંતુ સમુદ્રના તળિયામાં પણ કયા કયા ફેરફારો થાય છે કે કયા પ્રવાહો તે ડબ્બાઓને અફાળીને ક્યારે તોડી નાખે. તેની કશી ખાતરી નથી.

ઉપરાંત, ઝેરી અવશેષોને ઠેકાણે પાડવાની આ બધી પદ્ધતિઓ ખર્ચાળ પણ છે. એક ગૅલન જેટલા ઝેરી અવશેષને, અમેરિકામાં પોલાદનો સસ્તો ભાવ ગણતાં પણ, ડબ્બામાં ભરીને દાટવાનું ખર્ચ અઢી રૂપિયા આવે છે. હવે માત્ર વીજળી પેદા કરવા જ વપરાનારા રિઍક્ટરોથી દશ વર્ષ બાદ દુનિયામાં ૬ કરોડ ગૅલન ઝેરી અવશેષો દર વર્ષે દાટવાના ઊભા થશે. અર્થાત્ દરવર્ષે પંદર કરોડ રૂપિયા! એવી ગણતરી છે કે, સ્ટ્રોનિયમ-૯૦ના એક ઔંસ જેટલા પ્રવાહીને નુકસાન-કારક ન રહે તેટલા પ્રમાણમાં સારા પાણીના જથ્થામાં ભેળવી દેવું હોય, તો ૧૫૦૦ અબજ ગૅલન પાણી જોઈએ! અર્થાત્ માણસ જ્યારે જથાબંધ અણુશક્તિ વાપરવા માંડે, ત્યારે તેમાંથી જે ઝેરી અવશેષો ઉત્પન્ન થાય, તેમને હાનિકારક ન રહે તેટલા પ્રમાણમાં ભેળવી દેવા જેટલું પાણી જ આખી પૃથ્વી ઉપર નથી!

પરંતુ આ બધા અવશેષોને જમીન કે દરિયામાં દાટવાનું પૂરેપૂરું સુરક્ષિત તો નથી જ. અને માણસની જાણમાં નહિ એવાં કારણોથી ક્યારે એ બધા ડબ્બા ફાટી-ફૂટીને તેમાંના રેડિયો-ઍક્ટિવ પદાર્થો માણસના સીધા સંબંધમાં આવી જાય, તેની કશી ખાતરી પણ આપી શકાય તેમ નથી.

એટલે, અણુશક્તિથી કારખાનાં ચલાવીને માલ ઉત્પાદન કરવાની ભારતની ધખણા પણ, અણુબૉંબ વડે પોતાના દેશને સુરક્ષિત રાખવાના અમેરિકા-રશિયા જેવા દેશોની ધખણા જેવી જ અંતે તો માનવજીવન માટે ખતરનાક છે. જાણ્યેઅજાણ્યે પ્રલયની તૈયારીમાં તો જગત નથી પડયું?

સર્વોદયનો — સૌના સાચા કલ્યાણનો — ઉપાય, આ બધી ભૂત-પલીત જેવી મેલી શક્તિઓથી દૂર અને આધુનિક યુગના પેગંબર સમા આપણા રાષ્ટ્રપિતાએ બતાવેલા સાદા સીધા હસ્તોદ્યોગને માર્ગે જ રહેલો નહીં હોય?

# દારૂબંધીની તરફેણમાં

૧

## દારૂ એ સારો ધંધો છે?

૧૯૫૫ના વર્ષમાં સાનફ્રાંસિસ્કોના પોલીસ-ખાતા પાછળનું ખર્ચ એક કરોડ, આઠ લાખ ડૉલર હતું; ત્યારે દારૂ ઉપરના કરની આવક માત્ર ૧૨ લાખ, ૫૬ હજાર ડૉલરની હતી. શહેરમાં થયેલી કુલ ૬૩,૫૬૧ ધરપકડોમાંથી ૪૩,૭૦૯ હદ બહારની નશાખોરી માટે હતી.

લૉસ ઍન્જેલોસમાં પોલીસ-ખાતાનું ખર્ચ ૧૯૫૫માં બે કરોડ, ૯૬ લાખ, ૬૯ હજાર ડૉલર હતું. પરંતુ દારૂ ઉપરના મહેસૂલની આવક માત્ર ૧૫ લાખ, ૮૧ હજાર ડૉલર હતી; અર્થાત્ પોલીસ-ખર્ચના દર ૧૮ ડૉલરે માત્ર એક ડૉલર. શહેર-વિસ્તારમાંની કુલ ૨૦૫,૬૫૭ ધરપકડોમાંથી ૧૦૦,૭૨૫ જેટલી અર્થાત્ ૫૦ ટકા જેટલી ધરપકડો હદ બહારની નશાખોરી તથા પીવેલ હાલતમાં વાહન હાંકવાને લગતી હતી.

—'લિસન' પુ. ૧૦, અં. ૨.

૨

## દારૂ પીવાનું ક્યાં શીખે છે?

ગિલ્બર્ટ યૂથ રિસર્ચ કંપનીએ કરેલી તપાસમાં જણાયું છે કે, ગ્રામ-વિસ્તાર કે શહેર-વિસ્તારનાં ૧૫થી ૧૯ વર્ષની ઉંમરનાં યુવાનોમાંથી ૭૯ ટકા એક યા બીજું નશીલું પીણું પીતાં થઈ ગયાં હોય છે. એ બધું તેઓ ક્યાં શીખે છે તે નીચેના આંકડા ઉપરથી જણાશે:

ઘરમાંથી ૫૬ ટકા; પાર્ટી-મેળાવડામાંથી ૩૩ ટકા; દારૂનાં પીઠાંમાંથી ૩૩ ટકા; રાત્રી-કલબોમાંથી ૧૨ ટકા; પરચૂરણ ૯ ટકા.

(ઉપરની ટકાવારીમાં ૧૦૦ કરતાં આંકડો વધવાનું કારણ એ છે કે, કેટલાકોને પીવાનું ઘેર તેમ જ પાર્ટીઓમાં એમ બંને ઠેકાણે મળતું હોય છે.)

—'લિસન' પુ. ૧૦, અં. ૨.

૩

## અમેરિકાનું શરાબ-ખર્ચ

૧૯૫૫માં અમેરિકન લોકોએ નશીલાં પીણાં પીવા પાછળ કુલ ૧૦ અબજ ૯ કરોડ ડૉલર ખર્ચ્યાં. રૂપિયામાં ગણીએ તો તે રકમ ૫૦ અબજ ૪૫ કરોડ રૂપિયા જેટલી થાય. એમાંથી હદ બહારની નશાખોરીથી બીમાર કે ગુનેગાર બનતા લોકોની સારવાર પાછળ તે દેશને ૫ અબજ રૂપિયા ખર્ચ થાય છે તે જુદું. તે ઉપરાંત જીવન-હાનિનું તથા આનુષંગિક જે ખર્ચ થતું હોય તે જુદું. ૧૯૫૫માં પ્રસિદ્ધ થયેલી એક ગણતરી મુજબ, અમેરિકામાં એકલામાં ૬ કરોડ ૫૦ લાખ માણસો નશીલાં પીણાં પીએ છે. તેમાંથી ૮૦ લાખ તો પાકા વ્યસની છે અને ૪૦ લાખ અતિ વ્યસનથી પોતાની જાતને તેમ જ બીજાઓને માટે કોયડા સમાન બનેલા છે.

સ્ત્રીઓમાં પણ કોયડા સમાન બનેલી પાકી ગરાડી સ્ત્રીઓની સંખ્યા અમેરિકામાં પુરુષ-ગરાડીઓ જેટલી જ કે તેથી પણ વધુ છે. લૉસ ઍન્જેલોસ શહેર એકલામાં જ ૧૯૫૬માં પોલીસે ૫૯૬૯ સ્ત્રીઓની ધરપકડ હદ બહાર નશો કરવાને કારણે કરી હતી. બીજા વિશ્વયુદ્ધ પૂર્વે ૭ સ્ત્રીઓમાંથી એક સ્ત્રી ગરાડી હતી; હવે દર ચાર સ્ત્રીમાંથી એક ગરાડી છે.

—'ન્યૂ આઉટલૂક' મે ૧૯૫૭

૪

## ફ્રાંસનો કોયડો

આંકડા ઉપરથી જણાય છે કે, ફ્રાંસમાં માણસ દીઠ ૨૧ લિટર (૧ લિટર = ૧$\frac{૩}{૪}$ પિન્ટ) મદ્યાર્ક પિવાય છે. એટલો મદ્યાર્ક પીવા માટે સરેરાશ દરેક જણ મદિરા ૧૩૭ લિટર, બીર દારૂ ૧૯ લિટર અને ૨.૮ લિટર બ્રેવડો (સ્પિરિટ દારૂ) દર વર્ષે પીએ છે એમ કહેવાય. પરંતુ આ ગણતરીમાં તો છોકરાં પણ આવી ગયાં. એટલે તેમને બાદ કરીને કહીએ તો ફ્રાન્સવાસી દર વર્ષે સરેરાશ ૩૦.૫ લિટર મદ્યાર્ક પીએ છે. સરખામણીમાં ઇટલીવાસી ૧૪ લિટર, સ્વિટ્ઝલૅન્ડવાસી ૧૩ લિટર, અમેરિકા, ઇંગ્લંડ અને બેલ્જિયમવાસી દરેક ૯ લિટર અને જર્મનો ૬ લિટર મદ્યાર્ક પીએ છે.

ફ્રેંચ પુરુષોના ૧૫ ટકા અને સ્ત્રીઓના પાંચ ટકા પાકા ગરાડી છે, અને પુરુષોના ૩૦ ટકા અને સ્ત્રીઓના ૩૬ ટકા દર વર્ષે શરીરની તંદુરસ્તીને હાનિ કરે એટલા પ્રમાણમાં દારૂ પીએ છે.

પરિણામે, ફ્રાંસનાં કારખાનાંમાં ૪૦ ટકા અકસ્માતો પીધેલ હાલતને કારણે જ થાય છે. તેથી દર વર્ષે ઉત્પાદનનું નુકસાન ૮૫ કરોડ ડૉલર અથવા ૩૦૦ અબજ ફ્રાંક જેટલું અંકાયું છે; અને વધારામાં ત્યાંની સરકાર ઘાયલ થયેલા કામદારોને વીમાના દાવા તરીકે ૧૧૫ અબજ ફ્રાંક ચૂકવે છે તે જુદા.

ફ્રાંસના કુલ ગુનામાં ૩૦ થી ૪૦ ટકા ગુના પીધેલ કે ગરાડીઓએ કરેલા હોય છે. વ્યભિચાર-બળાત્કારના ગુનામાંથી ૭૦ ટકા ગુના દારૂના વ્યસની કે ગરાડીઓને હાથે થાય છે. ૨૫ ટકા છૂટાછેડા નશાખોરીને પરિણામે થાય છે. અને પેરીસ શહેરના રસ્તા ઉપરના અકસ્માતોમાં મરી ગયેલાઓની મરણોત્તર તપાસમાં જણાયું છે કે, ૫૭ ટકા દારૂની અસર હેઠળ હતા.

— 'અવેક', મે ૮, ૧૯૫૭ ગો૦

# બાળક ઘણી ભાષાઓ ક્યારે શીખે?

આપણા માનનીય વડા પ્રધાન પંડિત જવાહરલાલજીએ એક વખત કહ્યું કે, બાળકની એક એવી ઉંમર હોય છે કે એ વખતે, મોટાઓ શીખી શકે એના કરતાં એ ઘણી સહેલાઇથી બીજી ભાષાઓ શીખી શકે છે.

એમના આ કથન પછી પ્રાથમિક શિક્ષણના ૫-૬-૭ ધોરણમાં પણ અંગ્રેજી ભાષા દાખલ કરવી જોઈએ, એવી માન્યતા ધરાવનારા ભાઈઓ એ દલીલનો ટેકો લે છે.

એ દલીલ સાવ ખોટી નથી. પણ આપણે એટલો વિચાર કરવો પડશે ખરો કે, નાનું બાળક કેવા સંજોગોમાં નવી ભાષા શીખી લેતું હોય છે. એક પ્રદેશનું બાળક બીજા પ્રદેશમાં કોઈ પણ સંજોગોને કારણે આવી પડયું છે. બીજા પ્રદેશનાં બાળકો કે મોટેરાંઓ વચ્ચે જ એને ઘણોખરો સમય વિતાવવાનો હોય છે. રમવાની, ખાવાપીવાની – એકેએક પ્રવૃત્તિ વખતે એ અજાણી ભાષા બોલનારાંઓની વચ્ચે જ એને રહેવાનું હોય છે. અનેક ક્રિયાઓ કરતાં કરતાં, એ ભાષાનાં વાક્યો તથા શબ્દપ્રયોગો અનેક વખત એના કાને અથડાયા કરે છે. એને એની એકેએક ક્રિયા કરતાં કે શીખતાં, બીજી ભાષા બોલનારાઓનો જ સહારો લેવો પડે છે. આ સ્થિતિમાં બાળક બીજી ભાષા તરત શીખી જાય છે. મોટાં કરતાં પણ તરત શીખી જાય છે, એ વાત સાચી છે.

પણ એક વર્ગમાં બેસાડીને બાળકને શબ્દના અર્થો લખાવવા કે જોડણી ગોખાવવી એ એને કેવું માથાના ઘા જેવું લાગે છે, એ તો નાનાં બાળકો સાથે રહેલા દરેક શિક્ષક તથા એનાં માબાપનો રોજનો અનુભવ હોય છે. તેમાંય પરદેશી ભાષા કે જેને આપણી માતૃભાષા સાથે નાહવા-નિચોવવા જેટલોય સંબંધ નથી, એને આજની વર્ગપદ્ધતિથી શીખવવી, અને તે પણ માતૃભાષા તથા રાષ્ટ્રભાષાનું શિક્ષણ જે વખતે હજુ નવેસરથી ચાલુ કરવામાં આવ્યું હોય એવે વખતે ત્રીજી અંગ્રેજી ભાષા શીખવાનો બોજો નાખવો, એ નાનાં બાળકોને કચડી નાખવા બરાબર છે.

એક કાળે હું મુંબઈમાં પાંચમું ધોરણ ભણતો હતો ત્યારે આ બોજાનો ભાર મેં અનુભવ્યો છે. એ અનુભવના જોરે જ હું નાનાં બાળકોનો પક્ષકાર બનીને અહીં બતાવવા માગું છું કે, જેમને બિલકુલ જરૂર નથી એવાં લાખો કરોડો બાળકો ઉપર આટલી નાની ઉંમરે અંગ્રેજીનો બોજો નાખવો એ એક અત્યાચાર છે.

જવાહરલાલજી બોલ્યા હશે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે પરપ્રાંતનાં બાળકો વચ્ચે ગયેલા નાના બાળકનું ચિત્ર નજર સામે રાખીને બોલ્યા હશે. નહિ કે આપણા વર્ગોમાં 'સી એ યુ જી એચ ટી – કૉટ, સી એ યુ જી એચ ટી – કૉટ, સી એ યુ જી એચ ટી – કૉટ' ગોખતા, ચોપડીને પાટલી સાથે પછાડતા અને મોઢું બગાડતા છોકરાનું ચિત્ર નજર સામે રાખીને. એટલે જવાહરલાલજીનું એ કથન કયા ખ્યાલથી કહેવાયું હશે એની કલ્પના આપણે જ કરી લેવા જેવી છે.

**બબલભાઈ મહેતા**

# ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને મનુષ્યવિદ્યા

['ઍન્થ્રોપોલૉજી એટલે શું'—એની વિશેષ ચર્ચા]

મારા વિદ્વાન મિત્ર શ્રી. પોપટલાલ શાહે (ગુજરાત સંશોધન મંડળ, મુંબઈ) મેં ઉઠાવેલા સવાલ—'ऍन्थ्रोपोलॉजी एटले शुं?'—ની ચર્ચા કરતો લાંબો જવાબ મોકલ્યો છે, તે નીચે કંઈક ટૂંકાવીને ઉતાર્યો છે. શ્રી. શાહ આ વિષયમાં ખૂબ રસ ધરાવે છે. મેં તેમને લખ્યું એમ, હું એ વિષે જિજ્ઞાસા સેવવા જેટલું "અજ્ઞાન" ધરાવું છું. આ વિષય યુનિવર્સિટીમાં હજી એવો ખાસ શીખવાતો નથી, પણ એનો શબ્દ આજકાલ ખૂબ 'ફૅશનેબલ' થતો જાય છે,—એક વખતે 'સોશિયૉલૉજી' હતો તેમ. એપ્રિલ માસમાં હિંદની ઍન્થ્રોપોલૉજિકલ પરિષદ મળી, તેનો હેવાલ છાપાંમાં વાંચીને મને જે સવાલ ઊઠ્યો, તે મેં જુલાઈ '૫૭ અંકમાં પૂછેલો. આ સવાલ શ્રી. શાહે ઉપાડી લઈ જે જવાબ લખ્યો, તે હવે જોઈએ. તે લખે છે,—

"આખા લેખનો ધ્વનિ એમ લાગે કે, ભાઈ મગનભાઈના મત પ્રમાણે, ઍન્થ્રોપોલૉજીનો વાસ્તવિક અર્થ મનુષ્યવિદ્યા જેવો વિશાળ અને વિસ્તૃત હોવા છતાં ગોરા વિદ્વાનો તેનો સંકુચિત અર્થ કરે છે અને ગુલામી વાતાવરણમાં ઊછરેલા દેશી વિદ્વાનો પણ તેમની નકલ કરીને કહે છે કે, 'ઍન્થ્રોપોલૉજી એટલે આદિવાસી-વિદ્યા, આદિમનુષ્ય-વિદ્યા . . . . અહીંયાં પણ ઉચ્ચ ગણાતા વર્ણોએ ઍન્થ્રોપોલૉજી એટલે પછાત કે આદિ કોમોને માટેનો અભ્યાસ એવો અર્થ ઘટાવ્યો, અને એ અર્થમાં ગોરા અંગ્રેજો આપણા દેશમાં વર્તતા જ હતા. . . . તેમણે પ્રેરેલા અભ્યાસમાં આપોઆપ અમુક તુચ્છભાવ અને કોમી ભેદબુદ્ધિ વગેરેની છાપ અથવા બૂ રહી છે. . . . તે જાતિઓના સુધારાને પછાત ગણી, તેમાં પોતાના સુધારાને પેસાડવો એને યોગ્ય પગલું અને ઉપકાર માને—વગેરે વાતો કે ભાવો આપોઆપ પેદા થઈ જાય. અને તે ભાવો આજેય ઍન્થ્રોપોલૉજીમાં અણનોંધાયેલા—ચૂપચાપ ઘૂસીને એ વિદ્યાને કલુષિત કરતા સંતાઈને પડેલા છે જ. મનુષ્ય-વિદ્યા . . . એનાથી વધારે ઉદાર અને વિશાળ હોવી જોઈએ.'

"હું પણ શ્રી. મગનભાઈ સાથે એટલા અંશે મળતો આવું છું કે, મનુષ્યવિદ્યામાં મનુષ્યના જુદા પ્રકારની વસતીઓ, જાતિઓ, ઉપજાતિઓ, જ્ઞાતિકુલો, આદિવાસી-પછાતવર્ગો, બ્રાહ્મણો, નાગરો, વાણિયા, પાટીદાર, અનાવિલ, ઔદિચ વગેરે અનેક વર્ણભેદ કે જાતિભેદ ફક્ત અભ્યાસને માટે જુદા રાખવામાં આવે તે વાસ્તવિક છે. પણ તેમાંથી કોઈ ઉચ્ચ કે નીચ છે એવા તુચ્છ-ભાવ કે કોમી ભેદબુદ્ધિને ઉત્તેજન મળવું જોઈએ નહીં. જુદાં જુદાં જાતિકુલોની સંસ્કૃતિ જુદી—ભિન્ન—હોય છે તે વાત ખરી છે; પણ તેથી અમુક સંસ્કૃતિને શ્રેષ્ઠ કે ઉચ્ચતર ગણવી એ અવૈજ્ઞાનિક અને અયોગ્ય છે. કોઈ સંસ્કૃતિ કે જાતિકુલને સંતોષ, શાંતિ અને આધ્યાત્મિક જીવન પર પ્રીતિ હોય અને બીજી સંસ્કૃતિ કેવળ સ્વાર્થ, દ્રવ્યોપાર્જન અને ભૌતિક જીવનમાં રસ લેતી હોય, તો તેમાં ભેદ તો રહેવાનો જ. પણ તેને ઉચ્ચનીચ—તુચ્છ કે તિરસ્કરણીય કહેવાને કોઈને હક નથી. અમુક રિવાજ કે પદ્ધતિ પ્રસરાઈ જાય એ તે સમાજના લક્ષણ તરીકે સ્વીકારવાં પડે અને તેથી આર્થિક ઉન્નતિ કે માનસિક શાંતિ કે આધ્યાત્મિક જીવન એ જુદા જુદા વિષયમાં જુદી જુદી કાર્યક્ષમતા પ્રાપ્ત કરે તે સ્વાભાવિક છે.

"આ રીતે શ્રી. મગનભાઈ સાથે ઍન્થ્રોપોલૉજીના સત્ય આદર્શો વિષે વિરોધ નથી. પરંતુ જ્યારે તેઓ સમજે કે સમજાવે છે કે, મનુષ્યવિદ્યાના હિંદી નિષ્ણાતો તે વિદ્યાને આદિવાસીઓની વિદ્યા તરીકે ગણે છે, તો તેમાં ભયંકર ભૂલ થાય છે. તે દૂર કરવાની જરૂર લાગે છે.

"હિંદમાં કે મુંબઈ ઈલાકાની યુનિવર્સિટીઓમાં ઍન્થ્રોપોલૉજી વિષયના કોઈ પણ વિભાગને યોગ્ય સ્થાન હજુ સુધી મળ્યું નથી. આ વિષે મેં એક લેખ ગુજરાત સંશોધન મંડળના જુલાઈ ૧૯૫૧ના અંકમાં 'સ્વતંત્ર ભારતમાં મનુષ્યવિદ્યાનો અભ્યાસ' એ શીર્ષકથી લખ્યો હતો. તે વખતે આ વિષયના નિરૂપણમાં મેં બતાવ્યું હતું કે, 'મનુષ્યવિદ્યા એટલે સકળ મનુષ્યનો—તેની ઉત્પત્તિ, સંસ્કૃતિ અને વિકાસનો સર્વદેશીય અને સંપૂર્ણ અભ્યાસ.' તે વખતે જેમ શ્રી. મગનભાઈ લખે છે તેમ મેં પણ દર્શાવ્યું હતું કે, 'પછાત જાતોના રીતરિવાજ, ગીતગાથાઓ, ધર્મ, વહેમો કે કળાકૌશળ વગેરેની માહિતી મેળવવામાં જ અને પ્રસિદ્ધ કરવામાં ઘણા વિદ્વાનો રોકાયેલા હતા.' 'પરંતુ સ્વાતંત્ર્ય મળ્યા પછી સમગ્ર સંસ્કૃતિ-દૃષ્ટિબિંદુ બદલાયું છે. ભારતની સંસ્કૃતિ પછાત છે એ ભાવના જ હવે નષ્ટ થઈ ગઈ છે. પરદેશી ધૂંસરી નીચેથી છૂટકી જવાથી હીનતા-ગ્રંથિ પણ તૂટી

ગઈ છે. જગપ્રગતિ અને એશિયન સંસ્કૃતિની આધારશિલા ભારત છે એમ અનેક વિશ્વસંમેલનોમાં સ્વીકારાયું છે.' તે લેખમાં મેં એમ પણ બતાવ્યું હતું કે, મનુષ્યવિદ્યાના વિષયમાં આદિવાસી સંસ્કૃતિના અભ્યાસને હવે કોઈ પણ રીતે અયોગ્ય અગત્ય આપવામાં આવતી નથી. જોકે નવા બંધારણ પ્રમાણે આદિવાસી જાતિઓ અને અધિકૃત જાતિઓને અપાયેલા અગત્યના સ્થાનને લીધે તે જાતિઓના અભ્યાસને માટે તજવીજ થવાનો સંભવ છે. કારણ કે તે જાતિઓના કલ્યાણને માટે રાજ્ય તરફથી કરોડો રૂપિયા ખરચાય છે અને તેમની સંસ્કૃતિ અને પ્રગતિના પ્રશ્નોનો અભ્યાસ થવો જોઈએ, અને થાય તે સ્વાભાવિક છે.

"ત્યાર પછી ગુજરાતના સંશોધકોની પરિષદ અમદાવાદ ખાતે ૧૯૫૩માં ભરાઈ હતી તે વખતે પણ મનુષ્યવિદ્યાના અભ્યાસને માટે તે વિભાગના પ્રમુખ તરીકેના મારા ભાષણમાં મેં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો કે, મનુષ્યવિદ્યા એક વિશાળ વિજ્ઞાનની શાખા છે. અને તે સાથે સંસ્કૃતિ-વિજ્ઞાનમાં પણ તેનું ક્ષેત્ર વિકસાયેલું છે. ભૌતિક વિજ્ઞાનની દૃષ્ટિએ મનુષ્યનાં ઇતિહાસ ઉત્પત્તિ અને વિકાસના અભ્યાસને માટે પ્રાચીન પ્રાણીવિદ્યા (પેલિયેન્ટોલૉજી), ઉત્ક્રાન્તિની દૃષ્ટિએ પ્રાણીવિદ્યા, મનુષ્ય-જીવ-વિદ્યા, શરીરમાપન વિદ્યા, શરીર રચના-વિદ્યા (Somatology), મનુષ્યજાતિ વિદ્યા, જુદી જુદી જાતિઓના વૃદ્ધિ અને બંધારણનો અભ્યાસ એટલા ભૌતિક-જીવવિદ્યા-અને ઉત્ક્રાન્તિવિદ્યાના વિષયો દર્શાવ્યા હતા. સંસ્કૃતિની દૃષ્ટિએ મનુષ્યનો ઇતિહાસ — પુરાતત્ત્વવિદ્યા, નૃવંશ લેખન વિદ્યા (ethnography) અને નૃવંશવિદ્યા (ethnology), લોકકથા, લોકગીતો, લોકનૃત્ય, લોકસાહિત્ય, લોકકલા, અને બહુજન સંસ્કૃતિનો અભ્યાસ, સમાજ-મનુષ્યવિદ્યા, સંસ્કૃતિ મનુષ્યવિદ્યા, ભાષાશાસ્ત્ર, — ભાષાઉપભાષાની ઉત્પત્તિ અને વિકાસ: વળી સંસ્કૃતિ અને ચારિત્ર્ય, સાહિત્ય, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને સમાજવિદ્યાની દૃષ્ટિએ થાય તે પણ સ્વાભાવિક છે. મનુષ્યવિદ્યાના આટલા વિભાગો હોય અને આટલું વિશાળ ક્ષેત્ર હોય તો તેને કોણ કહી શકે કે, તે વિદ્યા આદિવાસીઓની સંસ્કૃતિના અભ્યાસની સાથે જ જકડાયેલી છે?

"અત્રે એક વાતના ખુલાસાની જરૂર છે કે, કેટલાએક સમયથી ગુજરાત સંશોધન મંડળે ગુજરાતની આદિવાસી સંસ્કૃતિના અભ્યાસ ઉપર ભાર મૂક્યો છે: અને ગુજરાતમાં આદિવાસી સંસ્કૃતિ સંશોધન કેન્દ્ર જમાવવા પ્રયત્ન કર્યો છે, તેનું કારણ એ જ કે, કુલ ગુજરાતમાં આદિવાસીઓની સંખ્યા આઠ ટકા જેટલી જ હોવા છતાં, કેટલાએક પ્રદેશો એવા છે કે જ્યાં તેમની સંખ્યા ૪૦ થી સાઠ ટકા જેટલી વધારે હોય છે: ખાસ કરીને સુરત જિલ્લામાં. આ જાતિઓની સંસ્કૃતિ અને વિલક્ષણ જીવન, તેમનાં લોકગીતો, લોક-સાહિત્ય, લોકભાષા લુપ્ત થતાં જાય છે: અને નવા રાજ્યની નવબંધારણ યોજનાઓની પ્રગતિ સાથે તેમનું વ્યક્તિત્વ દબાતું-લોપાતું જાય છે. તેમનો અભ્યાસ કરી લેવો આવશ્યક છે. આ કાર્ય વિશાળ છે અને જલદીથી ઉપાડી લેવા જેવું છે અને વિદ્વાનોના ધગશ હશે તો જરૂર માથે લેવાશે. પરંતુ આ લેખનો મુદ્દો તો એટલો જ છે કે, મનુષ્યવિદ્યા એટલે ભલેચૂકે કે કોઈ પણ ધારે કે કેવળ આદિવાસી-વિદ્યા, તો તે વિચાર ભૂલ ભરેલો છે: અને મનુષ્યવિદ્યાનો વિષય અતિ વિસ્તૃત છે અને તે વિશાળ વિષયની અનેક શાખાના અનેક પ્રાધ્યાપકો અને વિદ્યાર્થીઓ રસ લઈને ગુજરાતની સંસ્કૃતિનો વિકાસ અને પ્રગતિમાં યોગ્ય રસ અને પ્રવૃત્તિ વિકસાવે એ ઇષ્ટ છે.

૧-૮-'૫૭ **પો૦ ગો૦ શાહ**

શ્રી. પોપટલાલના જવાબને આવકાર આપું છું. મેં સવાલ ઉઠાવેલો કે, "સામાન્ય સમજ એવી છે કે, ઍન્થ્રોપોલૉજી એટલે આદિવાસી-વિદ્યા, આદિ-મનુષ્ય વિદ્યા. પણ એ એનો સાચો અર્થ છે કે કામચલાઉ તારવેલો રૂઢાર્થ જ ગણાય? એવો સવાલ ઊઠે છે." વાચક જોશે કે, તે મારો પ્રશ્ન સ્વીકારે છે કે, ઍન્થ્રો-પોલૉજી એટલે માત્ર આદિવાસી-વિદ્યા જ નહીં; તે એનાથી વિશાળ વિદ્યા છે. અને તે ખાતરી આપે છે કે, પોતે તે અર્થ માનતા નથી; જોકે તે જે કામકાજ વર્ણવે છે તેમાં 'કામચલાઉ' અર્થ તો દેખાય છે! પરંતુ એ સવાલમાં ન પડું. મારા લેખમાં મૂળ સવાલ છે — મનુષ્યવિદ્યા એટલે શું? તેનું ચોક્કસ વિચારક્ષેત્ર શું? એનો જવાબ નક્કી થવો જોઈએ. તે વિદ્યાનો વિષય મનુષ્યપ્રાણી છે; — બીજી યોનિઓથી નિરાળી પડતી માનવયોનિ છે. આ અભ્યાસ કોઈ સ્થળ કે કોઈ સમયની મર્યાદાવાળો નથી. આ મર્યાદાઓ માથે લઈને ચાલતો અભ્યાસ બીજો છે — ઇતિહાસ. તેમાં માનવ સુધારો, સંસ્કૃતિ ઇ૦ વિચારાય છે. મનુષ્યવિદ્યા એ જ નથી; નહીં તો તેમાં અને ઇતિહાસ-વિદ્યામાં પછી ફરક શો? તે સમાજવિદ્યા

પણ નથી. એટલે મારો મૂળ સવાલ ઊભો રહે છે કે, ઇતિહાસ અને સમાજવિદ્યાથી નિરાળું ને પોતાનું ચોખ્ખું ક્ષેત્ર ધરાવતો એવો મનુષ્યનો અભ્યાસ એ જો મનુષ્યવિદ્યા હોય, તો તેનો વિષય સ્પષ્ટ થવો જોઈએ. આવી ચોકસાઈ આપણે અંગ્રેજી ભાષામાં અટવાઈ પડ્યા વગર આપણી ભાષામાં મેળવવી જોઈએ. તો જ પશ્ચિમે જે કેટલાક પૂર્વગ્રહોમાં ભરાઈ ને એ વિદ્યા ખીલવી છે, તેમાંથી નીકળીને આપણે આ કીમતી વિચાર મૌલિક રીતે રજૂ કરી શકીશું.

આ અંગે એક ઉત્સાહી અભ્યાસીએ અંગ્રેજ વિદ્વાનોનાં પુસ્તકોમાંથી અવતરણો કાઢી આપ્યાં છે. તેનો ઉપયોગ અત્યારે ન કરતાં, મારો મૂળ પ્રશ્ન ફરી સ્પષ્ટ કરી અભ્યાસીઓ આગળ મૂકું છું.

૨૭–૮–'૫૭ **મગનભાઈ દેસાઈ**

# ગાંધીજીના છેલ્લા શબ્દ

## ૮

૧૯૪૬ના ફેબ્રુઆરીમાં મુંબઈમાં હુલ્લડ થયાં; તેને વિષે ગાંધીજીએ ' હરિજન 'માં લખ્યું :

' મકાન-સળગાવણુ, લૂંટફાટ, અને અંગ્રેજોનાં થયેલાં અપમાન લફંગાનું કામ છે કે હતાં એમ હું માની શકતો નથી. લફંગા કોણુ છે? અંગ્રેજનું રાજ નહીં હોય ત્યારે કોઈ લફંગો નહીં રહે? લફંગાને માથે દોષારોપણુ કરવાની ફૅશન છોડી દેવી જોઈએ. લફંગાના કર્તા આપણે છીએ. તે તો એને ફરતા વાતાવરણુનો લાભ લેનાર જ હોય છે.'

કોઈએ પૂછ્યું કે લફંગાની લૂંટફાટ અટકાવવા સત્યાગ્રહીએ શું કરવું જોઈએ, તો તેનો ગાંધીજીએ આમ જવાબ આપ્યો : ' જેને માણુસ સત્ય માને તેને સારુ એણે એકલાએ પણુ પોતાના પ્રાણુનું સમર્પણુ કરવું, — આ તો સત્યાગ્રહનું પરમ હાર્દ છે. આથી વધારે માણુસ ન કરી શકે. સત્યાગ્રહીનું શસ્ત્ર પ્રેમ તથા પ્રેમમાંથી ઉદ્ભવતી અડગ દૃઢતા છે. પોતા સામે ઊભેલા પાંચસો લફંગાને તે ભાઈ સમાન ગણુશે, અને એને મારી નાખવાનો પ્રયત્ન કરવાને સાટે એને હાથે મરીને જીવવાનું તે પસંદ કરશે.

' પણુ, એ ભાઈ પૂછે છે, પાંચસો લફંગાની વચ્ચે એક સત્યાગ્રહી એકલો કેવી રીતે ફતેહમંદ થાય? . . . મારો જવાબ આ છે કે, સત્યાગ્રહી એકલો હોય કે પછી બહુ માણુસના ભેળો હોય પણુ તે ભય આગળથી કદાપિ ભાગે નહીં. તે લડતો લડતો મરે એટલે એના કર્તવ્યની પરિસમાપ્તિ થઈ. સશસ્ત્ર યુદ્ધમાં પણુ એમ જ હોય છે. સત્યાગ્રહને પણુ એ જ સિદ્ધાંત વળી વધારે લાગુ પડે છે. એક જણુના પ્રાણુસમર્પણુથી અનેક જણુ ભોગ આપવા તૈયાર થાય, અને એમાંથી મોટાં પરિણુામ આવે એમ બને. પણુ સત્યાગ્રહી ફળની આશાથી ન જ લલચાય.

' હું માનું છું કે, આ યુગમાં પોતાનો બચાવ કરવાની કળા એકેએક પુરુષ અને સ્ત્રીએ શીખવી જોઈએ. પશ્ચિમમાં આ શસ્ત્ર દ્વારા શિખાય છે. જુવાન અમુક વર્ષના થાય એટલે એને એક વર્ષ લશ્કરમાં ફરજિયાત તાલીમ લેવી પડે છે. સત્યાગ્રહની તાલીમ નાનામોટા, સ્ત્રીપુરુષ સૌએ લેવાની છે. આ તાલીમનો વધારે મહત્ત્વનો ભાગ માનસિક હોય છે, શારીરિક નહીં. માનસિક તાલીમ ફરજિયાત ન હોય.

' આ ઉપરથી એમ ફલિત થાય છે કે, વેપારી, મજૂર, ખેડૂત, કારકુન, ટૂંકામાં એકેએક જણુ સત્યાગ્રહની કેળવણી લેવી તેને પોતાનું કર્તવ્ય સમજે.

' સત્યાગ્રહ સશસ્ત્ર સામના કરતાં હંમેશાં ચડિયાતો હોય છે. આ વાત પ્રત્યક્ષ દૃષ્ટાંતથી જ સિદ્ધ કરાય, દલીલથી નહીં. સત્યાગ્રહ બળવાનનું ભૂષણુ છે, નિર્બળનું નહીં. અહીં નિર્બળ એટલે હૈયાદૂબળા, શરીરે દૂબળા નહીં. શરીરે માણુસ દૂબળું હોય તો તે ગુણુ છે, દોષ નહીં.

' બીજી એક મર્યાદા છે. ખોટો પક્ષ બચાવવા સારુ સત્યાગ્રહનો ઉપયોગ ન કરાય.

'એકએક ગામડામાં ને શહેરમાં મકાનોના એકએક સમૂહમાં સત્યાગ્રહીની ટુકડી ઊભી કરી શકાય. તેમાં વ્યવસ્થાપકોને સુપરિચિત માણસો જ હોય. આ બાબતમાં સત્યાગ્રહ તથા સશસ્ત્ર બચાવની વચ્ચે ભેદ છે. સશસ્ત્ર બચાવમાં એકએક જણની સેવા રાજ્ય તરફથી પરાણે લેવાય છે. પણ સત્યાગ્રહીની સેનામાં તો તે જ લેવાય જે અહિંસા તથા સત્યમાં માનતા હોય. એટલે ટુકડીમાં દાખલ કરેલા માણસોને વ્યવસ્થાપકો સારી રીતે ઓળખતા હોય એ આવશ્યક છે.'

૯

રસ્તા ઉપર માણસ સામો મળે તેને કે રૂપિયો બે રૂપિયા રોજના લેનારને સત્યાગ્રહમાં ન લેવાય. જેમ સશસ્ત્ર લડવૈયાને તેમ જ સત્યાગ્રહીને પ્રથમથી તાલીમ લેવી પડે છે, પણ સત્યાગ્રહીની તાલીમ નોખી જાતની હોય છે.

સશસ્ત્ર યોદ્ધાને બંદૂક ફોડતાં શીખવે છે. પણ સત્યાગ્રહીને તાલીમ મળે છે તે માંદાની સેવા, જીવને જોખમે ભયભીત લોકોને બચાવવા, ચોર ને લૂંટારા જ્યાં આવતા હોય ત્યાં ચોકી કરવી અને એને ચોરીલૂંટ ન કરવા સમજાવતાં જરૂર પડે તો માથું સમર્પવું; — આવાં આવાં કામમાંથી. શસ્ત્રધારીને શસ્ત્રની રક્ષા હોય; ઈશ્વર ઉપરની શ્રદ્ધા એ જ સત્યાગ્રહીની ઢાલ.

શસ્ત્રધારીની ને સત્યાગ્રહીની મનોદશામાં પણ પૃથ્વી તથા આકાશ જેટલું અંતર હોય. શત્રુનો નાશ કરવા યુક્તિપ્રયુક્તિ કરવી અને ઈશ્વર આગળ પણ એ જ માગણી કરવી તે શસ્ત્રધારીનું કામ. પણ સત્યાગ્રહીના કોશમાં બહારનો શત્રુ એવો શબ્દ જ ન હોય. એને જે શત્રુ ગણે તેના પ્રત્યે પણ એના હૃદયમાં કરુણા જ હોય. કેમ કે એ માને છે કે કોઈ માણસ જાણી જોઈ ને દુષ્ટ બનતો નથી, સાચાખોટાનો વિવેક કરવાની શક્તિ કોઈમાં ન હોય એમ નથી હોતું. અને આ શક્તિ પૂરી ખીલે તો તેમાંથી અહિંસાનો અવશ્ય પ્રાદુર્ભાવ થાય. એટલે એ ઈશ્વરને પ્રાર્થના કરશે કે, શત્રુ માનેલા માણસને તું સન્મતિ દે અને તેનું કલ્યાણ કર. પોતા સારુ તો એ હમેશાં આટલું જ માગશે કે, મારા હૃદયમાં પ્રેમનો ઝરો સદા સર્વદા વહેતો રહે, અને મૃત્યુને નિર્ભયપણે ભેટવાની શક્તિ મારામાં આવે.

આ એનાં મનમાં જેમ ફેર હોય છે તેમ એની શારીરિક તાલીમ પણ નોખી જાતની હોય છે.

'સત્યાગ્રહી શરીરે તથા મને નરવો ન હોય તો એનામાં કદાચ પૂરી નિર્ભયતા ન આવે. એક ઠેકાણે દિવસ ને રાત ચોકી કરવા ઊભા રહેવાની એનામાં શક્તિ હોવી જોઈએ; ટાઢ, તડકો, વરસાદ ખમીને પણ એ માંદો ન પડે; ભયસ્થાને કે જ્યાં આગ લાગી હોય ત્યાં જઈ શકે એવું બળ અને નિર્જન વનમાં તથા મૃત્યુના ધામમાં એકલા વિચરવાની હિમ્મત એનામાં હોય; સખત માર, ભૂખમરો અને તેથીયે આકરી વિપત્તિ એ બડબડ કર્યા વિના સહન કરે અને પોતાને સોંપેલે સ્થાને ચળાયમાન થયા વિના રહે; ઘોર હુલ્લડ ફાટી નીકળ્યું હોય તેમાં કૂદી પડવા સારુ આવશ્યક સૂઝકો તથા શક્તિ એનામાં હોય; સળગી ઊઠેલાં મકાનોને ઉપલે માળે રહેતાં માણસોને બચાવવા સારુ ભગવાનનું નામ લઈ ને દોટ મૂકવાની ઉત્કંઠા તથા શક્તિ એનામાં હોય; પૂરમાં તણાતાં માણસોને બચાવવા નદીમાં અને બૂડતાને બચાવવા કૂવામાં પડવા સારુ જોઈએ તે નિર્ભયતા એનામાં હોય.'

આ ટીપ, ગાંધીજી કહે છે, જેટલી લંબાવવી હોય તેટલી લંબાવાય. સો વાતની એક વાત એટલી જ કે, ભયભીત તથા ભીડમાં આવી પડેલા માણસોને બચાવવા દોડ્યા જવાય એવી શક્તિ અને આપણા ઉપર ગમે તેવો સીતમ ગુજરે પણ તે આનંદપૂર્વક સહન કરવાની શક્તિ આપણે ખીલવવી જોઈએ.

ગાંધીજીને પાકી ખાતરી હતી કે, સત્યાગ્રહીની તાલીમનો પાયો ઈશ્વરશ્રદ્ધા છે. આ શ્રદ્ધા ન હોય તો માણસે લીધેલી બધી તાલીમ અણીને વખતે નિષ્ફળ નીવડે એવો સંભવ છે.

અને ગાંધીજી માનતા કે, જેમ ઈશ્વરશ્રદ્ધા તેમ જ બ્રહ્મચર્ય સત્યાગ્રહીને સારુ આવશ્યક છે, કારણ બ્રહ્મચર્ય વિના જગત સમસ્ત સામા શસ્ત્ર વિના ઝૂઝવાનું મનોબળ તથા તેજ એનામાં ન પ્રકટે. 'જે વિષયલંપટતાના વિચાર કર્યા કરે તે કદાપિ ધરાય

નહિ; અને અન્તકાળે એનું જીવન નીતિની દૃષ્ટિએ ભાંગીને ભૂકો થઈ ગયું હોય તથા એ ભૂમિને ભારરૂપ થઈ પડે. એવો પુરુષ કદાપિ પૂર્ણ સત્યાગ્રહી ન થઈ શકે. એ જ પ્રમાણે ધન તથા કીર્તિનો લાલચુ માણસ પણ સત્યાગ્રહી ન બની શકે.'

(ક્રમશઃ) દેસાઈ વાલજી ગોવિન્દજી

# વડોદરા જેલમાં કાંતણ

ખાદી બોર્ડ તરફથી મુંબઈ રાજ્યની કેટલીક જેલોમાં કાંતણ-પ્રવૃત્તિ ચાલી રહી છે. વડોદરા સેન્ટ્રલ જેલમાં લગભગ બે વર્ષ પર કાંતણ-પ્રવૃત્તિ શરૂ થઈ. અત્યારે તો માત્ર કાંતણનો ઉદ્યોગ જ ચાલે છે. પૂણી તૈયાર મેળવાય છે. સૂતર કંતાય છે તે ખાદી-કેન્દ્રોને વેચી દેવામાં આવે છે. પરંતુ જો વધુ કાળજી લેવામાં આવે, તો કપાસથી માંડીને વણાટ, ધોલાઈ, રંગકામ સુધીના બધા જ ઉદ્યોગો જેલમાં શરૂ થઈ શકે.

૧૯૩૬-૩૭માં જ્યારે કોંગ્રેસે પ્રાંતોમાં પ્રધાનપદાં સંભાળી લીધાં, ત્યારે ગાંધીજીના આગ્રહથી મુંબઈ રાજ્યના તે વખતના ગૃહસચિવ શ્રી. કનૈયાલાલ મુનશીએ યરોડા જેલમાં બહેનોના વિભાગમાં કાંતણ-પ્રવૃત્તિ જેલના અધિકારીઓ દ્વારા શરૂ કરેલી. પરંતુ એમાં નિષ્ફળતા મળી. કેદી દીઠ માંડ રોજની પાઈનું કામ થયું. નિષ્ફળતા એટલા માટે મળી કે ખાદીનું કશું જ ન જાણનાર જેલ-અધિકારીઓએ આ પ્રવૃત્તિ શરૂ કરેલી.

આ વખતે ખાદી બોર્ડ તરફથી નિષ્ણાત કાર્યકર્તાઓ જેલની કાંતણ-પ્રવૃત્તિ માટે રોકવામાં આવ્યા છે. આથી કાંતણ-પ્રવૃત્તિ સારી રીતે ચાલે છે. હજી જેલ-અધિકારીઓ આનું મહત્ત્વ સમજતા નથી હોતા, એટલે કેટલીક મુશ્કેલી પડે છે.

વડોદરા જેલમાં કાંતણ-પ્રવૃત્તિ માટે કેદીઓની ટુકડીઓના ત્રણ ત્રણ માસના વર્ગો ચાલે છે. ૧૦-૧૨ની જ ટુકડી રહે છે, એટલે શિક્ષક વધુ કાળજીપૂર્વક કાંતણઉદ્યોગ શીખવી શકે છે. કાંતણની ઝડપ વધે તે પર પણ ધ્યાન અપાય છે. રોજ ૭થી ૧૦ અને ૧૧થી ૩ સુધી કાંતણઉદ્યોગની તાલીમનો સમય રાખવામાં આવ્યો છે. અત્યાર સુધી ૯૬ કેદીઓ કાંતણ શીખી ગયા. છૂટેલા કેદી બાદ કરતાં જેલમાં ૫૩ કેદીઓ કાંતણ-કાર્ય કરે છે. શીખી ગયેલા કેદીઓ વર્ગમાંથી છૂટા થયા પછી જેલના કામકાજના સમય બહારના પોતાના અંગત સમયમાં પણ પોતાને માટે કાંતે છે. કાંતણ-તાલીમ સમયમાં પણ જણ દીઠ રોજની આવક ૦-૨-૦ થઈ શકી છે. પોતાનું કાંતનારા કાંતણ-મજૂરીમાંથી પૂણી ખરીદી લઈ સૂતર પોતાનું કરી લે છે. આ સૂતર તેઓ વેચી દે છે ત્યારે એનાં નાણાં કેદીના ખાતામાં જમા થાય છે. જેલના નિયમ પ્રમાણે ⅓ રકમની કૂપન કેદીને મળે છે, તેનો ઉપયોગ કેદી તેના અંગત ખર્ચ માટે કરે છે. બાકીની જમા રહેલી રકમ જરૂર પડતાં કેદી ઘરે મોકલાવે છે. કેટલાક છૂટતી વખતે પોતાનું સૂતર ઘરે લઈ જઈ તેની ખાદી વણાવી પહેરે છે. ૬થી ૨૨ આંકની આંટીની કંતાઈ ૦-૧-૬ છે અને ૨૨ થી ૪૦ આંકની આંટીની કંતાઈ ૦-૨-૦ છે.

૧૯૫૭ની કાંતણ-પ્રવૃત્તિના માર્ચ, એપ્રિલ, મે ના જાણવા જેવા આંકડા નીચે આપ્યા છે.

| ક્રમ | વિગત | માર્ચ | એપ્રિલ | મે | ૩ માસમાં |
|---|---|---|---|---|---|
| ૧ | શીખનાર સંખ્યા | ૯ | ૯ | ૮ | ૯ |
| ૨ | સૂતર વજન | રતલ ૮-૨૮ | ૧૦-૩ | ૯-૩૬ | ૨૮-૨૭ |
| ૩ | ,, આંટી | ૨૧૫ | ૨૩૪ | ૨૪૧ | ૬૯૦ |
| ૪ | એકંદર કંતાઈ | ૨૬-૬-૦ | ૨૯-૪-૦ | ૩૦-૨-૦ | ૮૫-૧૨-૦ |
| ૫ | જણ દીઠ કંતાઈ | ૧-૨-૦ — ૪-૧૨-૦ | ૧-૦-૦ — ૭-૦-૦ | ૨-૪-૦ — ૬-૦-૦ | ૧-૨-૦ — ૭-૦-૦ |
| ૬ | પોતાના કાંતણનું વજન | રતલ ૧૨-૦ | ૩૦-૬ | ૧૦-૨૦ | ૫૨-૨૬ |
| ૭ | પોતાનું કાંતણ આંટીમાં | ૩૫૫ | ૭૬૮ | ૨૪૨ | ૧૩૬૫ |
| ૮ | ,, ,, કંતાઈ | ૪૪-૬-૦ | ૯૬-૦-૦ | ૩૦-૪-૦ | ૧૭૦-૧૦-૦ |
| ૯ | કુલ સૂતર વજન | રતલ ૨૦-૨૮ | ૪૦-૨૯ | ૧૯-૩૬ | ૮૧-૧૩ |
| ૧૦ | ,, આંટી | ૫૭૦ | ૧૦૦૨ | ૪૮૩ | ૨૦૫૫ |
| ૧૧ | ,, કંતાઈ | ૭૦-૧૨-૦ | ૧૨૫-૪-૦ | ૬૦-૬-૦ | ૨૫૬-૬-૦ |
| ૧૨ | ઉત્તમ ઝડપ | ૩૭૬ | ૩૭૬ | ૩૭૬ | ૩૭૬ |
| ૧૩ | સરેરાશ ઝડપ | ૨૬૩ | ૨૪૩ | ૨૪૨ | ૨૫૩ |
| ૧૪ | આંક | ૧૮.૨૪ | ૧૬.૨૮ | ૧૮.૩૦ | ૧૬.૩૦ |

જેલમાં થયેલી કાંતણ-પ્રવૃત્તિના આ આંકડા રસિક અને મહત્ત્વના છે. કેદીઓ સામાન્ય રીતે બહુ ઓછું ભણેલા હોય છે. એમના સંસ્કાર નબળા હોવાનો સંભવ છે. એમની આર્થિક સ્થિતિ પણ કંગાળ હશે. આવા કેદીઓ માટે રેંટિયો એક ઉત્તમ ગૃહઉદ્યોગ તો થઈ જ પડે છે. બહાર જઈ કેદી એનો ઉપયોગ કરી પોતાનાં કપડાં કરી શકે અથવા કંઈક મેળવી શકે. આ દૃષ્ટિએ વિચારતાં જેલની રેંટિયા-પ્રવૃત્તિ કેદીઓ માટે બહુ જ ઉપયોગી ગણાય. આગળ જતાં કંતાઈથી માંડીને વણાટ, ધોલાઈ, રંગકામ-છાપકામનો સમગ્ર વસ્ત્રઉદ્યોગ જો લાંબી સજાવાળા કેદીઓ શીખીને જાય, તો જેલ જેલ મટી, કેદીઓની આર્થિક સ્થિતિ સુધારવાની ઉત્તમ તાલીમશાળા બની જાય છે. ખાદી બોર્ડે આ વસ્તુ ધ્યાનમાં રાખી કાંતણ-પ્રવૃત્તિમાં વિકાસ કરવો જોઈએ.

શીખી ગયેલા કેદીઓ ફાજલ સમયમાં કાંતી જેલમાં જ થોડી કમાણી કરી જેલ અંગેનો થોડો અંગત ખર્ચ કાઢે અને થોડીક રકમ કુટુંબને પણ બહાર મોકલે, એ પણ કેદીના જીવનમાં બહુ ઉપયોગી અને આશાદાયક વસ્તુ ગણાય. ગુના-વૃત્તિવાળા કેદીઓ માટે આ પ્રકારની સ્વાવલંબનની પ્રવૃત્તિ જીવનનો મહત્ત્વનો સંસ્કાર ગણાય. જીવનની જરૂરિયાતો પૂરી કરવા માટે ફાંફાં મારતા છૂટેલા કેદીઓ કપડાંની મુખ્ય જરૂરિયાતમાં સ્વાવલંબી થઈ શકે, એ તાલીમ મહત્ત્વની જ ગણાય. વળી જેલનું કાર્ય પૂરું કર્યા બાદ કેદીઓને એમની બેરેક કે ઓરડીમાં કેવળ નવરા જ બેસી રહેવાનું હોય છે. રેંટિયો એમના આ ફાજલ સમયના સદુપયોગ માટે ઉત્તમ સાધન ગણાય. એમાંથી કેદીની આર્થિક સ્થિતિ સુધરે એ તો લાભ છે જ. પરંતુ ફાજલ સમયનો સદુપયોગ કરવાની વૃત્તિ અને શક્તિ જીવનનો એક સંસ્કાર છે. જેલમાં શરૂ થયેલી કાંતણ-પ્રવૃત્તિ આ રીતે કેદીઓના જીવનમાં ઉત્તમ સંસ્કાર ખીલવે છે એ બહુ મહત્ત્વની વસ્તુ છે.

કાંતવાની ઝડપ પર પૂરતું ધ્યાન અપાય છે એ બહુ જરૂરી વસ્તુ છે. ચરખા સંઘે ઠરાવેલી સરેરાશ ઝડપને શીખતા કેદીઓ પહોંચી વળે છે. રેંટિયામાં ઝડપ ન હોય તો નિત્ય-કાંતણમાં શિથિલતા આવી જાય છે. કામ પણ ઓછું જ થાય છે.

જેલ દરમ્યાન પણ રેંટિયાના ઉદ્યોગને લીધે વસ્ત્રની બાબતમાં કે આવકની બાબતમાં જેલને બહુ જ લાભ થાય છે. આંકડાઓ પરથી જણાય છે કે, તાલીમ દરમ્યાન પણ જણ દીઠ મહિને સરેરાશ ૧ રતલ સૂતર કંતાય છે; અને માસિક સરેરાશ રૂ. ૫)ની કંતાઈ-આવક આવે છે. વર્ષે ૬૦)ની જણ દીઠ આવક એટલે ૧૦૦૦ કેદીની જેલમાં વર્ષે ૬૦,૦૦૦ની ચોખ્ખી આવક થાય. આ તો કેવળ કાંતણ-ઉદ્યોગની આવક ગણાય.

ખાદી-ઉત્પન્નની દૃષ્ટિએ જણ દીઠ વર્ષના ૧૨ રતલ સૂતરમાંથી સહેજે ૫૦ ચોરસ વાર ખાદી થાય. જો બધી જ ક્રિયા — કપાસમાંથી માંડીને વણાટ-ધોલાઈ સુધી — જેલમાં થાય, તો ૫૦,૦૦૦ ચોરસવારના ચરખાસંઘના વેચાણભાવને હિસાબે ૭૫,૦૦૦)ની આવક જેલતંત્રને થાય. કપાસ પણ જેલની જમીનમાં જ કેદીઓ જ ઉગાડે, એટલે કપાસ-રૂની આવક પણ જેલતંત્રને જ મળે.

કેદીઓ માટે વપરાતા કાપડનો વિચાર કરીએ, તો તો રોજ બે કલાક જ કાંતણ માટે અપાય, તો ૧૦૦૦ કેદીનાં ૨૦ વારના હિસાબે બધાં જ કપડાં જેલમાં કંતાતા સૂતરમાંથી થઈ રહે. આજે જેલમાં વપરાતા કાપડમાં સૂતર મિલનું વપરાય છે. રેંટિયો વ્યાપક થતાં જેલ કાપડમાં સંપૂર્ણ સ્વાવલંબી થઈ શકે છે.

ખાદી બોર્ડ તરફથી જેલના કાંતણ-ઉદ્યોગના શિક્ષણ તેમ જ સંચાલન માટે ભાવનાવાળા સંસ્કારી કાર્યકર્તા રોકવામાં આવે અને એમનામાં નવી તાલીમની દૃષ્ટિ હોય, તો જેલમાં શરૂ થયેલી કાંતણ-પ્રવૃત્તિ સાચે જ જેલને નવી તાલીમની એક પ્રયોગશાળામાં ફેરવી નાંખે છે. ઉસ્તાદ સંસ્કારી શિક્ષક કાંતણ-તાલીમ લેનારા કેદીઓમાં પ્રેમથી હળી જાય છે; અને બાપુએ રેંટિયામાં જે અહિંસાની શક્તિની પ્રતિષ્ઠા કરી છે, તેનો રંગ કેદીઓને લાગે છે. વડોદરા જેલના ઉદ્યોગ-શિક્ષકમાં કંઈક આવા સંસ્કારો છે. એટલે એમની પાસે તાલીમ પામેલા કેટલાક કેદીઓને સાચે જ રેંટિયો આશીર્વાદરૂપ લાગ્યો છે. ઉદ્યોગ-શિક્ષક મોતીભાઈએ આવા કેટલાક કેદીઓના અનુભવો નોંધ્યા છે, તે જાણવા જેવા છે.

### (૧) અંધકાર વિદારે છે.

"એક વ્યક્તિ જ્યારે બહારના વ્યવહારોથી દૂર ઘસડાઈને જેલમાં આવે છે, ત્યારે રેંટિયો જ એક સાચા મિત્રની ગરજ સારે છે. મનુષ્યજીવનમાં હંમેશાં પરિવર્તન થયાં કરે છે; પરંતુ જ્યારે મનુષ્યને દરેક દિશામાં અંધકાર જણાય છે, ત્યારે રેંટિયો બહુ જ ઉપયોગી બને છે."

### (૨) હેરાનગતિમાંથી મુક્તિનો એક જ રસ્તો.

"જેલમાં જુદી જુદી જાતના ગુનાવાળા મનુષ્યો હોય છે. કોઈની કંઈ વાત, બીજાની જુદી વાત — એ પ્રકારનું વાતાવરણ હોય છે. માનસિક દુઃખ વધી પડે છે; મનુષ્ય તામસી થાય છે. છૂટીને ઘેર જતાં પણ એ સ્વભાવ પલટાતો નથી. ઘરનાં માણસો હેરાન થઈ જાય છે. મિત્રો પણ જોડે

જોડે હેરાન થઈ જાય છે. આવી હેરાનગતિમાંથી મુક્ત થવા માટે એક જ રસ્તો છે અને તે રેંટિયો. રેંટિયામાં અહિંસાનું તત્ત્વ સમાયેલું છે."

**(૩) જેલની કાંતણ-આવક આશીર્વાદ સમાન છે.**

"જેલની બહાર રેંટિયાની આવક હાલના ઊંચા જીવન-ધોરણ પ્રમાણે નજીવી છે; જ્યારે જેલમાં એ આવક કેદીઓને આશીર્વાદ સમાન છે. જો કેદીઓને આર્થિક દૃષ્ટિએ કાંતવાનું પ્રલોભન થશે, તો ધીમે ધીમે કેદીઓના વિચારો સુધરશે અને માનસ શુદ્ધ બનતાં ગુનાનું પ્રમાણ ઘટશે.'

**(૪) આ પ્રવૃત્તિમાં શાંતિ મળે છે.**

"રેંટિયો ચલાવતાં માનસિક એકાગ્રતા કેળવાય છે એ સ્પષ્ટ વાત છે. જ્યાં માનસિક એકાગ્રતા હોય, ત્યાં ઝઘડો સંભવી જ ન શકે. બંદૂકની અણીએ સામાને વાતવાતમાં વીંધી નાંખનાર ભયંકર લૂંટારુઓને પણ આ પ્રવૃત્તિમાં શાંતિ મળી છે. આ અમારી અનુભવેલી વાત છે; અને એ દૃષ્ટિએ જોતાં પણ જેલનાં અન્ય કામો કરતાં આ પ્રવૃત્તિને વધુ મહત્ત્વ આપવામાં આવે, તો વધુ અસરકારક પુરવાર થાય એવી અમારી ખાતરી છે."

રેંટિયાની તાલીમ લઈને કાંતતા થયેલા આ કેદીઓના અનુભવો જ જેલમાં શરૂ થયેલી કાંતણ-પ્રવૃત્તિમાં રહેલી માનવ પરિવર્તનની અજબ શક્તિનાં દર્શન આપણને કરાવે છે; રેંટિયો એ કેવળ ઉદ્યોગ નથી પરંતુ જીવનનો એક અજબ પરિવર્તનકારી સંસ્કાર છે, એની પ્રતીતિ થાય છે. જેલ-અધિકારીઓ જો રેંટિયાના સંદેશથી રંગાતા જાય, તો તો આજની જેલોમાં રેંટિયો વ્યાપક થતાં જેલ-જીવન સુધારણાની વિદ્યાપીઠ જ બની શકે.

વડોદરા તેમ જ બીજી જેલોમાં ચાલી રહેલા આ પ્રયોગો સામાજિક કાર્યકરો માટે અભ્યાસ કરવા લાયક છે. ગુના-પ્રવૃત્તિ સમાજમાંથી દૂર કરવા માટે રેંટિયામાં રહેલી શક્તિનો અભ્યાસ સમાજવિદ્યાના સ્નાતક અભ્યાસીઓ કરશે?

**દિલખુશ બ. દીવાનજી**

# મધ્યમ વર્ગ અને સામાજિક ન્યાય

"હરિજનોની સગવડો ઉપર ત્રાપ" એ મથાળે એક ભાઈએ લાંબી ચર્ચા લખી મોકલી છે, તેમાંથી નીચે ઉતારું છું:

"ગયા ઑગસ્ટ માસની લોકસભામાં એક બહુ નાનો પણ અતિ ગંભીર બનાવ બની ગયો. બિહારના એક કૉંગ્રેસી સભ્ય શ્રી. બિભૂતિ મિશ્રે એક ઠરાવ મૂક્યો કે જેનો હેતુ એવો હતો કે, હરિજનોને અપાતી શિષ્ય-વૃત્તિઓ બધી જ કોમોના ગરીબ વિદ્યાર્થીઓ માટે ખુલ્લી મૂકવી.

"ચર્ચા દરમિયાન જ્યારે વડા પ્રધાન શ્રી. નેહરુએ જણાવ્યું કે તે ઠરાવ સરકારને મંજૂર નથી અને કોઈ પણ સંજોગોમાં સરકાર વર્ગીકૃત કોમો અને જાતિઓને બંધારણીય રીતે અપાયેલ ખાતરીવાળી સગવડો સાથે ચેડાં કાઢવા માગતી નથી, ત્યારે જ તે ઠરાવ પાછો ખેંચાયો હતો.

"આ બનાવ નાનો પણ અતિ અગત્યનો છે. હરિજનો માટે આપણા દેશમાં કેવી હવા છે, તેનું આબાદ દર્શન કરાવી જાય છે.

"છતાંયે હરિજનો માટે હૈયે લાગણી ધરાવતા કેટલાય છે ખરા. દા૦ ત૦, ઠરાવ ઉપરની ચર્ચા વખતે આંધ્રના કૉંગ્રેસી સભ્ય શ્રી. બી. એસ. મૂર્તિએ જણાવ્યું હતું કે, હરિજનો ફક્ત ગરીબ જ નથી; પરંતુ તેઓની સામાજિક પરિસ્થિતિએ તેમને યુગોથી પાછળ રાખ્યા છે — દબાવ્યા છે.

"દેશમાં શ્રી. મૂર્તિ જેવા છે ખરા; પણ આ બનાવ પછી, દેશભરમાં હરિજન-ઉદ્ધારની વાતો અને કાર્ય કરનારાઓએ હવે ખૂબ જ સાવધ થઈ જવું જોઈએ. ઊંઘતા ઘરમાં જ ચોર પ્રવેશી શકે, તેમ તેમની કાર્યમંદતાને લીધે જ આવો પ્રયત્ન થઈ ગયો. પૂર-જોશમાં હરિજન-પ્રવૃત્તિઓ અને પ્રચાર ચાલતાં હોત, તો ભાગ્યે જ કોઈ આવો પ્રયત્ન કરવાની હિંમત કરત.

"દેશના છ-સાત કરોડ હરિજનોની અવગણના કરી શકાય નહીં. તેમની સાથે રમત રમી શકાય નહીં. ઉપર કહ્યો તે બનાવ સવર્ણો અને હરિજનો બન્નેને ચેતવણીરૂપ છે."

આની સાથે યાદ કરવા જેવી બીજી એક બાબત મુંબઈ કાઉન્સિલમાં એક સભ્યે ઉઠાવી, તે એ કે, 'ગુજરાત કૉલેજમાં જેટલા આવ્યા તે બધા હરિજન વિદ્યાર્થીઓને પ્રવેશ આપ્યો તે બરોબર છે? સૌને સરખા નહીં ગણવા જોઈએ?' અને તે સભ્યે નિસાસો

નાખ્યો કે, ‘ મધ્યમ વર્ગ આજે નવો અસ્પૃશ્ય વર્ગ બની જવા બેઠો છે; તેની કોઈ ચિંતા કરતું નથી !’

અને મરાઠી-ભાષી પ્રદેશમાં કેટલાક હરિજનોએ ધર્માન્તર કર્યું અને બૌદ્ધ થયા, તેથી તેમને હિંદુ તરીકે જે એબ હતી તે ટળી. એટલે તે કારણે ખ્રિસ્તી કે બીજા-ધર્મી થતા હરિજનો પેઠે, તેમને હિંદુઓમાં પ્રવર્તતી અસ્પૃશ્યતાને કારણે જે ખાસ રાહત મળે છે તે હવે ન મળી શકે. આથી તે નવા બૌદ્ધોમાં ઊહાપોહ જાગ્યો છે. તેઓ ચાહે છે કે, પહેલાં પેઠે આ રાહતો ચાલુ રહેવી ઘટે.

એવો બુદ્ધિવાદ પણ જાગ્યો છે કે, આમ અપાતી રાહતો એવી લોભાવણી છે કે, તે અસ્પૃશ્યતાને કાયમ કરશે ! કેમ કે, જે કારણે તે મળે છે, તે કારણને જો નાબૂદ કરાય, તો ખાસ મદદ મળતી બંધ થાય ! આ રાહતો ખરેખર અસ્પૃશ્યતા-નિવારક ગણાય કે કેમ ? અત્યારથી હરિજનોમાં એક ચિંતા પેઠી છે કે, બંધારણે ૧૦ વર્ષ માટે હરિજનો સારુ ખાસ સવડ આંકી છે; તે મર્યાદા વધવી જોઈએ, કેમ કે તેમની પછાતતા અને અસ્પૃશ્યતા હજી ગઈ નથી. પરંતુ એનો અર્થ એ પણ નહિ કે, એ સવડો બંધ કરવી, કેમ કે સવડો ચાલુ રાખવાથીય અસ્પૃશ્યતા ઓછી જવાની છે !

એટલે આ સવડો અને સવલતોનો વિચાર સ્વતંત્ર રીતે કરવો જોઈએ. તથા શા ધોરણે અને કયા સિદ્ધાંત પર ચાલી તે કોને કોને મળે, એ વિચારવું પડે. આ કામ રાષ્ટ્રપતિએ એક કમિશનને સોંપ્યું હતું. તેણે આ જટિલ સવાલને બરોબર પકડમાં લેવાને બદલે તેને વધારે ચહેલાવ્યો કે શું, એવી છાપ એના હેવાલની પડી. ટૂંકમાં, પ્રજાના બધા વર્ગોને સમાન ગણીને રાજ્યે ચાલવું જોઈએ, એ સર્વમાન્ય રાજનીતિમાં ફરક કરવો જોઈએ, તો તે કયા વર્ગો માટે અને કઈ રીતે તથા શા સિદ્ધાંતના આધારે, એ સવાલ ઊભો છે. અને તેમાં ખાસ કરીને મધ્યમ વર્ગ આજે તે વિષે બૂમ મારવા લાગ્યો છે.

આ વસ્તુસ્થિતિ એક વાત સ્પષ્ટ બતાવે છે કે, આપણે ત્યાં સમાજના નવઘડતરનાં બળો કામ કરવા લાગ્યાં છે. વર્ણો અને વર્ગોમાં આ નવપરિવર્તનની ચિંતા પેઠી છે. આમાં એક વસ્તુ સ્પષ્ટ ન હોય તો કરવી જોઈએ કે, જેઓને સૈકાંથી સામાજિક અન્યાય થયો છે, અને તે કાનૂની ઢબે વ્યાખ્યા દ્વારા આંકી બતાવાય એમ છે, તેમને ઘટતી બધી રાહત રાજ્યે આપવી જોઈએ અને બીજા વર્ગોએ — મધ્યમ વર્ગે તેની ઈર્ષા ન કરવી ઘટે. ધંધારોજગારનાં ખાનગી દ્વારની સરખામણીમાં, સરકારી નોકરીનાં દ્વાર હરિજનો માટે વધુ ખુલ્લાં થાય છે; અને તેથી અમુક ઢબે અસ્પૃશ્યતાની એબ દૂર થઈ શકે છે, એની ના નહિ. અને પં. નેહરુએ સ્પષ્ટ કહ્યું એમ, એ બરોબર જ છે. સવર્ણોએ ખાનગી ધંધારોજગારમાં પણ હરિજનોને સરખા ગણવા જોઈએ; એમાં પેસેલાં જ્ઞાતિવાદ અને તેનું જ અતિરૂપ અસ્પૃશ્યવાદ કાઢવાં જોઈએ.

આની બીજી બાજુ પણ છે અને તે હરિજનોની. ખાસ મળતી સવડોનો ઉપભોગ કરતાં છતાં, તેઓએ છેવટે સ્વાવલંબનનું સ્વબળ કેળવવાનું છે, એ વાત ભૂલવી પાલવે એમ નથી. આપણે છેવટે તો સમાનતા અને સામાજિક ન્યાયની સ્થાપના કરવી છે. એટલે બંને બાજુનો પ્રયત્ન ચાલવો જોઈએ. સવડો અને સહાયતા આપતા છતાં, તે એવી ન હોવી ઘટે કે જેથી છેવટે પ્રજાને – અને હરિજનોને પોતાને પણ – લાંબી નજરે જોતાં, વેઠવું પડે. પ્રજાની શક્તિનું એકંદર ધોરણ ઊતરવું ન જોઈએ. એનો રાજમાર્ગ તો એ જ કે, હિંદુ પ્રજાએ ઝટપટ અસ્પૃશ્યતાનો ભાવ અને આચાર દૂર કરીને જ્ઞાતિવાદના એ ઝેરનો અંત લાવવો જોઈએ.

૧૭-૮-’૫૭ **મગનભાઈ દેસાઈ**

---

यो च वस्ससतं जीवे अपस्सं धम्ममुत्तमं ।
एकाहं जीवितं सेय्यो पस्सतो धम्ममुत्तमं ॥

—ઉત્તમ ધર્મને નહિ જોતો સો વરસ જીવે, તે કરતાં ઉત્તમ ધર્મને જોનારાનું એક દિવસ જીવ્યું શ્રેય છે.

[ધમ્મપદ, ૮, ૧૬]

युवा स्यात् साधु युवाध्यायक आशिष्ठो
द्रढिष्ठो बलिष्ठः ।
तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् ॥

—યુવાનોએ સાધુચરિત, ખૂબ અભ્યાસી, આશાવંત, દૃઢ નિશ્ચયી અને બલસંપન્ન બનવું જોઈએ. એવા યુવાનો માટે આ સારી પૃથ્વી દ્રવ્યપૂર્ણ બની જાય છે.

[તૈત્તિરીય ઉપનિષદ્, ૨, ૮]

सुमति कुमति सबके उर बसहीं ।
नाथ पुरान निगम अस कहहीं ॥
जहाँ सुमति तहँ संपति नाना ।
जहाँ कुमति तहँ विपति निदाना ॥

—સંત તુલસીદાસ

अप-बल, तप-बल और बाहु-बल
चौथा है बल दाम ।
सूर किशोर कृपासे सब बल हारेको हरिनाम ॥

—સૂરદાસ

साधो सहज समाध भली ।

—કબીર સાહેબ

साधो मनका मान त्यागो ।

—નાનક સાહેબ

संत परम हितकारी, जगत माँही ।

—બ્રહ્માનંદ

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે,
મન અભિમાન ન આણે રે.

—નરસિંહ મહેતા

ચાંદા સૂરજનું તેજ તજીને,
આગિયા સંગાતે પ્રીત જોડ મા રે.

—મીરાંબાઈ

હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી,
વળતી લેવું નામ જોને.

—પ્રીતમ

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના,
કરીએ કોટિ ઉપાય જી;
અંતર ઊંડી ઇચ્છા રહે,
તે કેમ કરીને તજાય જી.

—નિષ્કુળાનંદ

आपु समान सबै जग लेखौं ।

—શ્રી હરિદાસ

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં.

—ધીરો

अन्तर मम विकसित करो, अन्तरतर हे ।

—રવીન્દ્રનાથ ઠાકુર

# અદાલતમાં ચકલાં!

ન્યાયાધીશ શિવશંકર અદાલતમાં મુકદ્દમો ચલાવી રહ્યા હતા. થોડા વખત પર જ આ હોદ્દા પર તેમની નિમણૂક થઈ હતી. તેથી તે ખૂબ ઉત્સાહની સાથે કેસની છણાવટ કરતા હતા. બંને પક્ષના વકીલોને તેમણે ઊલટસૂલટ પ્રશ્નો પૂછીને ખૂબ પરેશાન કરી મૂકયા. મુકદ્દમો પણ નવા ઢંગનો હતો. એ લગ્ન-વિચ્છેદને લગતો હતો, જેને લગતા કાયદા હમણાં હમણાં જ શરૂ થયા છે.

આ મુકદ્દમામાં વાદી હતી પત્ની અને પ્રતિવાદી હતો એનો પતિ. લગ્ન થયાંને દોઢેક વરસ થયું હતું. પત્નીની એવી ફરિયાદ હતી કે, પતિના અને તેના સ્વભાવમાં સુમેળ ન હોવાને કારણે એ પતિ તેને પસંદ નથી.

પ્રતિવાદી પતિ આ વાતનો વિરોધ કરતો હતો. વાદીનો વકીલ શ્રી. સતીશચંદ્ર એક નવજુવાન પરંતુ હોશિયાર માણસ હતો. પ્રતિવાદીનો વકીલ શ્રી. રાધેબિહારીલાલ વયોવૃદ્ધ અને જુનવાણી વિચારો ધરાવતો હતો.

અદાલતમાં કેસ ચાલતો હતો, તે જ વખતે બે ચકલાં તેની એક બારી ઉપરના જાળિયા પાસે બેસીને ચીં ચીં ચીં ચીં કરી રહ્યાં હતાં. રાધેબિહારીલાલજીને કાને બરાબર સંભળાતું નહોતું. તેથી આ અવાજમાં સામા પક્ષના શું કહી રહ્યા છે એ તે સાંભળી શકતા ન હતા. તેથી તે વારે વારે મોટેથી પૂછતા: "હાં, શું કહ્યું?"

સતીશચંદ્રે કંટાળીને કહ્યું: "ચકલાંઓથી તો તોબા!"

રાધેબિહારીલાલ બોલ્યા: "હા, બરોબર છે. ચકલાં પણ આ લગ્ન-વિચ્છેદને લગતા કાયદા પર અને મુકદ્દમા પર હસી રહ્યાં છે!"

ચકલાંઓએ આ સાંભળ્યું કે શું! તે જોરથી ચીં ચીં હસવા લાગ્યાં. વકીલસાહેબ શું કહી રહ્યા છે, એ તે બરોબર સમજી ગયાં હતાં. તેમણે પોતાની વાત માંડી:

ચકલાએ ચકલીને પૂછ્યું: "શું તું પણ કોર્ટમાં જશે કે?"

ચકલી બોલી: "હવે બેસો તમે! એવું તે કોઈ વાર થતું હશે?"

ચકલાં એટલો તો અવાજ કરી રહ્યાં હતાં કે વકીલ સતીશચંદ્રને થયું કે, કેસ આગળ ચાલશે નહીં અને હાથમાં આવેલી બાજી બગડી જશે.

રાધેબિહારીલાલજી તો હસતા હસતા સામા પક્ષવાળાને પ્રશ્નો પૂછતા જ રહ્યા. પરંતુ સતીશચંદ્રે અરજ કરતાં કહ્યું કે, મને ચક્કર જેવું લાગે છે! તેથી કેસને મુલતવી રાખવામાં આવે તો મહેરબાની.

ચક્કર આવવાની વાત સાંભળીને રાધેબિહારીલાલજી કશું આગળ કરી શક્યા નહીં. તેમણે પાસે ઊભેલા એક માણસને પૂછ્યું: "આજકાલ નવજુવાનોને આ શું થઈ ગયું છે?"

બીજી તરફ ચકલીએ ચકલાને કહ્યું: "કદાચ આ લોકોને બાળબચ્ચાં નહીં હોય! બાળકો હોત તો પત્ની પોતાના પતિ સામે કોર્ટમાં કેસ કદી લડત નહીં."

"અરે, તને ખબર નથી! તોયે એ લોકો લડે એવા છે!" ચકલાએ જવાબમાં કહ્યું. "ચાલો, આપણે આ બધી ખટપટથી દૂર જતાં રહીએ."

એમ કહીને તેઓ ઊડી ગયાં.

એક વાંદરો એક બાજુએ બેઠો બેઠો આ ચકલાંની વાત સાંભળી રહ્યો હતો. તે ખી ખી કરતો હસતો બોલ્યો :—

"આ ચકલાંઓને આજકાલના સમાજ-સુધારાની વાતોની કશી ગતાગમ નથી. એ લોકો વચ્ચે જઈને પ્રચાર કરવાની ઘણી જરૂર છે."

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય
અનુ૦ મુ૦ કુ૦

# પ્રશ્નપેટી

## આંતરભાષા અનેક કેમ નહિ?

એક વિદ્યાર્થી પૂછે છે —

"રાજભાષા તરીકે ફક્ત હિંદીને સ્થાન આપવાથી દક્ષિણના લોકોને હિંદીભાષીઓનું આક્રમણ લાગતું હોય, તો ભારતમાં શા માટે બે આંતરભાષાઓ ન હોય? સ્વિટ્ઝરલૅન્ડમાં ૪ ભાષાઓ આંતરભાષા તરીકે ચાલુ રહી શકતી હોય, તો ભારત જેવા મોટા દેશમાં તે શા માટે જરૂરી નથી? હિંદીને જ માત્ર આંતરભાષા તરીકે સ્વીકારવામાં રહસ્ય શું છે?"

અત્યારે હિંદી કમિશનનો હેવાલ બહાર પડ્યો, તેથી આવા આવા સવાલો સ્વાભાવિક ઊઠે. કમિશને પણ આની ચર્ચા કરી છે. અભ્યાસી વાચક તેમાંથી એ જોઈ શકે છે. ઉપરના પ્રશ્નનો સામાન્ય જવાબ અહીં જોઈએ.

હિંદી તરફથી આક્રમણનો ભય પૂર્વ હિંદમાં પણ સેવાય છે. હિંદી કમિશનના બંગાળી ભાષાના પ્રતિનિધિ, શ્રી. ચૅટરજીએ તેમની નોંધમાં અમુક રીતે એ વ્યક્ત કર્યો છે.

અને દક્ષિણમાં એક જ ભાષા નથી, ચાર છે, જેમાંની ત્રણ બોલનારા કરોડો લોક જેવડી સંખ્યામાં છે. એટલે, ઉત્તરની એક હિંદી લો, તો દક્ષિણની એક તામિલ કે તેલુગુ કે કાનડી – કઈ એક લેવી, એ એટલી સહેલી કે ઉઘાડી વાત નથી.

અને દક્ષિણની એક લો, તો પૂર્વની અને પશ્ચિમની એકેક કેમ નહીં? — એમ તર્ક તો સામે ફેંકાય જ.

અને તોપણ સવાલ તો ન જ પતે; કેમ કે તો તો હિંદમાં ૧૦–૧૨ ભાષાઓ લેવી પડે. આમ, આપણા દેશની સ્થિતિ જુદી છે. તેવો જ તેનો રસ્તો પણ નિરાળો જ વિચારાયો છે. આપણે એ રસ્તો લીધો કે, આ ૧૦–૧૨ ભાષાઓને પોતપોતાના પ્રદેશમાં ચલણનો હક આપવો અને એ બધા પ્રદેશોના તથા કેન્દ્રના અરસપરસ વ્યવહારને માટે એક આંતરભાષા યોજવી, કે જેને બધા પ્રદેશો અપનાવે.

કઈ ભાષાને આંતરભાષા યોજવી, એ સવાલ પછી આવ્યો. તેનો વિચાર એક બે પેઢી જેટલો પૂર્વથી આપણા દેશમાં ચાલ્યો છે કે, દેશી ભાષાઓમાં જે મોટામાં મોટી વસ્તીની ભાષા છે અને જે ભાષા બીજા પ્રદેશોમાં પણ, સૈકાંઓથી, ઓછી વત્તી પણ એકસમાન ભાષાને ધોરણે ચાલતી અને પ્રસરતી રહી છે એવો જેનો ઇતિહાસ છે, તે ભાષાને આંતરભાષા તરીકે યોજવી. તે ભાષા ઉત્તર હિંદમાં સૌ કોઈ સામાન્ય રીતે વાપરે છે તે હિંદી કે હિંદુસ્તાની ભાષા સમજાઈ. બંધારણસભાએ આ વિચારને પ્રમાણીને તે ભાષાનું નામ હિંદી અપનાવ્યું અને તેને દેશની આંતરભાષા ઠરાવી.

ઉત્તરની એક પ્રદેશભાષા પણ અત્યાર સુધીમાં સાહિત્યિક બનીને પોતાનું અલગ રૂપ ધરાવતી થઈ છે. તે પણ હિંદી નામ ધરાવે છે, પણ તે અને આંતરભાષા એક નથી. બે ભાવો જુદા છે, એમ પણ બંધારણ જોતાં સ્પષ્ટ જણાય છે.

પરંતુ આ ભાવ-ભેદ ઉત્તર હિંદીઓ માનવા તૈયાર નથી; તેથી પોતાની ભાષાઓ પર આક્રમણનો ભય અને હિંદીને સ્વીકારવાની સામેનો ભાવ દક્ષિણ વગેરે અહિંદી વિભાગોમાં આજે જોવા મળે છે. બાકી

આપણે ભાષાના પ્રશ્નનો જે તોડ કાઢ્યો — જે તોડ નીકળ્યો છે, તે દેશના સૌ વિભાગોએ મળીને કાઢ્યો છે અને તે ઉત્તમ છે અને એ પૂરી રીતે અને સૌના સમાન હિતમાં સફળ કરી શકાય છે.

આપણા દેશની જોડે જો આ બાબતમાં તુલના કરવી હોય તો રશિયા જોડે અમુક અંશે શકય છે. તે દેશમાં ૨૫-૩૦ ભાષાઓ છે. તેમાં મોટામાં મોટી રશિયન છે; અર્ધ વસ્તીની તે ભાષા છે. બીજું, રશિયન ભાષા અંગ્રેજી પેઠે ખીલેલી અને બધી રીતે કામ દેતી તૈયાર ભાષા છે. આપણી હિંદી ભાષા આ બંને બાબતમાં જુદી પડે છે. તે બહુ તો આપણી બે-પંચમાંશ વસ્તીની ભાષા છે; અને અંગ્રેજી જેવી તૈયાર તો નથી જ, એ ઉઘાડું છે. કદાચ એનાથી વધારે તૈયાર બીજી દેશી ભાષા પણ હશે. પણ એ વાત જવા દઈએ. આટલો ફરક છોડો, તો રશિયાની સ્થિતિ આપણા જેવી બહુભાષી છે. ત્યાં એક આંતરભાષા રશિયન લઈને બધી પ્રદેશભાષાઓને સ્વતંત્ર અને પૂરેપૂરું સ્થાન, ક્ષેત્ર તથા વિકાસ અપાયાં છે. અને પ્રયત્નપૂર્વક ત્યાંની સરકાર એને આગળ વધવા પ્રેરે છે અને મદદ કરે છે. હિંદના બંધારણે આ પ્રકારે જ તોડ અને નીતિ સ્વીકાર્યાં છે. એટલે આપણે હિંદી અને બધી દેશી ભાષાઓને હવેના આપણા સમગ્ર કામને યોગ્ય તૈયાર કરવાની છે. તેમાં આળસ ન રાખી શકીએ. આજે ભણેલા એ જ આળસની ભૂલ કરે છે અને અંગ્રેજી ચાલુ રાખો એમ કહે છે. તેમાં એમનો સ્વાર્થ હોઈ, આ આળસ વધારે ખરાબ લાગે છે. આની સામે દેશની આમપ્રજાએ જબરો અવાજ ઉઠાવવો જોઈએ.

૨૯-૮-'૫૭ **મગનભાઈ દેસાઈ**

# વીસમી સદીના ગુજરાતી અનુવાદો

સરકારી જરૂરિયાતને કારણે, પરભાષાઓના ગુજરાતીમાં ઊતરેલ સાહિત્યની યાદી તૈયાર કરવાનું બન્યું. તે ઉપરથી એમ થયું કે, આ અંગે જો આંકડા આપી શકાય તો સારું. તે દૃષ્ટિથી કેટલાંક નોંધપાત્ર પુસ્તકો સાથે વિગત ઉતારી છે.

આ આંકડા મે '૫૭ સુધીના તૈયાર થઈ શકયા છે. તે રીતે જોતાં કુલે ૨૦૦૬ જેટલાં અનુવાદિત પ્રકાશનો મળી આવ્યાં છે, જે મુખ્ય મુખ્ય વિષયવાર નીચે પ્રમાણે થવા જાય છે:—

| વિષય | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૮૭૫ | ૪૪% |
| ૨. ધર્મ | ૫૧૮ | ૨૬% |
| ૩. તત્ત્વજ્ઞાન | ૧૩૪ | ૭% |
| ૪. ઇતિહાસ | ૧૦૪ | ૫% |
| ૫. સમાજશાસ્ત્ર | ૯૬ | ૫% |
| ૬. કેળવણી | ૯૫ | ૫% |
| ૭. વિજ્ઞાન | ૭૯ | ૪% |
| ૮. ઇતર | ૧૦૫ | ૫% |
| કુલ | ૨૦૦૬ | |

૧. સાહિત્ય : ૮૭૫ જેટલા સાહિત્યિક અનુવાદોમાં મુખ્ય મુખ્ય ભાષાવાર આ પ્રમાણે છે : બંગાળીના ૨૮૮, અંગ્રેજીના ૨૦૧, સંસ્કૃતના ૧૧૩, હિંદીના ૭૩, મરાઠીના ૫૯ અને ઇતર ૧૪૧. તેમાં નીચેના નોંધપાત્ર છે —

૧. વિદાય વેળાએ — ખલિલ જિબ્રાન
(અનુ.) કિશોરલાલ ઘ. મશરૂવાળા
૨. ચૂપ નહીં રહેવાય — ટૉલ્સ્ટૉય
(અનુ.) ચંદ્રશંકર પ્રા. શુક્લ
૩. પ્રાચીન સાહિત્ય — રવીન્દ્રનાથ ઠાકુર
(અનુ.) મહાદેવભાઈ અને નરહરિભાઈ
૪. જીવનદૃષ્ટિ — વિનોબા ભાવે
(અનુ.) પાંડુરંગ ગણેશ દેશપાંડે
૫. સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ — એ. મેકડોનલ
(અનુ.) મોહનલાલ પાર્વતીશંકર દવે
૬. બિહારી સતસઈ — બિહારીદાસ
(અનુ.) સવિતાનારાયણ ગણપતિનારાયણ

૨. ધર્મ : ૫૧૮ જેટલા ધાર્મિક અનુવાદોમાં હિંદુ ૨૩૯, જૈન ૭૭, ખ્રિસ્તી ૬૯, ઇસ્લામ ૫૬ અને ઇતર ૭૭ થાય છે. તેમાં નીચેના ઉલ્લેખનીય છે —

૧. રામકૃષ્ણ પરમહંસ — રોમે રોલાં
(અનુ.) ચંદ્રશંકર પ્રા. શુક્લ

૨. કૃષ્ણ-ચરિત્ર — બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય
(અનુ.) કૃષ્ણલાલ મો. ઝવેરી
૩. ભગવતીસૂત્ર — સુધર્મા સ્વામી
(અનુ.) બેચરદાસ દોશી
૪. આપવીતી — ધર્માનંદ કોસંબી
(અનુ.) વેણીલાલ છગનલાલ બૂચ
૫. જીવન-સિદ્ધિ — ટૉલ્સ્ટૉય (અનુ.) સાકરલાલ દવે
૬. જપજી — નાનકદેવ (અનુ.) મગનભાઈ પ્ર. દેસાઈ

૩. तत्त्वज्ञान : ૧૩૪ જેટલાં અનુવાદિત પ્રકાશનોમાં નીતિશાસ્ત્ર ૩૦, અદ્વૈત ૨૯, વેદાંત ૨૨, જૈન ૧૯ અને ઇતર ૩૫ થયા છે. નીચેના નોંધપાત્ર છે —
૧. સત્યાગ્રહની મર્યાદા — જૉન મોર્લી
(અનુ.) મહાદેવભાઈ દેસાઈ
૨. કળા એટલે શું? — ટૉલ્સ્ટૉય
(અનુ.) મગનભાઈ દેસાઈ
૩. ગીતાદર્શન — સર્વપલ્લી રાધાકૃષ્ણન્
(અનુ.) ચંદ્રશંકર પ્રા. શુક્લ
૪. સન્મતિ-પ્રકરણ — સિદ્ધસેન દિવાકર
(અનુ.) સુખલાલજી અને બેચરદાસ

૪. इतिहास : ૧૦૪ જેટલા ઐતિહાસિક અનુવાદોમાં ૬૧ ભારતને લગતા ને બાકીના બીજા દેશોને લગતા છે, જેમાં નીચેના ઉલ્લેખનીય છે —
૧. જગતના ઇતિહાસનું રેખાદર્શન — જવાહરલાલ નેહરુ
(અનુ.) મણિભાઈ ભ. દેસાઈ
૨. આધુનિક ભારત — આચાર્ય જાવડેકર
(અનુ.) પાંડુરંગ ગણેશ દેશપાંડે

૫. समाजशास्त्र : ૯૬ જેટલા અનુવાદોમાં સંસ્કૃતિ વિષેના ૨૩, નાતજાત વિષેના ૨૩, સ્ત્રીઓ વિષેના ૧૬ અને ઇતર ૩૪ છે. તેમાં નીચેના નોંધપાત્ર છે —
૧. યુરોપના સુધારાનો ઇતિહાસ — ગીઝો
(અનુ.) અતિસુખશંકર ક. ત્રિવેદી
૨. ત્યારે કરીશું શું? — ટૉલ્સ્ટૉય
(અનુ.) નરહરિભાઈ દ્વા. પરીખ
૩. ગ્રામોદ્યોગ-પ્રવૃત્તિ — જે. સી. કુમારપ્પા
(અનુ.) નગીનદાસ ના. પારેખ

૬. केळवणी : ૯૫ જેટલાં શૈક્ષણિક પુસ્તકોના અનુવાદોમાં ૬૦ જેટલા તો પાઠ્યપુસ્તકોને લગતા જ છે; બાકીના ૩૫માં નીચેના ઉલ્લેખનીય છે —
૧. મનુષ્યની સર્વાંગીણ કેળવણી — એલ. પી. જેક્સ
(અનુ.) ગોપાળદાસ જી. પટેલ
૨. યુવાનોની સંસ્કારસાધના — સર્વપલ્લી રાધાકૃષ્ણન્
(અનુ.) ચંદ્રશંકર પ્રા. શુક્લ
૩. મઝધાર — હેલન કેલર
(અનુ.) વિઠ્ઠલદાસ મ. કોઠારી

૭. विज्ञान : ૭૯ જેટલાં વૈજ્ઞાનિક પુસ્તકોના અનુવાદોમાં વૈદકના ૫૩ અને ઇતર ૨૬ જેટલા છે, જેમાં નીચેના અનુવાદો નોંધપાત્ર છે —
૧. સહાયવૃત્તિ — પી. ક્રોપોટકીન
(અનુ.) નરહરિભાઈ પરીખ
૨. ઊધઈનું જીવન — મોરિસ મેટરલિંક
(અનુ.) કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

૮. इतर : ૧૦૫ જેટલાં પરચૂરણ વિષયોનાં પુસ્તકોના અનુવાદોમાં અર્થશાસ્ત્રનાં ૩૩, ગાંધીસાહિત્યનાં ૨૯ અને ઇતર ૪૩ છે, જેમાં નીચેનાં નોંધપાત્ર છે —
૧. બાપુની સેવામાં — બ્રજકૃષ્ણ ચાંદીવાલા
(અનુ.) કરીમભાઈ વોરા
૨. બાપુના કારાવાસની કહાણી — સુશીલાબહેન નય્યર
(અનુ.) મણિભાઈ ભ. દેસાઈ
૩. મહાત્માજીની છાયામાં — ઘનશ્યામદાસ બિરલા
(અનુ.) મણિભાઈ ભ. દેસાઈ
૪. ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર — રિચાર્ડ બ. ગ્રેગ
(અનુ.) નગીનદાસ પારેખ અને જેઠાલાલ ગાંધી
૫. સર્વોદયની જીવનકળા — એલ. પી. જેક્સ
(અનુ.) ગોપાળદાસ જી. પટેલ
૬. મહાન બનો — ડેલ કાર્નેગી
(અનુ.) ચંદ્રશંકર પ્રા. શુક્લ
૭. માનસશાસ્ત્ર — વિલિયમ જેમ્સ
(અનુ.) હરસિદ્ધભાઈ વ. દિવેટિયા
૮. દયારામ ગિદુમલ — ટી. એલ. મંઘીરમલાની
(અનુ.) ચંદુભાઈ પટેલ

૫-૮-'૫૭ દશરથલાલ શાહ

# ટપાલપેટી

## ૧

ગયા અંકમાં (ઑગસ્ટ, પા૦ ૨૭૩) આવેલું મારું વ્યાખ્યાન 'સર્વોદય અને ભૂદાન' જોઈને એક સન્માન્ય મિત્ર બિહારમાં હાલમાં છે ત્યાંથી લખે છે, તે સૌને જણાવવું જોઈએ. મિત્રનું નામ કહેવાની જરૂર નથી. પણ એટલું કહું કે, તે મારા જૂનામાં જૂના એક સત્યાગ્રહાશ્રમવાસી મિત્ર છે અને એ રીતે અમે શ્રી. વિનોબાના સાથી કાર્યકર્તાઓ ગણાઈએ. આવા સાથી નીચે પ્રમાણે લખે છે, તેથી મને અંગત રીતે ધીરજ અને દિલાસો પણ મળે છે:

"ગઈ કાલે 'નવજીવન'માં 'સર્વોદય અને ભૂદાન' વિષે તમારો લેખ વાંચી રાજી થયો. તમારા વિષે મિત્રો અનેક રીતે વાત કરે છે. મને લાગે કે, તમને સમજ્યા વિના વાતો કરે છે. અને એમ માનતા લાગે છે કે, આજનો મસીહા માત્ર વિનોબા છે! એ છે. પણ બીજા ન હોઈ શકે એમ જો માને તો વિશ્વાસી કે મુહમ્મદી જેવા ગણાય. તમે જે વિચારો પ્રતિપાદન કરો છો, એ વિચારનો હું પ્રથમથી છું. કલ્પનાસૃષ્ટિ સદા મોહક હોય છે, ત્રૈરાશિક ભ્રમમાં નાંખે છે.

"વિનોબા સાથે મારો પત્રવ્યવહાર ચાલે છે. પુરીથી કાલડી સુધીમાં એમના વિચારોમાં અંતર જોઈ શકાય છે. ભલે તેઓ કે શિષ્યો એને 'વિકાસ' કહે. ગ્રામદાન, શાંતિસેના સુંદર વસ્તુઓ છે. પણ 'योजकस्तत्र दुर्लभः'. વિનોબા પોતાને 'મંત્રી' માને છે. 'તંત્રી' નથી. તંત્ર વિના મંત્ર શા કામનો? શ્રી. જે. પી. (જયપ્રકાશ નારાયણ) તંત્રી ન બની શક્યા. બીજા પણ દેખાતા નથી. . . . "

આ એક અંગત પત્ર કહેવાય. પરંતુ આજે જે જાતનું વાતાવરણ ચાલે છે તે જોતાં, એની અંગતતા વ્યાપક બને છે, અને તેથી બધા કાર્યકર્તાઓ અને સાથીઓ (જેમાં હું આ માસિકપત્રના સૌ અભ્યાસીઓને ગણું છું.) તે જાણવાના હકદાર બને છે, એમ માનું છું. હિંદનું સ્વાતંત્ર્ય અને તેની રક્ષા તથા ખિલવણી મહા કઠણ કોયડો છે. નમ્ર અને શૂન્યવત્ બનીને પોતપોતાની જગાએથી તેની અનન્ય સેવામાં સૌએ એકનિષ્ઠ બનવાનું છે.

૨૬-૮-'૫૭ મ૦

## ૨

### સંસ્કૃતિ અને સંતતિનિયમન

તા. ૩૦-૮-'૫૭

શ્રી તંત્રી,
'નવજીવન'

'ટપાલપેટી' શીર્ષક હેઠળ આપે જુલાઈ '૫૭ તથા ઑગસ્ટ '૫૭ અંકથી સંતતિનિયમનના પ્રશ્ન અંગે અત્યારને સમયે ઘણી ઉપયોગી ચર્ચા ઉપાડવી દીધી છે. અત્યારે એવી હવા ચાલે છે કે, જાણે એ પ્રશ્નની વિરુદ્ધમાં કંઈ બોલવું એ પ્રત્યાઘાતી જ મનાય! અંગ્રેજી ભાષાના શિક્ષણ અને માધ્યમના પક્ષમાં વડી સરકારે આપેલા વજનથી જે સ્થિતિ પેદા થઈ છે, તેવી જ સ્થિતિ આ બાબતમાં થઈ છે. પરંતુ એ પ્રચાર અંગેના એક ભયસ્થાન બાબત સામાન્ય રીતે પૂરતો વિચાર થતો હોય એમ જણાતું નથી.

મૅરી સ્ટોપ્સ નામની વિલાયતની બાઈ સંતતિનિયમન બાબતના ઉપાયોના પ્રચારની તેની ઝુંબેશ માટે મુખ્યત્વે મશહૂર છે. તેવું જ માર્ગરેટ સૅન્ગર નામની અમેરિકન બાઈની બાબતમાં ગણાય. ગાંધીજી હતા ત્યાં સુધી હિંદુસ્તાનમાં તેને બહુ આવકાર મળ્યો નહોતો; પરંતુ ગાંધીજી ન રહેતાં, ભારત સરકારે તેના પ્રત્યે મીઠી નજરે જોવા માંડ્યું. થોડાં વર્ષ પહેલાં તેની એક વરસગાંઠને દિવસે તેને અભિનંદન આપતાં એક અમેરિકન લેખકે ખુશી થઈને જાહેર કર્યું કે, આ વરસગાંઠે માર્ગરેટ સૅન્ગરને ખાસ આનંદ થવાની સંભાવના છે; કારણ કે, જે ગાંધીજી તેના કાર્યને આડખીલીરૂપ હતા, તે જ ગાંધીજીના હિંદની સરકારે તેને અને તેના કાર્યને આવકાર્યાં છે!

તાજેતરમાં મૅરી સ્ટોપ્સનાં પુસ્તકોનાં નીચે* જણાવેલાં ગુજરાતી ભાષાંતરો શૃંગારિક પૂંઠાં સાથે પ્રગટ થયાં છે. બીજી બાજુ, દ્વિતીય પંચવર્ષીય યોજનામાં પહેલી યોજના કરતાં પણ મબલક રકમ સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનોના પ્રચાર માટે ભારત સરકારે જોગવી છે.

રાજા-પ્રજાનો આવો સમર્થ ટેકો અને આવકાર પામેલી આ પ્રવૃત્તિ અંગે કંઈ જુદું બોલવા જવું એ વ્યર્થ કામ છે. પરંતુ, એ આખી હિલચાલ અંગે એક ભારે સર્વતોમુખી અસરવાળું ભયસ્થાન રહેલું છે, તે તરફ સૌ કોઈનું ધ્યાન

---

* **અદ્યતન સંતતિનિયમન:** લે૦ મૅરી સ્ટોપ્સ; અનુ૦ યશવંત દોશી; કિં. રૂ. ૩-૦-૦; **પરિણીત પ્રેમ:** લે૦ મૅરી સ્ટોપ્સ; અનુ૦ યશવંત દોશી; કિં. રૂ. ૨-૮-૦; બંનેના પ્રકા૦ મમતા પ્રકાશન ગૃહ, નવા ડીસા; **ઉજ્જ્વળ માતૃત્વ:** લે૦ મૅરી સ્ટોપ્સ; અનુ૦ શાંતિ ડગલી; પ્રકા૦ ટી. કૃષ્ણલાલની કું., નવા ડીસા; કિં. રૂ. ૪-૦-૦.

ખેંચવાની જરૂર છે. મેરી સ્ટોપ્સ પોતે પણ એ બાબત અંગે ઠીક ઠીક ચિંતિત છે; તથા પોતાના પુસ્તક ('Enduring Passion')માં તેણે તે બાબતની ચિંતા વ્યક્ત પણ કરી છે. પરંતુ આ બધાં 'વૈજ્ઞાનિક' કહેવાતાં નિરૂપણોમાં કોઈ પણ પ્રશ્નની એકાંગી રજૂઆત જ હોય છે; અને તેનાં આનુષંગિક કે બીજાં અનિષ્ટ પરિણામોની બાબતમાં, 'એ તો જુદો પ્રશ્ન છે,' 'તેને લગતી જુદી શોધખોળ ચાલુ છે' એમ કહીને આંખ મીંચી દેવામાં આવે છે.

ગુજરાતી ભાષામાં જ્યારે હવે એ વિષયનાં પુસ્તકો સીધાં ઊતરવા માંડ્યાં છે, અને વિચારક-અવિચારક, પુખ્ત-અપુખ્ત એમ સૌના હાથમાં પહોંચતાં થયાં છે, ત્યારે પેલા ભયસ્થાન અંગે સૌનું ધ્યાન દોરવું વધુ આવશ્યક બન્યું છે.

ટૂંકમાં તે બાબત આ છે: સ્ત્રી-પુરુષના જાતીય સંબંધમાં બંને પક્ષનું કામસુખ એ જ એકમાત્ર આવશ્યક પ્રયોજન છે, એમ આ બધા આધુનિક પ્રચારમાં સ્વીકારી લેવામાં આવે છે. હવે તે કામસુખ, બંને પક્ષની બાબતમાં, અમુક સમય સુધી એ પ્રક્રિયા લંબાય ત્યારે જ સિદ્ધ થાય તેમ હોવાથી, કુદરતે સ્વાભાવિક રીતે જ બધાં પ્રાણીઓમાં એવી સમતુલા યોજી છે, કે જેથી બંને પક્ષને આવશ્યક સમય સુધી એ પ્રક્રિયા ચાલ્યા કરે. પરંતુ એ અતિ નાજુક સમતુલા, મનુષ્યની બાબતમાં, તેણે પોતે કરેલા અતિચારોથી ઝટ નાબૂદ થતી જાય છે. મેરી સ્ટોપ્સ કબૂલ કરે છે કે, જેમ જેમ 'સંસ્કૃતિ' આગળ વધે છે, તેમ તેમ પુરુષ આ પ્રક્રિયામાં સ્ત્રી સાથે સમયની સમતુલા હારતો જાય છે. મેરી સ્ટોપ્સ તો આને 'સંસ્કૃતિનો રોગ' કહે છે! આ વિષયના ડૉ. હેમિલ્ટન વગેરે અભ્યાસીઓએ આપેલા આંકડાઓ સરખાવી જોતાં એટલું કહી શકાય કે, આજના યુગમાં કુદરતી અવસ્થામાં રહેતા લોકોને બાદ કરતાં, બાકીના લોકોમાં ૭૦ ટકાથી માંડીને ૮૫ ટકા સ્ત્રીઓ આ જાતીય સંબંધનું પૂરેપૂરું કામસુખ ભાગ્યે અનુભવી શકતી હોય. પુરુષોએ એટલા મોટા પ્રમાણમાં એ બાબતમાં પરાજય હાંસલ કર્યો છે. પરિણામે સ્ત્રીવર્ગ વધુ ને વધુ પ્રમાણમાં શારીરિક અને માનસિક રોગ તથા વિકારનો ભોગ બનતો જાય છે તથા કૌટુંબિક, સામાજિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ પાયમાલ થાય છે.

જૂના જમાનાથી આ 'કોયડો', 'સવાલ' કે 'ગૂંચ' પુરુષવર્ગને પજવતાં આવ્યાં છે, એમ તો વાત્સ્યાયનના 'કામસૂત્ર'માં કરેલાં કેટલાંક વિધાનો તથા સૂચવેલા ઉપાયો ઉપરથી પણ જણાય છે. પરંતુ એ બધા ઉપાયો યોગ્ય સંયમ તથા વિશુદ્ધિના આધાર વિના કરવામાં આવે, તો ઊલટા અપાયરૂપ જ થાય છે; અને આજ સુધીનો અનુભવ જણાવે છે કે, એ જાતના ઉપાયોનો આધાર લેવા જતાં પાર વગરના આપઘાત અને ભયંકર રોગના કિસ્સા ઊભા થયા છે, કે જેમની ગણતરી નથી.

એ સમતુલા પાછી સ્થાપવી હોય, તો પેઢી દર પેઢીના ભગીરથ પ્રયત્નની જરૂર પડે. વ્યક્તિગત રીતે મહિનો-માસ ઇલાજ કર્યે એ સમતુલા કદી સ્થાપિત ન થાય. એ પ્રક્રિયાને પાછી તેના આવશ્યક સંતાનપ્રાપ્તિના અને સંતતિસેવાના કુદરતી પ્રયોજન પરત્વે કેન્દ્રિત કરવામાં આવે, અને તે પણ આખી પેઢીની – આખા સમાજની સમજપૂર્વકની અને રાજીખુશીથી સ્વીકારેલી તપસ્યાથી — ત્યારે જ એ સમતુલા પુનઃ સ્થાપિત થાય તો થાય.

પરંતુ એવો સવાલ કરવામાં આવે કે, આવી જ સ્થિતિ પ્રવર્તતી હોય, તો લગ્નજીવનની બાબતમાં એક મોટી કટોકટી હજુ સુધી ઊભી થયેલી કેમ દેખાતી નથી? અને સ્ત્રીઓ શી રીતે હજુ આ સંસાર નભાવ્યે જાય છે?

તેનો જવાબ એ છે કે, સ્વાભાવિક લજ્જાશીલતા, કુટુંબ પ્રત્યે વાત્સલ્ય અને મમતા, તથા કામવાસનાની આ દશામાં પણ પ્રાપ્ત થતી સગર્ભાવસ્થા અને માતૃત્વ, એ જ તેમાં કારણભૂત છે. સ્ત્રી પોતાનાં સંતાનોને પાળવાપોષવામાં પોતાની કેટલીય કુદરતી લાગણીઓને ચરિતાર્થ કરી લે છે. પરંતુ, તેને એ સગર્ભાવસ્થા અને માતૃત્વ જેવાં સહાયક મર્યાદાસ્થાનોથી પણ મુક્ત કરો, તેની સાથે સમાજ પેલી કારમી કટોકટીમાં સપડાવાનો એ નક્કી. અને જ્યાં જ્યાં આ સંતતિનિરોધનાં સાધનોનો પ્રચાર વધ્યો છે, ત્યાં ત્યાં એ કારમી પરિસ્થિતિનાં એંધાણ વરતાવા લાગ્યાં છે. માત્ર 'તેરી બી ચૂપ, મેરી બી ચૂપ' જેવી — એક કહેવતરૂં કહી શકાય તેવી — ચુપકીદી જ તેને ઢાંકી રહી છે.

જે 'સંસ્કૃતિ' હેઠળ સ્ત્રીવર્ગનો ૮૫ ટકા જેટલો ભાગ અતૃપ્ત અને તેથી વિકૃત રહે, તે સંસ્કૃતિનું શું થઈને રહે, એ કહેવા માટે, વસ્તુતાએ તો, અર્જુને દોરેલું ચિત્ર જ યાદ કરાવવું બસ થશે કે—

'કુલ-સ્ત્રીઓ પ્રદુષ્ટ થાય, તો પછી શાશ્વત જાતિધર્મ, કુલધર્મ નાશ પામે જ; અને કુલધર્મો જેમના નાશ પામ્યા છે, તેવા મનુષ્યોને માટે બધું જીવન નરક જ બની રહે — नरके नियतं वासः (ભગ૰ ગીતા અ. ૧, શ્લો૰ ૪૧-૪૪).

અને આધુનિક 'વાસ્તવવાદી' કહેવાતી ગુજરાતી વાર્તાઓમાં, તથા કેટલીક વાર પ્રત્યક્ષ દાખલાઓમાં પણ કુટુંબ અને સમાજનું સરજાતું જતું એ 'નરક' વધુ ને વધુ પ્રમાણમાં રજૂ થવા પણ લાગ્યું છે.

લિ૰

આપનો

'એક વાચક'

# વિચારતરંગિણી

## ૧
## કેળવણી અને રાજકારણ

અમેરિકન સાપ્તાહિક ‘ મનસ ’માં અઢીએક વરસ પર, આ વિષય પર આવેલા લેખમાંથી નીચેનું વિવેચન ઉતારું છું :—

"બને ત્યાં સુધી, કેળવણીએ રાજકારણની રાહબરી કરવી ઘટે, અને નહીં કે રાજકારણે કેળવણીની. આનું એક મહત્ત્વનું કારણ એ છે કે, કેળવણીમાં ‘ખરું’ હોવું એ તુલનામાં ઓછું મહત્ત્વનું છે, જ્યારે રાજકારણમાં તો તે જ સર્વ-મહત્ત્વનું છે. કેળવણી એ માનવના ઉછેર અને વિકાસ સાથે લેવાદેવા ધરાવે છે; તેથી કરીને, ગણિત જેવાં ક્ષેત્રો બાદ કરતાં, (જોકે ત્યાંય કોઈ વાર વાત ચર્ચાસ્પદ હોય,) ‘ખરું’ હોવું એ, વ્યક્તિ કઈ ભૂમિકા ધરાવે છે, શું જુએ છે, અને શાં મૂલ્ય ધરાવે છે, તેના ઉપર આધાર રાખે છે. . . . શિક્ષણને માટે જો કોઈ ચિરકાળ સાચું હોય તો તે એ કે, સતત સુધારો થતો રહેવો જોઈએ. અને આ પ્રક્રિયા એવી છે કે, તેમાં અચૂક એવી વસ્તુઓની પરંપરા પડેલી હોય છે, કે જે અમુક કાળે સત્ય માનેલી પછીથી ખોટી ઠરી હોય.

"કેળવણીની એક એવી વ્યાખ્યા પણ આપી શકાય કે, મનુષ્યનું એ એવું અનુભવક્ષેત્ર છે કે જેમાં ખરા કે ખોટા હોવું એ દરેકની બિલકુલ અંગત વાત બને છે; ત્યારે રાજકારણ એવું ક્ષેત્ર છે કે જે ખરા કે ખોટાની કેવળ સાર્વજનિક વ્યાખ્યાઓ આપતું હોય છે. એટલે સારું રાજ્યતંત્ર એ કે જે સદ્-અસદ્-વિવેક એવો ઘડે કે તેના વડે વ્યક્તિની અંગત વિવેકશક્તિના વિકાસને પજવણી ન થાય કે તે નિષ્ફળ ન બને. એનો અર્થ એ થયો કે, આવું રાજ્યતંત્ર એવા માણસોના પુરુષાર્થનું પરિણામ છે કે જેઓ કેળવણીને રાજકારણ કરતાં વધુ કીમતી માને છે, — જેઓ એમ માને છે કે, આમ-સમૂહની ભૌતિક સલામતી કરતાં વ્યક્તિની નૈતિક સલામતી છેવટે વધારે મહત્ત્વની બાબત છે."

આથી કરીને સરમુખત્યારશાહી ને લોકશાહી વચ્ચે ફરક પડે છે. સામ્યવાદ શિક્ષણ અને રાજકારણ વચ્ચે ફેર નથી માનતો. જેને તે ખરું માને તેને શિક્ષણે અને સર્વ સમાજક્ષેત્રોએ સ્વીકારવું ને પ્રમાણવું જોઈએ. નાગરિક-સ્વાતંત્ર્ય જેવી વસ્તુ તેમાં સંભવે નહીં. લોકશાહી અહીં જ જુદી પડે છે. મનુષ્યોનો ચિત્તવિકાસ, ગુણવિકાસ, વ્યક્તિવિકાસ એ સૌથી કીમતી બાબત છે અને રાજ્યવ્યવસ્થા એ સંભાળીને ચાલવામાં માનતી હોવી જોઈએ.

એટલે અહીં એક સવાલ પેદા થાય છે તે એ કે, શું સાચું તે માનવા પરત્વે આવી આઝાદી સમાજમાં વ્યક્તિને હોય, તો સમાજની સંસ્થિતિનું શું થાય? તે અર્થે નિયમન જોઈએ કે નહીં?

સામાજિક ફિલસૂફીમાં બે નિષ્ઠા જોવા મળે છે — સમષ્ટિવાદી અને વ્યષ્ટિવાદી. બંને શિક્ષણ વિષે જુદાં મૂલ્યો ધરાવે છે. સમષ્ટિવાદી સામ્યવાદ શું કહે છે, તે આપણે ઉપર જોયું. તેને બાજે છેડે વ્યષ્ટિવાદી ન-રાજ્યવાદ (‘ઍનાર્કિઝમ’) છે, કે જે રાજ્ય કે તંત્ર યા સંગઠન જેવું બાહ્ય નિયમન માનવા તૈયાર નથી; આંતર નિયમનને જ તે માને છે. વચલો રસ્તો લોકશાહીનો છે. તેથી પેલા બંને છેડા — સામ્યવાદ અને ન-રાજ્યવાદ — તેને પ્રમાણતા નથી અને રાજ્યસત્તા સામે વિરોધવૃત્તિ સેવે છે. એ રીતે તે બે અતિવાદોના છેડા ભેગા મળે છે! જેમ કે, આજે હિંદમાં ન-રાજ્યવાદી ભૂદાન આંદોલન અને સામ્યવાદી પક્ષના બંને છેડા લોકશાહી કૉંગ્રેસ-રાજ્ય સામે થવામાં ભેગા થાય છે.

હવે કેળવણી બાબત જુઓ. કેરળમાં સામ્યવાદી સરકારે શિક્ષણનો કબજો લેવા સારુ શક્ય તેટલી હદે જઈને યુક્તિ અજમાવવાનું શરૂ કર્યું છે; શિક્ષણમાં સરકાર-માલકી-કરણ માંડ્યું છે. ઉદ્યોગમાં તો તે છે જ; શિક્ષણમાં પણ હોવું ઘટે, એવા વિચાર ચર્ચાય છે. જેમ કે, પાઠ્યપુસ્તકોનું સરકાર-માલકી-કરણ.

જ્યાં શિક્ષણ પણ ધંધો બને, ત્યાં બહારના નિયમનની જરૂર પડે છે. જેમ કે, મુંબઈ રાજ્યમાં ઘાટે-પરુળેકર રિપોર્ટનું પગાર-નિયમન, ટ્રેન્ડ શિક્ષકો હોવા ઘટે, વગેરે. ધંધામાં નફો કરવા તાકતી ખાનગી શાળાઓ જન્મે, — અને માધ્યમિક શિક્ષણ એવું બન્યું છે! — ત્યાં સમાજ-સુસ્થિતિ વિચારીને રાજ્ય નિયમન કરે જ.

આવું જ બહાનું આધારરૂપ લઈને કેરળ સરકારે કેળવણીના અંકુશનો કાયદો આણ્યો છે કે, સરકાર લાયક શિક્ષકોની પ્રમાણિત યાદી રાખશે, તેમાંથી

જ શાળાઓ પોતાના શિક્ષકો લઈ શકે. પગાર, પેન્શન ઇ૦ નિયત કરેલ ધોરણે આપવાં જોઈએ. તે ન કરે કે બીજી રીતે શાળા ઠીક ન ચલાવે તો તેવી શાળા સરકાર લઈ લેશે.

આની સામે ઉગ્ર વિરોધ જાગ્યો છે. હવે જુઓ કે, ત્યાં ભૂદાન આંદોલન અત્યારે ચાલે છે. વિનોબા ત્યાં જ છેલ્લા ચારેક માસ હતા. કેળવણીમાં સ્વતંત્રતા જ ઘટે એમ ન-રાજ્યવાદ માને. આથી ભૂદાન કાર્યકર્તાઓ કેરળમાં કેવી રીતે વર્તતા હશે! તેમને માટે કફોડી દશા ગણાય.

ભૂદાન કે ગ્રામદાન અંગેનો જ દાખલો લો. ગામની વસ્તીના મોટા ભાગના લોક ગ્રામદાન કરે, તો ચપટીક બાકી રહેતા કાળે કરીને સમજશે, કે તેમને સમજાવીશું, એમ ભૂદાન કહે છે. સામ્યવાદ શું કહે? સામાજિક બહિષ્કાર, સતામણી, અને લાગ હોય તો બળાત્કાર ઇ૦ રસ્તે તેઓને માન્યા કહેવડાવે. રાજ્યતંત્ર સામ્યવાદી હોય એટલે પોલીસની વચ્ચ નડે નહીં, તો તો લોકોના આવા (બહુમતવાદ) 'બૉલ્શેવિઝમ'ને સારો લાગ મળે. રશિયાની ક્રાંતિમાં આ જ કીમિયો કામ લાગેલો.

કેરળ આવા આવા અટપટા કોયડા ઊભા કરે છે. તેમાં મૂળ દૃષ્ટિભેદ કારણ છે — લોકશાહી છેવટે કેળવણી છે; સામ્યવાદ સચોટ શાસનનું રાજકારણ છે. લોકશાહી કોઈ વાતના ખરાપણા વિષે ખામોશી અને ખુલ્લું મન રાખવા તૈયાર હોય છે; સામ્યવાદ એ વિષે ઝનૂન ધરાવે છે. ન-રાજ્યવાદ, રાજ્ય જ ન જોઈએ, એવી અતિ આગ્રહી દૃષ્ટિ ધરાવે છે — એના ખરાપણા વિષે તેય મક્કમ હોય છે! હિંદમાં આ વાદ-ત્રયી આજે વ્યવહાર-પ્રશ્ન બનેલી જોવા મળે છે.

૨૮-૮-'૫૭

## ૨

## 'હિંદી-રક્ષા' કે 'હિંદી-હાનિ'?

પંજાબમાં 'હિંદી-રક્ષા'ને નામે જે આંદોલન ચાલે છે, તેની પાછળ આર્યસમાજ છે, એ તો જાહેર વાત છે. એના આગેવાનો કહે છે કે, હિંદી રાષ્ટ્રની આંતરભાષા છે અને અમારાં ધર્મ-અને-સંસ્કૃતિની (એટલે હિંદુની) ભાષા છે. શીખો કહે છે કે, પંજાબી અમારી ધર્મ-અને-સંસ્કૃતિની ભાષા છે, અને દેશની આંતરભાષા હિંદીને અમે બીજી ભાષા તરીકે શીખીશું; તેવી રીતે હિંદુઓએ પંજાબીને, પંજાબ રાજ્યની બીજી પ્રદેશભાષા હોઈ ને, બીજી ભાષા તરીકે શીખવી જોઈએ. હિંદુઓ એ ના પાડે છે અને દલીલ રજૂ કરે છે કે, અમારી ભાષા હિંદી રાષ્ટ્રની આંતરભાષા છે, પછી અમે પંજાબી શું કામ ભણીએ? એ જો ફરજિયાત ભણાવો તો હિંદીને જોખમ છે, તેથી તેની રક્ષા કરવા અમે લડીએ છીએ!

ભાષામાં ધર્મ અને કોમ જોવાની આ દશા હજી મટી નથી, એ પંજાબનો મામલો બતાવે છે.

આ પ્રશ્નમાં મૂળ ભૂલ એ છે કે, જે હિંદી અંગે આર્યસમાજ ઝઘડે છે, તે દેશની આંતરભાષા નથી. દેશની હિંદી તો ધર્મ, સંપ્રદાય ઇ૦ થી પર અને હિંદની સમસ્ત પ્રજા અને તેની સારી સંસ્કૃતિને માટે યોગ્ય વાહનરૂપ બને એવી હોવી જોઈએ. (જુઓ બંધારણ ૩૫૧.) હવે જો પંજાબના હિંદુઓ હિંદીને પોતાનાં ધર્મ તથા સંસ્કૃતિની નિરાળી ભાષા છે એમ કહે છે તે બરોબર હોય, તો તેમની હિંદી આંતરભાષા નથી જ, એ આપોઆપ સિદ્ધ થયું. બંધારણ જોઈએ તો તે સાફ કહે જ છે કે ઉત્તરની હિંદી આંતરભાષા નથી; તે ભાષા હિંદની અનેકમાંની એક દેશી ભાષા છે. છતાં તેને માટે વધારેપડતો દાવો જે કરાય છે, તે જ મૂળે કજિયાનું કારણ આપે છે. તેથી આ મુદ્દો વેળાસર સાફ થવો જોઈએ.

આ સફાઈનું કામ બંધારણ નક્કી થયા પછી તરત થયું હોત તો સારું થાત. પણ એ જ વસ્તુ ઉત્તર હિંદનું રાજકારણ બની ગઈ અને આજે પંજાબમાં તે હવે સ્પષ્ટ જણાય છે. તેથી વડી સરકાર તે વિષે બૂમાબૂમ કરવા લાગી છે; તે મુજબ મક્કમતાથી વર્તે તો સારું થાય. ઉત્તર હિંદને સાફ હવે સમજાવવું જોઈએ કે, તેમની ભાષા દેશની આંતરભાષા નથી; આંતરભાષા તો સૌની ભાષાઓ દ્વારા ઘડાતી ને સૌનાં ધર્મ તથા સંસ્કૃતિને વ્યક્ત કરે એવી હશે.

આ બાબત હિંદી કમિશને પણ સ્પષ્ટ કરવી જોઈતી હતી. પણ તેનો હેવાલ એ વિષે ચૂપ છે, એ ઠીક ન થયું. બલ્કે ઉત્તર હિંદમાં લોકો દેશની બીજી એક ભાષા મરજિયાત ભણવી હોય તો ભણે એમ

કહ્યું ! આથી પંજાબનું અત્યારે ચાલતું આંદોલન રાજી થયું. થાય જ ને! તેની ભાષાસમિતિએ જાહેર કર્યું કે, હિંદી કમિશનનો હેવાલ અમે સ્વીકારીએ છીએ. પંજાબી ન શીખવાની એમની વાતને આવું સમર્થન મળે, પછી તેનો લાભ કેમ ન લે?

આવી જ રીતે ઉત્તર પ્રદેશ, બિહાર વગેરે પ્રદેશો તેમની બીજી પ્રદેશભાષા ઉર્દૂ વિષે અણગમો સેવે છે અને વહીવટમાં તેના ઉપયોગના હકને તેમણે જાકારો આપ્યો છે. વડી સરકારે આ કોયડો પણ ઉકેલવાનો બાકી છે.

આમ, ભાષાનો પ્રશ્ન, ઉત્તર હિંદ અને પંજાબમાં હિંદી વિષે સ્પષ્ટ અને ન્યાયી સમજ ન હોવાથી, ચાકે ચડ્યો છે. તે ઉકેલવામાં જો કાચું કપાશે, તો હિંદી આંતરભાષા જ બાજુએ રહી જશે અને અંગ્રેજી કાયમ થઈ જશે, એ હવે ઉઘાડું દેખાય છે. આ તો હિંદના બંધારણની રક્ષાનો સવાલ છે. કહો કે સાચી 'હિંદી રક્ષા' તો અહીં છે, નહીં કે જે ધર્મઘેલું પંજાબમાં આર્યસમાજ લઈ બેઠી છે તે. તેમાં તો હિંદીહાનિ જ રહેલી છે.

૨૫-૮-'૫૭

### ૩

## અખિલ જગત શાકાહાર પરિષદ

આ સંસ્થાની ૧૫મી બેઠક હિંદમાં થવાની છે. તેનો પ્રારંભ મુંબઈમાં તા. ૯-૧૧-'૫૭ થી થશે. આ તેની મુખ્ય બેઠક થશે. ત્યાર બાદ બનારસ, કલકત્તા, દિલ્હી, પટના, બુદ્ધગયા અને મદ્રાસમાં પણ બેઠકો ચાલુ રહેશે.

ગુજરાતમાં અને બીજે શાકાહાર એક સહજ વસ્તુ ઘણાને લાગે છે. આપણા સંસ્કાર એવા બન્યા છે. આ આપણો અમૂલ્ય સાંસ્કૃતિક વારસો ગણાય. પણ એમાં રહેલા ગુણ આપણે જાણતા નથી. એ એક રૂઢિ બની ગઈ છે. તેથી જરાક નવા જમાનાનો નવો 'ફૅશનેબલ' સંપર્ક થતાં આજે અનેક લોકો ઈંડાં, દારૂ, અને માંસ વગેરેમાં સપડાતા જાય છે. આથી શાકાહારમાં રહેલા ગુણો વિષે આપણા લોકોની કેળવણી જાગ્રત કરવા જેવી છે. આ પરિષદ તે કામ કરશે, એવી આશા રખાય.

આ બાબતમાં પરદેશના ગોરા લોકો આપણાથી વધુ જાગ્રત છે. ખાદ્યાખાદ્યવિવેકની શોધખોળ ત્યાં આરોગ્ય તથા વૈદકીય દૃષ્ટિએ ખૂબ થઈ છે. ત્યાંનાં શાકાહારી મંડળો હવે તેમાં જીવદયાની તથા આધ્યાત્મિક ઉન્નતિની દૃષ્ટિ પણ ઉમેરતાં જાય છે. હિંદની પ્રાચીન આયુર્વેદ- તથા અધ્યાત્મ- વિદ્યા જોઈએ તો આ બધી જીવનદૃષ્ટિઓ તેમાં ભરપૂર ભરેલી જોવા મળે છે. એ વારસો અને એ વિદ્યા આજે કાળના ભારની જડતા નીચે દબાઈ ગયાં છે. પરદેશી લોકોનો સંપર્ક — આવી પરિષદો મારફત — આ બાબતમાં આપણને ઢંઢોળીને જગાડે તો સારું. અહીં વાચકને યાદ આપું કે, ગાંધીજી વિલાયત ગયા ત્યારે માંસાહારમાં માનતા હતા. પણ માતાને આપેલા વચને કરીને ત્યાં વ્રતભાવ ધરીને શાકાહારી રહ્યા; એટલું જ નહીં, ત્યાંની માંસાહારી પ્રજામાં પણ જ્ઞાનપૂર્વક શાકાહારી મંડળોના સંસર્ગમાં આવીને તથા તેમનું સાહિત્ય ભણીને તે શાકાહાર-વ્રતી બન્યા. કલ્પના કરો કે, હિંદુ વૈષ્ણવ કુટુંબનો નબીરો ખ્રિસ્તી માંસાહારી પ્રજામાં જતાં શાકાહારનું રહસ્ય સમજ્યો અને સાચો વૈષ્ણવ બન્યો! કાંઈક આવું પરિવર્તન આજે આપણા આખા નવજવાન સમાજને માટેય જરૂરી નથી લાગતું? આગામી અખિલ વિશ્વ શાકાહારી પરિષદ એને મદદ કરે એવા વિચારતરંગ જગવે, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.

૨૪-૮-'૫૭

### ૪

## હિંદુ સમાજ અને સંન્યાસ

છાપાંમાં ખબર છે કે, આપણી લોકસભામાં એક સભ્યે એવું બિલ રજૂ કર્યું કે, સાધુ સંન્યાસીઓની નોંધણી થવી જોઈએ! આના ઉપર તે સભાએ અઢી કલાક આપ્યા છતાં અંતે બિલ પાછું ખેંચાયું. અને તે એ કારણે કે, સાધુ-સંન્યાસી કોને કહેવો? તેની કાનૂની ઢબે નક્કી કરેલી વ્યાખ્યા વગર નોંધણી કોની કરવી?

મુંબઈની ધારાસભામાં આ જ વર્ગની પર અંકુશ આણવાને માટે દીક્ષા-નિયમન બિલ આવેલું. છોકરાં છોકરીઓને નાનપણમાં સંન્યાસમાં ઝડપી લેવાનું કર્મ

રોકવાનો એમાં હેતુ હતો. સાધુ જાણે 'ગુનાહિત વર્ગ' હોય એમ એની નોંધણી ચાહતા કાયદા જેવો આ બિલનો હેતુ નહોતો. છતાં, હિંદની સમાજ- અને વર્ણ- વ્યવસ્થા કે પ્રાચીન સંસ્કૃતિનાં અર્વાચીન વહેણ નિહાળવાની દૃષ્ટિએ આ બે મને ભેગાં યાદ આવ્યાં. ક્યાં ચોથા આશ્રમને માટેનો પૂજ્યભાવ અને આદર અને ક્યાં એમને નોંધવા માટેનો ગૃહસ્થોનો કાનૂની પ્રયત્ન!

અને સાધુઓમાં પણ શું છે? એમણે પણ અખિલ ભારતીય સાધુ સમાજ (કે કૉન્ગ્રેસ?) સ્થાપી છે. તેના પ્રમુખ — હું ભૂલતો ન હોઉં તો — ગૃહસ્થ છે! જીવનના બીજા આશ્રમમાં અથડાતો આ પ્રમુખ ચોથે આશ્રમે પહોંચેલાને શી સલાહ-શિખામણ કે દોરવણી આપશે, એ પણ એક બાબત જ ગણાય! "ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના" — જેવા ઘાટ પણ આમાં હશે કે શું? સંન્યાસીએ સંસાર છોડ્યો, પણ લોકવાસના ન ગઈ, તેથી સંગઠન આદરે; અને તેમનો પ્રમુખ ગૃહસ્થ સંન્યાસાભિમુખ તો હશે જ ને! — પણ બીજો આશ્રમ છૂટે નહીં. કોણ જાણે! લોકસભાની કાર્યવાહી છાપાંમાં વાંચી તે પરથી જેવો તરંગ ઊઠ્યો તેવો અહીં ટપકાવું છું. હિંદુ સંસ્કૃતિના વિચારકોએ નોંધ લેવા જેવો આ ચાળો છે. ઊંડે ઊતરીને જોવું ઘટે કે, હિંદુઓ ખરેખર સંન્યાસનું તત્ત્વ સમજવા ચાહે છે, કે તેના વિષે હવે 'સેક્યુલર' થવા માગે છે!

૨૪-૮-'૫૭

## ૫
## મુંબઈ યુનિવર્સિટીનું માધ્યમ

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતું હિંદી-હિંદુસ્તાની પ્રચારકામ કેટલાંક વરસોથી મુંબઈ નગરમાં પણ ચાલે છે અને કેટલાક ઉત્સાહી સેવકો એ સંભાળે છે. તેઓ ગયે મહિને તા. ૧૧-૮-'૫૭ના રોજ માટુંગામાં મારા પ્રમુખપદે મળ્યા હતા. એમાં તેમણે પોતાના કામની સમીક્ષા કરી તે વિષે ઠરાવો કર્યા. આ ઠરાવોના મુદ્દા, અગાઉ વડોદરામાં મળેલા પ્રચારક સંમેલનના ઠરાવોને મળતા જ હતા. તે અગાઉ જૂન '૫૭, અંકમાં આવી ગયા છે, એટલે ફરી અહીં તે ઉતારતો નથી.

વડોદરા સંમેલને સયાજીરાવ યુનિવર્સિટીને તેના માધ્યમ વિષે ટકોર કરી હતી, તેમ જ મુંબઈ સંમેલને મુંબઈ યુનિવર્સિટીને વિનંતી કરતો ઠરાવ કર્યો, તે નીચે ઉતારું છું:

"હિંદના ઉચ્ચ શિક્ષણમાં સૌથી મહત્ત્વનો અને તરત તથા પહેલો હાથ ધરવાનો સુધારો અંગ્રેજી માધ્યમને બદલીને દેશી ભાષાઓને તેમના હકનું સ્થાન આપવાનો છે.

આ સુધારો માધ્યમિક શિક્ષણમાં આજે લગભગ સર્વમાન્ય થયો છે એટલું જ નહિ, તેનો અમલ પણ સારી રીતે થઈ ચૂક્યો છે. તેને હવે આગળ લેવો જોઈએ એ કામ આવે છે.

પરંતુ તે કામ મુંબઈમાં શરૂ થયું નથી. આથી કરીને, હાઈસ્કૂલોમાંથી આગળ ભણવા જતા વિદ્યાર્થીઓને માટે કૉલેજમાં હજી અંગ્રેજી માધ્યમથી જ શિક્ષણ અપાય છે, તે તેમને ફાવતું નથી, એ કૉલેજોના પ્રિન્સિપાલો તથા પ્રોફેસરો પણ જાણે છે.

ઉચ્ચ શિક્ષણમાં હજી સુધી ચાલતી આ વિચિત્ર દશાને ધ્યાનમાં લઈને તથા હવે પરદેશી ભાષાનું માધ્યમ આપણા સ્વતંત્ર રાષ્ટ્રને શોભે નહીં અને ફાવે પણ નહીં, એ સિદ્ધાંત માન્ય રાખીને, થોડાં વરસ પર મુંબઈ યુનિવર્સિટીએ ઉપર જણાવેલો સુધારો કરવા માટે વિચાર ઉપાડ્યો હતો. આ સંમેલન તેને માટે તે સંસ્થાને મુબારકબાદી આપે છે. પરંતુ હજી સુધી તેનો અમલ શરૂ નથી થયો અને આ દિશામાં કશાં પગલાં નથી ભરાતાં, એ દુઃખની વાત ગણાય.

તેથી આ સંમેલન મુંબઈ યુનિવર્સિટીને વિનંતી કરે છે કે, આવતા વરસથી અંગ્રેજી માધ્યમને બદલવાનું સક્રિય કામ તે શરૂ કરે.

મુંબઈ યુનિવર્સિટીએ તેની કૉલેજોમાં આંતરભાષા હિંદીનો અભ્યાસ દાખલ કર્યો છે, એ આનંદની વાત છે. હવે આગળ વધીને તેણે મુંબઈમાં ચાલતી દેશની મુખ્ય ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ અપાવા લાગે એવી જોગવાઈ કરવા માટે ખંતપૂર્વક કામ શરૂ કરવું જોઈએ, એમ આ સંમેલન નમ્રતાપૂર્વક તેને વિનંતી કરે છે."

યુનિવર્સિટીઓને આજે સરકાર અને યુનિ૦ ગ્રાન્ટ્સ કમિશન આ સવાલ વિષે ગોદાવતાં નથી, પણ ૪ વરસ બદલે ત્રણ વરસનો પદવી-અભ્યાસક્રમ કરવાને ટોક્યા કરે છે. આ એક આફત છે. તેનાથી ઊલટી બીક એ રહે છે કે, જે કાંઈ ચાલે છે તેમાં વળી વિશેષ અંધેર કે ગોટાળો ફેલાશે કે શું? અને અભ્યાસનાં ધોરણ કે કક્ષામાં તો એથી કશી

ફરક નહીં પડે. આ ફરક તો માધ્યમ-ફેર શરૂ કરાય તો જ પડવા લાગશે. હિંદની ઉચ્ચ કેળવણીમાં પણ પહેલું શું કરવું, પછી શું કરવું, એ પહેલાઈ નક્કી કરવાની જરૂર છે. ૨૫ કરોડ રૂપિયા દેશી ભાષાઓને માધ્યમ તરીકે વાપરવાનું કામ ઉપાડવામાં તથા આંતરભાષા હિંદીને ફરજિયાત શીખવવામાં વપરાય, એ જ સાચી પહેલાઈ છે. ત્રણ વરસના અભ્યાસક્રમનો સુધારો સારો છે; પણ તે ત્યાર પછી એના યોગ્ય કાળે આવે એમાં જ એની સફળતા છે. ઉપરથી જે લદાય છે તેમાં મીઠાશ નહીં આવે. તેથી યુ. પી., મદ્રાસ, ઇ૦ સરકારો એમાં ખામોશ છે એ ડહાપણની વસ્તુ લાગે છે.

૨૭-૮-'૫૭

૬

## 'વિજ્ઞાનીમાં પડી એક તકરાર!'

સામાન્ય રીતે એમ મનાય છે કે, વિજ્ઞાન બહુ ચોકસ વિદ્યા છે; એમાં મતભેદને અવકાશ ઓછો છે. પણ ખરેખર એમ છે? અણુ-બૉમ્બ વિષે દાખલો છે.

આ બૉમ્બના બે પ્રકાર કહેવાતા થયા છે — ૧. ગંદો; ૨. ચોખ્ખો. બૉમ્બ ફાટવાથી તેમાંથી જે બધું ધુમાડું ઊડે તે બધા ઉડાટનો હવા, પાણી, વનસ્પતિ ઇ૦ ને ઝેરી ચેપ લાગે છે. એ ખાવાપીવામાં આવે, તેથી કેવાં કેવાં ખરાબ પરિણામો આવે, એ પ્રશ્ન ઊઠ્યો છે.

આ ઉડાટ વગરનો બૉમ્બ તે ચોખ્ખો; તે-વાળો તે ગંદો. હવે અણુ-વિજ્ઞાનીઓમાં એવો વાદ પડ્યો છે કે, ચોખ્ખો બૉમ્બ શક્ય છે શું? બંને બાજુ નામાંકિતમાં નામાંકિત વ્યક્તિઓ છે.

અમેરિકાના એક છાપાએ આ બૉમ્બના કેટલા ભડાકા જગ-મંડળમાં થયા, એના આંકડા બહાર પાડ્યા છે. કુલ ૧૧૭. તેમાં અમેરિકાના ભાગે ૬૭, રશિયાના ચાળીસેક અને ઇંગ્લૅન્ડના ૧૦. આમ જો ચાલ્યે રહે તો, અમુક કાળે જઈને જગતનાં વાયુ અને ખોરાક-પાણી એવાં ઝેરી થઈ જશે કે, બાળકો વ્યંગ અપંગ અને રોગીલાં જન્મશે, જનનશક્તિ જ બગડશે, કૅન્સર વધશે, ઇ૦. જાપાનમાં હિરોશીમા અને નાગાસાકી પર ૧૯૪૫માં બૉમ્બ પડેલો, એટલે આજે બાર વરસ સુધીની તેની અસર જોઈ શકાય છે. તે એવી છે કે, તેમાંથી બચેલા પણ રોગી બનેલા, તેઓ કમોતે મર્યે જ જાય છે!

બૉમ્બની અસર વિષે રાજકીય દૃષ્ટિના રંગવાળા પણ વિજ્ઞાનીઓ હોય એમ લાગે છે. તેઓ કહે છે, ઇંગ્લૅન્ડ અમેરિકાને અણુબૉમ્બ-પ્રયોગો બંધ કરવા કહો છો ને રશિયાને નથી કહેતા! બંધ કરવાનું કહેનારાઓમાં પોપ અને ડૉ. આલ્બર્ટ સ્કવાઇટ્ઝર જેવા નામાંકિત પુરુષો છે. તેવાને માટે કહે છે, 'જેઓ વિજ્ઞાનમાં સમજે નહીં, તેઓ શું જોઈને બોલતા હશે!' તેથી શું તેઓ પોતાના દેશના નાગરિક મટી ગયા? પોતાના દેશને કહેવાનો હક જતો રહ્યો?

આવા વિજ્ઞાનીઓ સામેય એટલા જ પ્રખર શાસ્ત્રીઓ છે. તેમાંના કેટલાકે જાહેર અપીલ બહાર પાડી ભડાકાનો વિરોધ કર્યો છે. કેટલાક એમ પણ કહે છે, વિજ્ઞાનીઓ પોતાનો અંતરાત્મા વેચીને બૉમ્બ દ્વારા ખૂન કરવાના ધંધામાં શું કામ પડે? મોટી આબરૂ અને પગારો મળે તે સારુ?

મતલબ કે, વિજ્ઞાનને નામે જે તે ઠોકાય તે માનવું જ જોઈએ એમ નથી. વિચારવિવેક તથા માનવતાની દૃષ્ટિ વિજ્ઞાનમાં પણ વેગળી નથી મૂકવાની.

અને આ બૉમ્બ ચોખ્ખો કે ગંદો એ ખોટી જ પંચાત નથી? ચોખ્ખો બૉમ્બ પડે તો શું લાખો લોકનાં જાનમાલને નહીં બરબાદ કરે? પછી એને ચોખ્ખો કહેવામાં શો અર્થ? શું 'ચોખ્ખો' કહીને તે ચલાવવો છે એમ? બૉમ્બ જ અનિષ્ટ છે, પછી ચોખ્ખા ગંદાની વાત કરીને મૂળ વાતને ઉડાવવી કે અડાવવી ન જોઈએ. અણુબૉમ્બ ને તેનાં શસ્ત્રો જ જવાં જોઈએ, કેમ કે તે લડતનાં શસ્ત્ર નથી; તે માનવ-હત્યાની ભસ્માસુર-લીલા છે; એ કાંઈ ખાનદાન શસ્ત્ર ન ગણાય; ક્ષત્રિયને કે લડવૈયાને ન શોભે.

૨૭-૮-'૫૭

૭

## "મદ્યમૂલક મુત્સદ્દીગીરી"

જવાહરલાલજી છેલ્લા પરદેશયાત્રામાંથી પાછા ફર્યા પછી લોકસભામાં (જુલાઈ ૨૩, '૫૭) બોલતાં તેમણે કહ્યું કે, હિંદનાં પરદેશી એલચીખાતાંને મેં જણાવ્યું છે કે, મદ્ય દ્વારા લોકોને આપણી પાર્ટીમાં આવવા

આકર્ષવાની જે ‘ મદ્યમૂલક મુત્સદ્દીગીરી ’ છે, તે સારી નથી; આપણે ત્યાંની પાર્ટીઓમાં દારૂ ન પીરસવો.

દલીલ કરતાં તેમણે કહ્યું કે, સંરક્ષણ ખાતાના માણસો અને એલચીઓ પાસે રાજ્યની અનેક ગુપ્ત વાતો હોય. પાર્ટીમાં દારૂના રંગમાં એ કોઈ આવી જાય અને કશીક ગુપ્ત વાત લવી જવાનું ભાન ભૂલે તો! “ દારૂ પીએ, તેથી સાવ ગાંડા ન બનીએ, પણ જીભ તો ચગી જાય જ. ” અને આપણે ત્યાં જો મહેમાનને દારૂ ન ધરીએ, તો સામાની પાર્ટીમાં જઈ ત્યાં દારૂ લઈએ તે તો અવિવેક ઠરે. માટે તેમેય ન કરવું જોઈએ.

પણ, આવી સારી વાત પર પંડિતજીએ લગભગ પાણી ફેરવ્યું તે એમ કહીને કે, ઉગ્ર દારૂ માટે આ વાત છે; હળવાં માદક પીણાં ચાલે! આ સાંભળી ચારે બાજુ સભ્યો હસ્યા, એમ છાપાવાળો કહે છે. હસે જ ને! જવાહરલાલજી જો ‘ મદ્યમૂલક મુત્સદ્દીગીરી ’ દૂર કરવા માગતા હોય, તો દારૂબંધી અને ‘ મધ્યમ-સરની ચાલ ’ જેવો ભેદ પાડવાની વાત છોડી, સાફ સંપૂર્ણ મદ્યનિષેધની જ આજ્ઞા આપવી જોઈએ. નહીં તો ‘ હળવો ’ દારૂ કોને કહેવો અને તે એટલો ઢીંચવો કે ગાંડા જ કરી મૂકે, — એ પંચાતો જાગશે. હિંદના બંધારણથી અમાન્ય ઠરે એવી વાત પંડિતજી કેમ કરી શકે? બંધારણ મદ્યમાત્રને વર્જ્ય ગણે છે.

૨૮–૮–’૫૭

## ૮

## કાયદો અને રૂઢિ

રાજકોટથી જુલાઈ ૨૩મીની એક ખબર છાપાંમાં હતી કે, ધારીના એક જણે પોતાના ભત્રીજા સામે અદાલતમાં ફરિયાદ કરી કે, ભત્રીજાએ તેને ત્યાં લગ્ન હતું તેના જમણમાં બીજાં સગાંવહાલાંને નોતર્યાં પણ મારું નોતરું કાપ્યું, અને એમ મારું અપમાન અને નાલેશી કરી; તેથી ફોજદારી કાયદાની ૫૦૦મી કલમ મુજબ ગુનો કર્યો છે!

પછી આ દાવાનું શું થયું તે ખબર નથી. પણ આમ જો દાવો નભી શકે, તો થોડા વખતમાં જ્ઞાતિ- અને રૂઢિ- બળને આપણા સમાજમાંથી ઓગાળી કાઢનારું રસાયણ જરૂર કામ કરતું થઈ જશે. આ વસ્તુ સારી નરસી કે કેવી, એ જુદો સવાલ છે. ઉપરની વાત એટલા પૂરતી જ નોંધું છું કે, જમાનાનો ચાળો કેવો છે. કોઈ વાચકને ઉપરના કેસ વિષે વધુ ખબર હોય તો તે લખવા વિનંતી છે.

૨૮–૮–’૫૭

## ૯

## શિસ્ત અને શિક્ષણ

અમદાવાદની માધ્યમિક શાળાઓના આચાર્ય-સંઘે તેઓ ઉપરાંત શહેરના આગેવાન નાગરિકો અને નેતાઓની સભા બોલાવી હતી. તે સમક્ષ એ સભાનું પ્રયોજન જણાવતાં, શરૂમાં તેના પ્રમુખે નિવેદન કર્યું કે,

“ દેશભરમાં આજે વિદ્યાર્થી જગતમાં જે અશાંતિ, ગેરશિસ્ત વગેરે પ્રવર્તે છે, . . . (એ) હકીકત દેશના દરેક હિતચિંતક માટે ભારે ચિંતાના વિષયરૂપ બની છે.”

“વિદ્યાર્થીઓ — ખાસ કરીને પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓનો રાજકીય કાર્યક્રમો, દેખાવો તેમ જ હડતાલ માટે ઉપયોગ થાય, તે અમને પસંદ નથી.”

“ ઊગતી પેઢીને એના નૈતિક પાયામાંથી હચમચાવી નાંખી આખા રાષ્ટ્રને ભયંકર ખુવારીને માર્ગે આપણે જાણીબૂજીને હડસેલી રહ્યા હોઈએ એવા સંજોગો રોજબરોજ વધતા જ જાય છે.”

“ દિવસરાત ઊગતી પેઢીના સંપર્કમાં રહેવાને કારણે અને તેના આરોગ્યપ્રદ વિકાસ માટેની ગંભીર જવાબદારી અમારે શિરે ઘણા મોટા પ્રમાણમાં છે છે એવી અમારી માન્યતા હોઈ, આપણે ત્યાં પ્રવર્તતી આ લાચાર પરિસ્થિતિના મૂક સાક્ષી બનવાનું અમને અસહ્ય જણાતાં, આ અંગે જે કાંઈ થઈ શકે એમ હોય તે કરવાનો નિરધાર કર્યો; અને અમને હિંમત આવી કે, જો બધા રાજકીય પક્ષોને આ બાબતમાં એક જગાએ ભેગા કરી શકાય, તો વણસી રહેલી પરિસ્થિતિની સામે સબળ મોરચો આપોઆપ ઊભો થાય. . . .”

“ આ પ્રશ્નને કોઈ પણ રાજકીય પક્ષના તાત્કાલિક લાભાલાભની દૃષ્ટિએ નહિ અવલોકતાં સમગ્ર રાષ્ટ્રના, અને એ પણ કેવળ આજ પૂરતા જ નહિ, પણ આવતી કાલના પણ હિતની દૃષ્ટિએ જોવાની સહુને અમારી વિનંતી છે.”

લાંબા નિવેદનનો સાર થોડાંક વાક્યોમાં મેં ઉપર તારવ્યો છે. આચાર્યસંઘની આ શુભ પ્રવૃત્તિમાં સૌ કોઈનો સાથ હોય અને હોવો જોઈએ. અમદાવાદમાં

આ સવાલ વિશેષ ઉગ્ર હોઈ, અહીંનો આચાર્ય-સંઘ જાગ્યો તે ધન્યવાદને પાત્ર વાત છે. તેના પ્રમુખે પોતાના નિવેદનમાં શરૂમાં જ કહ્યું છે તે સાચું છે કે, "આ જાતનું સંમેલન ઘણા વખત પહેલાં થવું જોઈતું હતું."

વિદ્યાર્થીઓની શિસ્ત પરરાજ્ય-કાળની જેવી હતી તેવી જ ચાલતી આવે છે; કારણ, સ્વરાજ અને સ્વતંત્રતા આવ્યે શિક્ષણમાં જે નવો પ્રાણ, નવો આદર્શ, નવી હવા જાગવાં જોઈએ, તેમાંનું કાંઈ હજી થયું નથી. આ એક મોટું કારણ છે, કે જેને લઈને કેળવણીની સંસ્થાઓને સોસવું પડે છે. એમાં હું વિદ્યાર્થી અને શિક્ષક તથા શિક્ષણખાતું ત્રણેને સમાવીને કહું છું.

વિદ્યાર્થીઓનાં મંડળો અને તેમના અ-વિદ્યાર્થી સલાહકારો પણ ઉપરના કારણમાં અવનવા રંગ પૂરે છે.

અને પ્રજામાં પણ નાગરિક ધર્મ તથા લોકશાહી શાસનની શિસ્તની ટેવો હજી ઘડાવી બાકી છે. તે સંજોગમાં, ભળતા ઉપાયો લેવાને રાજકીય પક્ષોનાં માણસો લલચાઈ જાય છે.

આવી પરિસ્થિતિ છતાં, લાચાર બન્યા વગર, ધીરજ અને આત્મવિશ્વાસથી, બને તેટલું પણ, નક્કી ધ્યેય તરફ જ જવું અને નિશાનને ચળવા ન દેવું, એ જ એકમાત્ર ઉપાય છે. રાજકારણીઓ માટે નહીં તોય શિક્ષણકારો માટે તો એ જ માર્ગ છે. તેની અસર વિદ્યાર્થીઓ પર પણ પડ્યા વગર નહીં રહે. તેમાં પ્રજાજનો સદ્ભાવપૂર્વક સહકાર અને મદદ આપવા તત્પર રહે, તો વાતાવરણ જરૂર સુધરે.

૨૯–૮–'૫૭

## ૧૦

## મલય દેશને મુબારકબાદી

પહેલા વિશ્વયુદ્ધે પ્રજાઓ માટે આત્મનિર્ણયનો હક બક્ષ્યો; બીજા વિશ્વયુદ્ધે તેથી આગળ વધીને સામ્રાજ્યવાદને અપ્રતિષ્ઠિત કરી મૂક્યો. તેની વિશ્વવ્યાપી અસર ધીમે ધીમે છતાં મક્કમ પગલે ફેલાતી જાય છે. આ માસની પહેલી તારીખે મલય દેશ બ્રિટિશ સામ્રાજ્યની ચૂડમાંથી છૂટીને સ્વતંત્ર થયો, તે આ અસરનું ફળ છે. એને માટે હિંદી પ્રજા એ દેશનાં આપણાં વિશ્વ-બંધુઓને મુબારકબાદી આપે છે. તે દેશની આઝાદી અખંડ તપો અને 'વસુધૈવ કુટુંબકમ્'માં તે ફૂલોફાલો.

આ શુભ પ્રસંગે હિંદે મલય દેશ જોડેનો પોતાનો પૂર્વ સંબંધ સ્નેહપૂર્વક યાદ કર્યો. જગતના ઇસ્લામ-યુગ પૂર્વે તે પ્રદેશમાં હિંદુ અને બૌદ્ધ સંસ્કૃતિનો સંચાર થયો હતો. સૈકાંઓ પહેલાં આપણા પૂર્વજો મલય અને તેથી પારના દેશોમાં અવરજવર કરતા હતા. મલય દેશને વિષેના પુરાતત્ત્વવિદો આ અંગે ઘણું ઘણું અને ભાત ભાતનું સંશોધન ઇતિહાસને ચોપડે રજૂ કરે છે. આ બધાનો સાર તેના જાણકારોએ લોકોને કહેવો જોઈએ, જેથી મલયનો પરિચય પાછો તાજો થાય.

ઇસ્લામ-યુગમાં બૌદ્ધ-પ્રભાવિત પ્રદેશો પણ ઇસ્લામની અસર તળે આવ્યા. તેમાં હિંદ અને ચીન પેઠે હિંદી ચીન, મલય, જાવા સુમાત્રા વગેરે દેશોનો દ્વીપકલ્પ પણ હતો. આજે મલયમાં તે જોવા મળે છે. પરંતુ અગ્નિ-એશિયામાં ખીલેલો આ ઇસ્લામ ઇરાન, અરબસ્તાન, ઇજિપ્ત, ઇરાક ઇ૰ — તથા હવે તેમાં પાકિસ્તાન પણ ગણવું જોઈએ, — એ દેશોના ઇસ્લામના કરતાં જુદી રીતે વિકસ્યો લાગે છે. ત્યાર બાદ આ બધે સ્થળે પ્રસરેલા ખ્રિસ્તીયુગની અસર પણ આ દેશોમાં આવી છે. પણ એ અસરે વિશેષ રાજકીય રંગ પકડ્યો અને પરદેશી સામ્રાજ્ય ત્યાં ફેલાયું. તે અસર જુદી જ ભાત પાડે છે. તે ભાત પરદેશી કે પરાયાપણાની છે. તેમાં શોષણ અને આર્થિક તથા સામાજિક યુદ્ધ, અશાંતિ, તથા પ્રજાકીય ઊંચનીચભાવનું અપમાન જોવા મળ્યાં. પૂર્વનો પ્રજાસંઘર્ષનો ઇતિહાસ આવો નહોતો.

આથી એ રંગ કાચો રહ્યો કે ગમે તેમ, એ રંગ હવે ઊતરતો ઊતરતો સાફ થવા લાગ્યો છે, એ જગતની શાંતિને માટે સારી નિશાની છે.

મલયને છેડે,— હિંદને છેડે સિલોન પેઠે,— સિંગાપુર છે, તે હજી અંગ્રેજ નૌકાથાણું રહે છે. ત્યાં પણ અમુક ક્રમનું સ્વરાજ ખીલવાતું જાય છે.

તેને પણ છેવટે છોડવાનું છે એમ અંગ્રેજો સમજતા જ હશે ને?

આઝાદ થયા પછી તરત મલય દેશે યુનોને અરજી કરી છે કે, તેને સંયુક્ત રાષ્ટ્રસંઘમાં સભ્યપદ આપવામાં આવે. એ તેને મળશે એવી આશા રાખીએ. પણ પછી મોટા દેશો ત્યાં પોતાના વર્ચસના સામ્રાજ્યની સાઠમારી તો નહીં જગવે ને? અને મલય તેમાં પક્ષકાર બનવાને બદલે શાંતિધર રાષ્ટ્ર જ બનશે ને? હિંદની પરદેશનીતિ જો પ્રબળ બની પ્રસરે, તો એશિયાનાં રાષ્ટ્રો જરૂર જગતનો શાંતિધારી પ્રબળ-સંઘ બને, કે જેની અસર યુરોપ-અમેરિકા ઉપર પડ્યા વગર ન રહે.

મલય દેશ આ જગત્કાર્યમાં જોડાઓ.

૪–૯–'૫૭ **મગનભાઈ દેસાઈ**

# નવું વાચન

**લગ્નની બેડી** લે૦ આચાર્ય પ્ર૦ કે૦ અત્રે; અનુ૦ પ્રો. ડૉ. બિપિન ઝવેરી; પ્રકા૦ એન૦ એમ૦ ત્રિપાઠી પ્રાઇ૦ લિ. મુંબઈ; પૃ૦ ૧૭૫; કિં૦ ૨–૮–૦.

લગ્નની બેડાથી બંધાયેલું એક જોડું, સહવાસ કરતું પરંતુ લગ્નનું બંધન સ્વીકાર્યા વિના રહેતું બીજું જોડું, ચાર બૈરીઓ મર્યા પછી પાંચમી જુવાન બૈરી લાવનાર એક નમાલો છતાં વિષયી વૃદ્ધ પતિ અને તેની નવી જુવાન પત્નીનું જોડું, પરણવાની અતિશય ઇચ્છા છતાં વાંઢો જ રહી ગયેલો તથા રહેવા સરજાયેલો એક અશ્વ-બ્રહ્મચારી અવધૂત, અને આજના નવા યુગમાં નિત્ય બ્રહ્મચારિણી — મિસ તરીકે સંબોધાતી એક સિનેમા નટી — આટલાં પાત્રો અને તે બધાંની ઉદ્દંડ લીલાને છાજે તેવો હનિમૂન હોટલનો મૅનેજર — એટલાં વડે શ્રી. અત્રેએ લગ્નસંસ્થા અને પતિ તથા પત્નીની હિંદુ ભાવનાની હેકડી ઉરાડી છે.

એ હેકડી ઉરાડવા માટે તેમને તેમના મહારાષ્ટ્રી સમાજમાંથી ઉચિત્ર પાત્રો અને તેમના વ્યવહાર મળી રહ્યા છે. અંતે પેલી નટી પાસે, 'આરામ કરવા અને પોતાની નવી ફિલમનું વસ્તુ લેવા માટે જ' આવી હોવાનું કહેવડાવીને સૌ દંપતીની લાજ અને વાર્તાને પણ બચાવી લેવામાં આવે છે; પરંતુ શ્રી. અત્રે પોતે તો આ નાટકથી એટલો જ નિષ્કર્ષ રજૂ કરવાનું જાહેર કરે છે કે, પુરુષોની ભોગવાસના અને મોહ એવાં ઉદ્દંડ છે કે, તેઓ જ્યારે ને ત્યારે જ્યાં ને ત્યાં કોઈ જુવાન સ્ત્રી દેખી એટલે તેના પ્રત્યે ખેંચાવાના જ; તેમને કોઈ ભાવના કે બેડી કાયમ એક સ્ત્રી સાથે બાંધી શકતાં નથી; અને એ પરિસ્થિતિમાં સ્ત્રીએ માત્ર પોતાના શૃંગારિક આકર્ષણથી જ તેમને બાંધી રાખવા પ્રયત્ન કર્યા કરવો રહે છે.

મહારાષ્ટ્રમાં આ બધા સામાજિક-ધાર્મિક સંસ્કારો વિષે આવી જ પરિસ્થિતિ પ્રવર્તતી હોય, તો ખરેખર ખેદ પામવા જેવું છે. પરંતુ આવી કૃતિઓને બીજી ભાષામાંથી સ્વભાષામાં ઉતારવાની જરૂર ખરી? જે વસ્તુઓ – ભાવનાઓ સમાજના મોટા ભાગની વ્યક્તિઓ માટે આવશ્યક તથા કલ્યાણકારી નીવડતી આવી છે, તેમને સામાન્ય મજાક અને વાર્તારસની વસ્તુ બનાવીને રજૂ કરવામાં ડહાપણ નથી.

સાહિત્યનો એક પ્રકાર માત્ર તીખા કટાક્ષથી સમાજની સાન ઠેકાણે લાવવા માટે વપરાય છે; અને તે બહુ સચોટ હોય છે. પરંતુ તે પ્રકાર વાપરનારા અધિકારી કુશળ લેખકોની માટી જુદી જાતની હોય છે.

**'વાચક'**

**જીવનનું વલોણું** લે૦ ધીરજબહેન પારેખ; પ્રકા૦ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પૃ૦ ૧૯૦; કિં૦ ૩·૦૦.

આ નવલિકા-સંગ્રહ લેખિકા-બહેનનો પ્રથમ સંગ્રહ છે; અને તેને આવકાર આપતાં આનંદ થાય છે. 'પુરોવચન'માં શ્રી. ચૂનીલાલ વર્ધમાન શાહે જણાવ્યું છે તેમ, 'પુરુષ-લેખકને જે કલ્પવું પડે તેવું ઘણું આ સ્ત્રી-લેખિકાને નજરે જોવા, કાનોકાન સાંભળવા કે જાતે અનુભવવા મળ્યું હોય એ સ્વાભાવિક છે; તેથી જ ચોક્કસ પ્રકારનાં પાત્રોનું આલેખન, સંવાદોનું લેખન અને પ્રસંગોનું ચિત્રણ સજીવતાવાળાં બન્યાં છે.'

આ બહેનનાં સ્ત્રી-પાત્રો ઠેર ઠેર શરદબાબુની કલમની યાદ અપાવે છે; અને નવાઈની વાત એ છે કે, ઘણી વાર્તાઓની ભૂમિકા બંગાળની જ છે!

**'વાચક'**

**ઠોકર અને સંગ્રામ** લે૦ રત્નસિંહ મહીડા; પ્રકા૦ રાજપીપળા લલિતકળા મંડળ, રાજપીપળા પૃ૦ ૧૨૦; કિં૦ ૨·૦૦.

'ઠોકર' અને 'સંગ્રામ' એ નામનાં બે નાટકો આ ચોપડીમાં છે. પહેલા નાટકમાં એક તવંગર પિતાના પરદેશ જઈ બારિસ્ટર થઈ આવી ફાટી ગયેલા પુત્રનું વસ્તુ લીધું છે; અને બીજામાં એક જમીનદાર પોતાના ખેડૂતોને કેવા કનડે છે અને છેવટે ઠોકર ખાઈ કેવો ઠેકાણે આવે છે તેની વાત છે. વસ્તુ સારું છે; પરંતુ બંને નાટકોમાં નાટ્યરસ જેવું ખાસ કાંઈ જામતું નથી; અને એ ભજવાતાં હશે ત્યારે પણ ખરેખર કશો નાટ્યરસ ઊભો થતો હશે, એમ માની શકાતું નથી.

**'વાચક'**

**નવલું પ્રભાત** લે૦ અનંત આચાર્ય; પ્રકા૦ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પૃ૦ ૭૦; કિં૦ રૂ. ૧.૨૫ ન. પૈ.

આ નાટક કંઈક વધુ જામે છે; એટલા પૂરતું તે કંઈક વધુ સફળ નીવડતું ગણાય. એક હરિજન યુવાન દાક્તર સવર્ણોને હાથે અપમાનિત થઈ, પોતાની કોમની સેવા કરવા તરફ વળે છે. જે ગામડામાં તે સ્થિર થાય છે, ત્યાંના એકમાત્ર બ્રાહ્મણ તથા ભૂવા સાથે તે અથડામણમાં આવે છે. શરૂઆતમાં તે હરિજન છે એમ કોઈ જાણતું નથી; પરંતુ પછીથી તેની જાણ થતાં તેની સામેનો વિરોધ વિશેષ જોર પકડે છે. પરંતુ પછી એક સાથે સવર્ણ-અવર્ણનાં અનુલોમ અને પ્રતિલોમ બે સુખદ લગ્નોમાં નાટકનો અંત આવે છે.

નાટકના પ્રસંગો ગોઠવવાની કળાની રીતે જોઈએ, તો આ નાટક પણ ખાસ ચમત્કૃતિ બતાવે છે એમ ન કહેવાય. કેટલાક ખાસ બનાવોને લેખકની મરજી મુજબ બની જતા ન માની લઈએ, તો નાટક પોતે એ બનાવોને બનતા માનવાની આપણને કશી ફરજ પાડી શકતું નથી. અને સફળ નાટકમાં એ ગુણ હોવો જ જોઈએ.

**'વાચક'**

**મા'રરાજ** લે૦ ગુણવંતરાય આચાર્ય; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૮૪; કિં૦ ૧.૦૦.

શ્રી. આચાર્યનું આ નાટક 'મંગળદર્શી સાહિત્ય'માં તેમની શ્રદ્ધાની સાબિતીરૂપ છે. 'માનવીના અંતરતમ અંતરમાં રહેલી માણસાઈ' પ્રગટ કરવા મથવું એ એક ઉત્તમ કાર્ય છે, અને શ્રી. આચાર્યની જોશીલી કલમ તેમાં ઠીક કામ દે તેમ છે.

આ નાટકના કેટલાક પ્રસંગો અને પાત્રો હજુ વધુ ઝીણવટભર્યું આલેખન પામ્યાં હોત, તો વધુ સારું થાત. કેટલીક જગાએ રસ જાળવી રાખવા ખાતર વાચકને પોતાના મનમાં ઊભી થતી શંકાઓ અને પ્રશ્નો રોકી રાખવાં પડે છે.

**'વાચક'**

**મેઘો ગામેતી** લે૦ પન્નાલાલ પટેલ, કિં૦ ૧.૨૫;
**ધરતીને ખોળે** લે૦ ચૂનીલાલ વર્ધમાન શાહ, કિં૦ ૦.૭૫ ન૦ પૈ૦;
**કેસૂડાંનાં ફૂલ** લે૦ પીતાંબર પટેલ, કિં૦ ૧.૨૫;
**દુઃખનાં પોટલાં** લે૦ ઈશ્વર પેટલીકર, કિં૦ ૧.૫૦;
**બાપની આબરૂ** લે૦ મનુભાઈ જોધાણી, કિં૦ ૧.૦૦.

બધાંના પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ૦, અમદાવાદ. પૃષ્ઠ અનુક્રમે ૧૦૦, ૬૮, ૯૫, ૧૨૦, ૯૨.

નૂતન સમાજ-શિક્ષણ ગ્રંથાવલિના બીજા સેટનાં આ પાંચ પુસ્તકો છે. દશ પુસ્તકોનો પહેલો સેટ પ્રસિદ્ધ થઈ ચૂકેલો છે. વિદ્યાર્થીઓ, કિશોરો અને પ્રૌઢ શિક્ષણ પામેલા વાચકો માટે 'સુરુચિભર્યું અને ધ્યેયલક્ષી' વાચન આપવાના ઇરાદાથી જાણીતા વાર્તાલેખકોની આ વાર્તાઓ કે વાર્તાસંગ્રહો મોટા ટાઈપમાં બહાર પાડવામાં આવેલ છે.

વિદ્યાર્થીઓ અને પ્રૌઢો માટેનાં આ પુસ્તકોમાં છાપકામની અશુદ્ધિઓ અને જોડણીની અશુદ્ધિઓ વધારેપડતી કહેવાય. ઉપરાંત કેટલીક વાર્તાઓ, દા૦ત૦ બહારવટિયાઓની — સારી ન કહી શકાય તેવી છે. ઘણી ખરી વાતો આ લેખકોના મુખ્ય વાર્તાસંગ્રહોમાં પ્રસિદ્ધ થયેલી છે. તેમાંથી આ માળાને કામમાં આવે તેવી ગણીને કેટલીક વાતો નવા લેબાસે અહીં અપાઈ છે.

આમાંની કેટલીક વાર્તાઓ વિદ્યાર્થી-કિશોરોને કામની ન કહેવાય; અને જે પ્રૌઢ-નિરક્ષર સમાજ છે, તેને વાંચનો થયે, તેના જ જીવનને અમુક વાસ્તવવાદી ઢબે વર્ણવતી વાર્તાઓ વાંચવા આપવી, એનો કશો અર્થ નથી. એ લોકોનું જીવન વર્ણવતો વાર્તારસ માણવાની જરૂર તો ધનિક – ભણેલા-ગણેલા – કે અલગ પડી ગયેલા વર્ગોને છે. એટલે આ માળાનો મૂળ હેતુ આ વાર્તાઓથી કેટલે દરજ્જે પાર પડ્યો કહેવાય, એ કહેવું મુશ્કેલ છે.

**'વાચક'**

**ખાલી ખેપ**: લે૦, પ્રકા૦ મોહનલાલ પટેલ; કડી; પૃ૦ ૩૧૩; કિં. ૫ રૂપિયા.

શ્રી. પટેલે ગામડું અને તેનાં પાત્રોનું જીવન આલેખતી આ વાર્તા લખી છે. આખી વાતના વસ્તુનાં કેન્દ્ર જોઈએ તો બે છે: (૧) એક વિધવા સ્ત્રીને જડ ગ્રામસમાજમાં કેવી લાચારી ભોગવવી પડે છે, અને તેથી અંતે પોતાના પક્ષમાં રહેનાર મુખીને તે કેવી રીતે વશ થાય છે, અને છેવટે પોતાની જ મરજીથી તેની સાથેનો આડો વ્યવહાર 'અતિ' કહેવાય તેવી હદે લઈ જાય છે અને (૨) એક અપંગ આંધળો બાળક જાનકીદાસ બાવાને હાથે ઊછરે છે, અને એક રૂપવાન છોકરીના સંબંધમાં આવે છે; પણ પછીથી એ જાનકીદાસ બાવાના પ્રયત્ન છતાં એ પ્રેમસંબંધ કેવો વિફળ જાય છે અને છેવટે પેલો આંધળો નિરાશ થઈ આપઘાત કરે છે.

પરંતુ જરા ઝીણવટથી તપાસીએ તો બંને મુદ્દાઓમાં કશું ખાસ ઔચિત્ય જણાતું નથી. ઉપરથી જાનકીદાસ જેવો સમજુ માણસ કઈ આશાએ શરૂઆતમાં પેલાં બે બાળકો વચ્ચે પ્રેમસંબંધ ઊભો થવા દે છે — કરાવે છે એ જ સમજાતું નથી; અને છેવટે એ આંધળો નાસી જાય છે, ત્યારે છ-છ મહિના અને બાર-બાર મહિના શોધવા નીકળવા છતાં જાનકીદાસ તેને કેમ શોધી શકતા નથી, એ પણ નવાઈ જેવું લાગે છે. કારણ કે એકલો આંધળો નાસીને કેટલે દૂર નાસે, અને છુપાઈને ક્યાં છુપાય?

વાર્તામાંના કેટલાક ભાગોના રંગો ઉપરથી લેખકની સારી હથોટી જણાઈ આવ્યા વિના રહેતી નથી. લેખક ગામડાને

જરાક વધુ વફાદાર રહ્યા હોત, તો વસ્તુનું અને નિરૂપણનું કેટલુંક અજાુગતાપણું સહેજે ટળી શક્યું હોત, અને ખરેખર એક સુશ્લિષ્ટ ચિત્ર રજૂ થયું હોત.

'વાચક'

**અર્થશાસ્ત્ર પ્રવેશ** લે૦ મુકુન્દલાલ દેસાઈ અને બબાભાઈ પટેલ; પ્રકા૦ ભારત પ્રકાશન, અમદાવાદ; પૃ૦ ૩૬૮; કિં૦ ૬.૫૦.

ઇન્ટરમાં ગુજરાતી માધ્યમના પ્રયોગનું એક વર્ષ વીત્યા બાદ આ પુસ્તક તૈયાર થયું છે. લેખકોને આમ અગાઉ ગુજરાતીમાં પ્રગટ થયેલાં અર્થશાસ્ત્રમાંના બધાં જ પુસ્તકો જોવાની તક મળી છે. લેખકોએ પોતાને મળેલી તકનો સારો લાભ ઉઠાવ્યો છે અને 'અર્થશાસ્ત્ર પ્રવેશ'ને કોઈપણ સારા પાઠ્યપુસ્તકની હરોળમાં મૂકી શકાય એવું બનાવ્યું છે. પ્રકરણની શરૂઆતમાં મથાળાંઓ, ઉપમથાળાંઓ અને પ્રકરણમાં કરેલી ચર્ચાના મુદ્દાઓ આપીને તથા વિષયની રજૂઆતમાં ગુજરાતી કહેવતો તથા રૂઢિગત શબ્દોનો ઉપયોગ કરીને લેખકોએ આ પુસ્તકને વિદ્યાર્થીઓ તુરત અપનાવી લે એવું બનાવ્યું છે. અર્થશાસ્ત્રમાં લૉર્ડ કેઈન્સની ક્રાંતિ પછી રજૂ થયેલા અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને લગતા અદ્યતન વિચારોની પણ ચર્ચા લેખકોએ આ પુસ્તકમાં કરી છે. એ ઉપરાંત વિષયની ચર્ચા દરમ્યાન જુદા જુદા અર્થશાસ્ત્રીઓના મતો અને તેઓનાં પુસ્તકોની પણ સૂચિ આપી હોવાથી કોઈ પણ અભ્યાસીને વધુ વાંચન માટે સારી સગવડ કરી આપી છે. દ્વિતીય વર્ષ—વિનયન અને વાણિજ્ય માટે આ પુસ્તક લખાયું હોવા છતાં, બી. એ. માં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પણ આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે. પરંતુ દ્વિતીય વર્ષ વાણિજ્યના વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને આ પુસ્તક લખાયું હોવાથી, નાણું, શરાફી આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને જાહેર નાણાંતંત્ર જેવા અર્થશાસ્ત્રના મહત્ત્વના વિભાગોને એમાં સ્થાન મળ્યું નથી. લેખકો એ દિશામાં પ્રયત્ન કરી આ પુસ્તકને સંપૂર્ણ બનાવશે, તો ગુજરાતીમાં અર્થશાસ્ત્રના એક સારા પુસ્તકની ખોટ પૂરી શકાશે.

હ૦ ના૦

**અર્થશાસ્ત્ર પરિચય:** ચંદુલાલ ન. વકીલ અને હૃષિકેશ પાઠક; પ્રકા૦ વોરા ઍન્ડ કંપની. પૃષ્ઠ ૨૪૮; કિં૦ ચાર રૂપિયા.

યુનીવર્સિટીમાં ગુજરાતી માધ્યમ થયા બાદ જે પાઠ્યપુસ્તકો તૈયાર થવા લાગ્યાં, તેમાંનું આ એક ધ્યાન ખેંચે એવું પુસ્તક છે. આવાં પુસ્તકોની બે મર્યાદાઓ—સ્વભાષાને અનુકૂળ એવા રોચક શબ્દોની પરિભાષાનો અભાવ તથા શાસ્ત્રીય ચર્ચાને યોગ્ય એવા ભાષાના ધોરણનો અભાવ—લેખકોએ પ્રસ્તાવનામાં સ્વીકારી લીધેલી છે; છતાં લેખકો મહદ્ અંશે અર્થશાસ્ત્રના વિષયને ગુજરાતીમાં ઉતારવાના પ્રયત્નને ન્યાય આપી શક્યા છે. કૉલેજના દ્વિતીય વર્ષ માટે લખાયેલા પરિચયાત્મક પુસ્તકની મર્યાદા ધ્યાનમાં રાખીએ, તો છેલ્લાં ત્રીસ ચાલીસ વર્ષમાં વિકાસ પામેલા 'નવા અર્થશાસ્ત્ર'ની ચર્ચા પુસ્તકમાં સુંદર રીતે સમેટી લેવામાં આવી છે, એમ કહી શકાય. લેખકોએ અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સમજાવતા મોટા ગ્રંથો કે અર્થશાસ્ત્રીઓનાં નામોનું ભારણ કરી વાચકને ગભરાવી મારવાનું શાસ્ત્રીય અભ્યાસનાં પુસ્તકોમાં જે વલણ દેખાય છે, તે બતાવ્યું નથી એ ખરેખર પ્રસંશનીય છે. પાન ૧૭૪ સુધી ચાલી આવતી વિષયની સુંદર રજૂઆત અને પ્રવાહિતા પાછળનાં પ્રકરણોમાં ક્લિષ્ટ બની જતી લાગે છે. અગત્યનાં પ્રકરણો, જેવાં કે નાણું, શરાફી, આંતરરાષ્ટ્રીય વેપાર, જાહેર નાણાંતંત્ર તથા સામાજિક સંસ્થાઓ વગેરેને ફક્ત છેવટનાં ૬૦ પાનાંમાં સમાવવા પ્રયત્ન કર્યો છે, એ કારણથી પણ આમ બન્યું હોય. પુસ્તકના પ્રકાશનમાં અસાધારણ ઉતાવળ થયેલી લાગે છે. અર્થશાસ્ત્રના કોઈ પણ પ્રારંભિક અભ્યાસીને આ પુસ્તક જોવા જેવું છે.

હ૦ ના૦

**નાનાલાલ કવિની જીવનદૃષ્ટિ:** લે૦ વિજયરાય કલ્યાણરાય વૈદ્ય; પ્રકા૦ મહાકવિશ્રી નાનાલાલ સ્મારક સમિતિ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન — ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ ૧; કિં૦ બે રૂપિયા; પૃ૦ ૮+૭૨ ડેમી.

આપણા જાણીતા વિવેચક સાક્ષરશ્રી વિજયરાયભાઈએ ૧૯૫૯માં અમદાવાદ મુકામે કવિશ્રી નાનાલાલના જન્મદિને પ્રેમાભાઈ હૉલમાં સ્મારક વ્યાખ્યાન આપ્યું હતું, એ પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે. લેખકે આ પુસ્તકમાં વિશદ રીતે કવિશ્રી નાનાલાલની ધર્મ, સાહિત્ય આદિ વિષેની જીવનદૃષ્ટિ સમજાવી છે. કવિશ્રીનાં જીવન અને કવનના અભ્યાસીને એ ઉપયોગી થઈ પડશે.

સુ૦ ક૦

**નીલધરા:** લે૦ રજનીકાંત ભટ્ટ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન — ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ ૧; કિં૦ દોઢ રૂપિયો; પૃ૦ ૬૪.

આ સંગ્રહમાં કવિશ્રી રજનીકાંત ભટ્ટે છેલ્લા દોઢ બે દાયકામાં લખેલાં પોતાનાં ગીતો, કાવ્યો તથા મુક્તકોને સંગૃહીત કર્યાં છે. કાવ્યો વગેરે જોતાં કવિને કહેવાનું ઘણું ઘણું છે. પરંતુ ભાવની અભિવ્યક્તિમાં, શબ્દોની પસંદગીમાં અને લયમાધુર્યમાં હજી ક્યાંક ક્યાંક કચાશ જોવા મળે છે. કવિ જો હજુય વધુ પ્રયત્નશીલ બને, તો એ કચાશ દૂર થઈ શકે એમ છે. ઘણાંખરાં મુક્તકો પણ બહુ અસરકારક નથી.

સુ૦ ક૦

**ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત :** (ભાગ ૧ લો) તૈયાર કરનાર — ચંદુલાલ ભગુભાઈ દલાલ; પ્રાપ્તિસ્થાન — ગુજરાત વિદ્યાસભા અમદાવાદ ૧; કિં૦ બાર આના; પૃ૦ ૧ + ૧૫૯.

મહાત્મા ગાંધીજીએ રંગદ્વેષની સામે દક્ષિણ આફ્રિકામાં જે સત્યાગ્રહની લડત ચલાવી હતી, એ અંગે તેમણે પોતે 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ" લખ્યો તો છે જ. પરંતુ સાબરમતી આશ્રમ પ્રિઝર્વેશન ઍન્ડ મેમોરિયલ ટ્રસ્ટની સૂચના અનુસાર, શ્રી. ચંદુલાલભાઈએ અન્ય ઉપયોગી સામગ્રીને આધારે, તા. ૪-૮-૧૯૦૬ થી તા. ૩૦-૧-૧૯૦૮ સુધીના સમયની માહિતી આ પ્રથમ ભાગમાં ક્રમબદ્ધ ગોઠવીને આપી છે. ગાંધીજીની લડતની આવી આધારયુક્ત નોંધ આ રીતે ગોઠવીને આપવામાં આવે, તો ગાંધીજીનાં જાહેર કાર્યોના અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એમ છે.

મુ૦ કં૦

**ગાલ્લી મારી ઘરરર જાય :** લે૦ જુગતરામ દવે; પ્રકા૦ બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ ૧; કિં૦ ૭૫ નયા પૈસા; પૃ૦ ૯૨.

આપણા જાણીતા કેળવણીકાર અને ગ્રામસેવક શ્રી. જુગતરામભાઈએ આ પુસ્તિકામાં બાર બાલનાટિકાઓ સંગૃહીત કરી છે. આશ્રમ બાલવાડીમાં બાળકોએ ભજવેલી બાળનાટિકાઓને જરા ઠીક ઠીક ઘાટ આપીને તથા તેમાં બીજી થોડી ઉમેરીને આ સંગ્રહ તૈયાર કર્યો છે. બાળકોને ભજવવામાં રસ પડે એવી એ નાટિકાઓ છે. તેમાં ચિત્રકાર ભાઈ હકુ શાહે બાળકોને ગમે એવાં ચિત્રો ઉમેરીને આ પુસ્તિકાની ઉપયોગિતા વધારી છે. ગૂજરાત નઈ તાલીમ સંઘની બાલોપયોગી ગ્રંથમાળાના આ પાંચમા પુસ્તકને સૌ બાલ-શિક્ષકો અવશ્ય વાંચે એવી ભલામણ કરીએ છીએ.

મુ૦ કં૦

**ભૂદાન ગંગા :** (પહેલો ખંડ) વિનોબા, સંપા૦ નિર્મળા દેશપાંડે; અનુ૦ ચૂનીભાઈ વૈદ્ય; પ્રકા૦ યજ્ઞ પ્રકાશન, વડોદરા, કિં૦ એક રૂપિયો; પૃ૦ ૬ + ૧૮૪.

આચાર્ય વિનોબાએ શરૂ કરેલા ભૂદાનયજ્ઞે દેશમાં નવા વિચારની અજબ ક્રાંતિ ફેલાવી છે. દેશના વિચારકોનું લક્ષ પણ એ તરફ કેન્દ્રિત થયું છે. માટે તે અંગેનું સાહિત્ય આવકારપાત્ર ગણાય જ. આ પુસ્તકમાં સંપાદિકા બહેને તા. ૧૮-૪-૧૯૫૧ થી તા. ૧૧-૯-૧૯૫૨ સુધીની, એટલે કે તેલંગણા, સેવાગ્રામ, દિલ્હી, સેવાપુરી અને બનારસ સુધીની વિનોબાજીની ઐતિહાસિક ભૂદાન-પદયાત્રાનું નિરૂપણ કર્યું છે. ભૂદાનના અભ્યાસીઓએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ.

મુ૦ કં૦

**કાંચીની સંનિધિમાં :** વિનોબા; સંપા૦ ચૂનીભાઈ વૈદ્ય, પ્રબોધ ચોકસી; પ્રકા૦ ઉપર મુજબ; કિં૦ દસ આના; પૃ૦ ૧૫૨.

૧૯૫૬માં સર્વોદય સમાજનું સંમેલન કાંચીપુરમાં ભરાયું હતું. એ દરમિયાન વિનોબાજીએ મહત્ત્વનાં પ્રવચનો આપ્યાં હતાં, જે એમના વિચારોને સમજવામાં અતિ ઉપયોગી થઈ પડે છે. એ સૌ પ્રવચનોને સંપાદકોએ પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યાં છે. આમાંનાં ઘણાંખરાં પ્રવચનો આમ તો 'ભૂમિપુત્ર'માં પ્રસિદ્ધ થયાં છે. પરંતુ પુસ્તકાકારે ક્રમબદ્ધ વાંચતાં ભૂદાન-અભ્યાસીઓને તથા અન્ય વિચારકોને આનંદ પડશે.

મુ૦ કં૦

**વેપારીઓને ટહેલ :** વિનોબા અનુ૦ ચૂનીભાઈ વૈદ્ય; પ્રકા૦ ઉપર મુજબ; કિં. ૧૩ નયા પૈસા; પૃ૦ ૨૦.

તા. ૨૪મી માર્ચ ૧૯૫૬ને રોજ અડોનીની સભામાં વિનોબાજીએ વેપારીઓને ઉદ્દેશીને જે પ્રવચન કર્યું હતું, એ પુસ્તિકારૂપે પ્રસિદ્ધ થાય છે. ગુજરાતના વેપારી સમાજને તે મનનીય થઈ પડશે.

મુ૦ કં૦

**સર્વોદય અને ભૂદાનયજ્ઞ :** લે૦ બબલભાઈ મહેતા; પ્રકા૦ ઉપર મુજબ; કિં૦ ૧૫ નયા પૈસા; પૃ૦ ૩૨.

આ નાનકડી પુસ્તિકામાં જાણીતા ભૂદાન-કાર્યકર અને લોકસેવક શ્રી. બબલભાઈએ સર્વોદય અને ભૂદાનયજ્ઞનો સંબંધ શો છે એ સમજાવવા પ્રયાસ કર્યો છે.

મુ૦ કં૦

**રામાયણ દર્શન :** લે૦ ઇન્દુલાલ ગાંધી; પ્રકા૦ હંસ પ્રકાશન, રાજકોટ; કિં૦ સવા રૂપિયો; પૃ૦ ૧૧૯.

બાળકો સમજી શકે એ રીતે રામાયણ, મહાભારત વગેરે આપણા ધર્મગ્રંથોને નિરૂપવાનો પ્રયાસ આપણે ત્યાં થઈ રહ્યો છે. શ્રી. ઇન્દુલાલ ગાંધીએ પણ આ પુસ્તક પ્રસિદ્ધ કરી એમાં પૂર્તિ કરી છે. અવશ્ય એ વાંચતાં એટલું કહેવું પડે છે કે, આ પુસ્તકની ભાષા હજી બાલભોગ્ય બની નથી. મોટા ટાઇપ અને ચિત્રો આપવાથી બાળસાહિત્ય રચાતું નથી, એ લક્ષમાં રાખવું રહ્યું. વળી ચિત્રોની બાબતમાં પણ બહુ કાળજી લેવી રહી. દા. ત. અહલ્યાના ઉદ્ધારનું ચિત્ર, સુવર્ણ-મૃગના પ્રસંગનું ચિત્ર, લક્ષ્મણ સીતાજીનો તમસાને તીરે ત્યાગ કરે છે એનું ચિત્ર, તથા બીજાં ચિત્રો રામાયણમાં દર્શાવેલા ભાવોને પોષક છે ખરાં?

મુ૦ કં૦

**મહાભારત દર્શન :** લે૦, પ્રકા૦, કિં. ઉપર મુજબ; પૃ૦ ૧૧૨.

આ પુસ્તક અંગે પણ ઉપરની સૂચના ધ્યાનમાં લેવા જેવી છે. બાલસાહિત્ય અંગેની આપણી સૂઝ હજી જોઈ એ

તેટલી ખીલી નથી. આજે થોકબંધ બહાર પડતા બાલ-સાહિત્યને જોતાં એ વાતની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

મુ૦ ક૦

**સર્વોદય ગીતા:** સંપા૦ નતરંજન શેઠ; પ્રકા૦ ખાદી ગ્રામોદ્યોગ મંડળ, શામળાજી; કિં૦ બાર આના અથવા સૂતરની ચાર આંટી; પૃ૦ ૮૬.

આ નાનકડી પુસ્તિકા ગામડાંમાં કાર્ય કરતા ગ્રામસેવકોની સેવાભાવનાનું દર્શન કરાવે છે. લોકો સાથે પ્રત્યક્ષ સંપર્ક સાધીને તેમના જીવનમાંથી માનવજીવનને પોષક એવા પ્રસંગોને નિરૂપતી આ પુસ્તિકા સર્વોદય કાર્યકરોને ઉપયોગી થઈ પડે એવી છે. આવી પુસ્તિકા સુઘડ રીતે છાપીને અને સુવ્યવસ્થિત રીતે ગોઠવીને પ્રસિદ્ધ કરવામાં આવે, તો તે વધારે ઉપયોગી થઈ પડે એમ છે. જેમ તેમ છપાયેલી પુસ્તિકા ઘણી વાર વાચકને કંટાળારૂપ થઈ પડે છે અને તેની ઉપયોગિતા સમજવામાં બાધક થઈ પડે છે, એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

મુ૦ ક૦

## स्वर्गीय प्रेमचंदजीका घरेलू जीवन

[ मुंशी प्रेमचंदजी १९३२ मां सिनेमा कम्पनियोंके लिये कहानी लिखनेके लिये बम्बई चले गये थे । वहाँसे उन्होंने नीचे दिये हुये पत्र अपनी पत्नीको लिखे । इन पत्रोंसे उनके घरेलू जीवन पर प्रकाश पड़ता है, और पता चलता है कि उन्हें बम्बईका जीवन और वहाँका काम पसंद नहीं था । अंतमें कुछ समय काम करकर उन्होंने बम्बई छोड़ दिया । —संपादक ]

प्रेमचंदजीने ता० २–६–१९३२ को यह पत्र अपनी पत्नीको लिखा :—

"अब तुम्हारे पास बेटी और ज्ञानू भी पहुँच जायगा । तुम्हारे पास तो सभी होंगे । भाईबंद, लड़के लड़की सभी हैं और मुझे तो तुम लोगों बिना इतनी बड़ी बम्बई होते हुए भी सूनी ही मालूम होती है । यही बार बार इच्छा होती है कि छोड़ छाड़ कर भाग खड़ा हूँ । बार बार यह झुंझलाहट होती है, कहांसे यह बला भी ले ली । मैंने अभी मकान नहीं लिया हैं, अभी मकान ले लूंगा तो वह सूना घर मुझे ओर खानेको दोडेगा । मकान तो उसी समय लूंगा, जब तुम्हारा पत्र आनेके लिये आ जायगा ।"

फिर १५–६–३२ को प्रेमचंदजीने यह पत्र लिखा :—

"तुम तो इन सभोंके साथ खुश हो, इधर मैं सोचता हूँ कि एक डेढ़ महीना कैसे बीतेगा, उसे समझ ही नहीं पाता हूँ । आख़िर काम ही करूँ तो कितना करूँ? आख़िर बैल तो नहीं हूँ, फिर आदमीके लिए मनोरंजन भी तो कोई चीज़ होती है । मेरा मनोरंजन तो सबसे अधिक घर पर बाल-बच्चोंसे ही हो सकता है । मेरे लिए दूसरा मनोरंजन है ही नहीं । खाना भी खाने बैठता हूँ, तब भी अच्छा नहीं मालूम होता; क्योंकि यहाँ सब साहबी ठाट-बाट हैं और साहब बननेसे मेरी तबियत घबराती है । मेरी तो यह समझमें नहीं आता कि जो लोग घर-बारसे अलग रहते होंगे वह कैसे रहते हैं? मेरी तो महीना डेढ़ महीना याद करके नानी मरती है कि किस क़िस तरह यह दिन बीतेंगे? क्या करूँ? किसी तरहसे काटना होगा ।"

संपा०

'रहबर', १५–४–'५७ बनारसीदास चतुर्वेदी

# दंड और दया – २

## (३)

### बिनचहा मेहमान

सूर्यास्तसे एक घंटा पहले १८१५ के शुरूमें एक दिन शामको, पैदल सफ़र करते हुए एक आदमीने डी० के छोटे शहरमें प्रवेश किया। जो थोड़ेसे लोग उस वक़्त अपने दरवाज़ोंके सामने थे उन्होंने उसकी ओर एक ख़ास चिंताकी दृष्टिसे देखा। वह बीचके क़दका आदमी था। उसका शरीर मज़बूत था और उसकी पिंडिलियाँ भरी हुई थीं। उसको देखते ही ऐसा लगता था कि उसमें अपार बल भरा पड़ा है। उसके हाथमें एक गट्ठेदार डंडा था और उसकी पीठ पर एक नया और ठूंसकर भरा हुआ थैला पड़ा हुआ था। इसके सिवा वह बिलकुल फटेहाल लगता था और उसका चेहरामुहरा पसीने, गरमी, पैदल मुसाफ़री और धूलकी वजहसे भयानक बन गया था। शहरमें कोई भी उसको पहचानता न था। शायद वह उस शहरमेंसे गुज़र ही रहा था। वह सारे दिन चलता ही रहा होगा क्योंकि वह बहुत थका हुआ था, और जहाँ भी पानी उसे नज़र आता पी लेता था। चलता चलता वह सीधा पुलिस-चौकीपर गया। अंदरसे वह क़रीब पंद्रह मिनटोंके बाद बाहर निकला। दरवाज़ेके पास एक सिपाही खड़ा था, उसको उसने टोपी उतार कर सलाम करी। सिपाही उसे कुछ जवाब दिये बिना ही उसकी ओर देखता रहा और फिर अंदर चला गया।

उस समय डी० में एक मशहूर ढाबा था। वह मुसाफ़िर वहाँ पहुँचा और अंदर गया। वहाँ सब चुल्हे जले हुए थे और ज़ोरकी आग जल रही थी। दरवाज़ा खुलनेकी आवाज़से ही ढाबेवालेने कढ़ाईपरसे अपना ध्यान हटाये बिना पूछा, 'क्या चाहिये साहब?'

"खाना और खाट।" मुसाफ़िरने जवाब दिया।

"हाज़िर है साहब।" यह कहकर ढाबेवालेने मुसाफ़िरकी ओर ऊँची नज़र कर कर देखा और उसको अच्छी तरह देखकर कहा, "पैसे नक़द।"

उसने चमड़ेकी एक वज़नदार थैली पायजामेकी जेबमेंसे निकालकर कहा, "पैसे हाज़िर हैं।"

"मैं भी सेवामें हाज़िर हूँ।" ढाबेवालेने जवाब दिया।

"खाना जल्दी मिलेगा?"

"अभी!"

मुसाफ़िर सेकनेके लिये पीठ फेर कर बैठा ही था कि तुरन्त ही ढाबेवालेने जेबसे पेन्सिल निकालकर खिड़कीके पास पड़े हुए अखबारका एक कोना फाड़ा और उसपर एक दो पंक्तियाँ लिखीं। फिर एक छोटा लड़का कि जो रसोईका और इधर उधरका काम किया करता था उसको वह काग़जका परचा मोड़कर दिया और उसके कानमें दो चार शब्द कहे। वह तुरन्त थानेकी ओर दौड़ा। यह सब मुसाफ़रने देखा नहीं। थोड़ी देरके बाद मुसाफ़िर फिरसे खानेके लिये कहने जा रहा था कि इतनेमें वह लड़का हाथमें

कागज़ लिये वापस आया। ढाबेवालेने आतुरतासे जवाब पढ़ा और तुरन्त उस मुसाफ़िरसे कहा, "आपके लिये मैं जगह नहीं कर सकता।"

उसने पूछा, "क्यों? आपको यह लगता है कि मैं आपके पैसे मार कर चला जाऊंगा? आपको पहले पैसे चाहिये? मेरे पास पैसे हैं।"

"लेकिन मेरे पास जगह नहीं है।"

"मैं तबेलेमें पड़ा रहूँगा!"

"यह नहीं हो सकेगा। तबेलेमें खाली जगह नहीं है।"

"अरे भाई टांडपर या घासकी कोठड़ीका एक कोना भी चलेगा; लेकिन यह तो खानेके बाद देखा जायगा।"

"मैं खाना भी नहीं दे सकूंगा।"

ढाबेवालेने धीमेसे लेकिन दृढ़तासे यह इस तरह कहा कि वह तुरन्त खड़ा हो गया।

"खामखाहकी मथापच्ची छोड़ दें। मैं भूकसे अधमरा हो गया हूँ। मैं सुबहसे चल ही रहा हूँ और बत्तीस कोस चलकर आया हूँ। मुझे नक़द पैसे देने हैं और मैं भोजन चाहता हूँ।"

ढाबेवाला झुका और उसके कानके पास मुँह कर, इस ढंगसे बोला कि वह चमक गया: "जाता है या नहीं?"

मुसाफ़िर कुछ जवाब देनेके लिये मुँह खोले कि इससे पहले ही ढाबेवालेने कहा, "बस चूप रहो, तेरा नाम क्या है कहूँ? जिन वालजिन। अब तुम कौन हो यह भी बता दूँ? तुम्हें देख कर ही मुझे शक हुआ था। मैंने तुरन्त ही थानेमें पूछवाया, और देखो इसका यह जवाब है। क्या तुम पढ़ सकते हो?"

इतना कहकर उसने वह पर्चा उसके हाथमें दे दिया। उसने उसपर नज़र ड़ाली। ढाबेवाला क्षणभर चूप रहनेके बाद बोला, "मेरी किसीके साथ झगड़ा करनेकी आदत नहीं है इसलिये मेहरबानी करके तू चला जा।"

मुसाफ़िर खड़ा हो गया; अपना थैला उसने कंधे पर डाला और चलने लगा। अपमानित हुए दुखी आदमीकी तरह वह सीधे रास्तेपर पाँव जहाँ ले जायें उधर जाने लगा। उसने मूड़कर पीछे देखा होता तो देखता कि बहुतसे लोग ढाबेवालेके इर्दगिर्द इकट्ठे हो गये थे। और दरवाज़ेमें खड़ा हुआ वह गंभीरतासे उसकी ओर अँगूली उठा कर उनसे कुछ कह रहा था। उन सबकी परेशानी और शंकाभरी नज़रसे पता चलता था कि उसका आना थोड़ेही समयमें गाँवकी बातचीतका विषय बन गया था। लेकिन उसने यह सब देखा नहीं; क्योंकि दुःखी लोग कभी पीछे मुड़कर नहीं देखते; उनको यक़ीन रहता है कि बदक़िस्मती उनके पीछे ही आती है।

(अपूर्ण)

अनु० निर्मला परळीकर

# કેટલુંક ગાંધી સાહિત્ય

## [કેળવણી વિષયક]

**ખરી કેળવણી** બીજી આવૃત્તિ ગાંધીજી

કેળવણીના તત્ત્વ અને આદર્શની ચર્ચા કરતાં તેમ જ વિદ્યાર્થીજીવનને અંગેના પ્રશ્નોને સ્પર્શતાં ગાંધીજીનાં લખાણો અને વ્યાખ્યાનોનો સંગ્રહ. પ્રસ્તુત પુસ્તકના વિષયને લગતાં ગાંધીજીનાં બધાં લખાણો આમાં આવી જાય છે.

કિં. રૂ. ૨-૮-૦ ટપાલરવાનગી ૦-૧૦-૦

**કેળવણીનો કોયડો** ગાંધીજી

આ પુસ્તક 'ખરી કેળવણી'ની પૂર્તિરૂપે છે. આપણી કેળવણીના ગૂંચવણભર્યા વિવિધ પ્રશ્નોની છણાવટ કરીને ગાંધીજીએ તેનો ઉકેલ શી રીતે આણી શકાય તેની ચર્ચા કરી છે.

કિં. રૂ. ૨-૮-૦ ટપાલરવાનગી ૦-૧૦-૦

**કેળવણીના પાયા** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

આ પુસ્તકમાં લેખક કેળવણી લેનાર બાળક અને તેને કેળવવા મથનાર શિક્ષકને નજર સમક્ષ રાખી, પોતાના હાથ તળે રહેલા બાળકને કેળવવા માટે કેળવણી સંબંધી વિચારોમાં શિક્ષકના મનમાં ધ્યેયની કેવા પ્રકારની સ્પષ્ટતા જોઈએ તે રજૂ કરે છે.

કિં. રૂ. ૧-૮-૦ ટપાલરવાનગી ૦-૮-૦

**કેળવણીવિવેક** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

'કેળવણીના પાયા'નો અનુગ્રંથ. આ નાના પુસ્તકમાં લેખકે પોતાના કેળવણી વિષેના વિચારો વિશદ રીતે રજૂ કર્યા છે.

કિં. રૂ. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૫-૦

**મનુષ્યની સર્વાંગીણ કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

સમર્થ વિચારક આચાર્ય એલ. પી. જેક્સના 'ધી ઍજ્યુકેશન ઑફ ધી હોલ મૅન' નામના, અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલા અને વિચારની નવી જ દિશા બતાવનારા પુસ્તકનો અનુવાદ. શ્રી કિશોરલાલ મશરૂવાળાની પ્રસ્તાવના સહિત.

કિં. રૂ. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૫-૦

**સર્વોદયની કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

ગાંધી ફિલસૂફીના પ્રખર મીમાંસક અને અર્થકાર આચાર્ય કૃપાલાનીના વર્ધા યોજનાની ખૂબીઓ અને મૂલ્ય સમજાવતા પુસ્તક 'લેટેસ્ટ ફેડ'ના અનુવાદ.

કિં. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૫-૦

**શિક્ષણ અને સંસ્કૃતિ** રવિશંકર મહારાજ

વલ્લભ વિદ્યાલય, બોચાસણમાં પાયાની કેળવણીનું હાર્દ સમજાવતાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

કિં. રૂ. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૫-૦

**પાયાની કેળવણી** ગાંધીજી

ગાંધીજીના પાયાની કેળવણી વિષેના લેખોનો સંગ્રહ. આમાં એમના લેખોને વિષયવાર ગોઠવ્યા છે, જેથી એમના કથનને સમજવામાં વાચકને સરળતા થાય. પાયાની કેળવણીનાં તત્ત્વો અને એની પાછળ રહેલી દૃષ્ટિ સમજવા માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

કિં. રૂ. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૬-૦

**કેળવણીવિકાસ** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

પાયાની કેળવણીનો ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો અને તે આજની સ્થિતિએ આવી તે દર્શાવતા અને તેના વિકાસનાં પગથિયાંની તથા પાયાની કેળવણીમાં રહેલાં તત્ત્વની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ. શ્રી નરહરિભાઈની વિસ્તૃત ભૂમિકા સહિત.

કિં. રૂ. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૫-૦

**ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા** નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે, નરહરિ પરીખ ઇ૦

ગાંધીજીના વિચારો પ્રમાણેની ગ્રામવિદ્યાપીઠ કેવી હોય તથા ગ્રામવિદ્યાપીઠ માટે પૂર્વતૈયારી કેવી હોવી જોઈએ, અને તે માટે શું શું કરવું જોઈએ તેની આમાં સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે.

કિં. રૂ. ૦-૧૪-૦ ટપાલરવાનગી ૦-૪-૦

**શિક્ષણનું માધ્યમ** લે૦ ગાંધીજી
સંપા૦ ભારતન કુમારપ્પા

શિક્ષણના માધ્યમ અંગેનાં ગાંધીજીનાં લખાણોનો નાનકડો સંગ્રહ. આજે કેળવણીના માધ્યમની ચર્ચા ચાલે છે ત્યારે કેળવણીકારો તથા સામાન્ય જનતા બંનેને રાષ્ટ્રપિતાના એ અંગેના વિચારો માર્ગદર્શક નીવડશે.

કિં. રૂ. ૦-૩-૦ ટપાલરવાનગી ૦-૨-૦

**અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ** મગનભાઈ દેસાઈ

હમણાં કેટલાક વખતથી એક વિચાર જોરથી પાછો ઊપડ્યો છે કે, અંગ્રેજી ભાષાનું શિક્ષણ આઠમા ધોરણ કરતાં વહેલેથી શરૂ કરવું આથી ગુજરાતનાં શિક્ષણ- અને શિક્ષક- મંડળોમાં ખૂબ ચર્ચા અને મનોમંથન જાગ્યાં છે. આ સ્થિતિમાં આ સમયસર બહાર પડેલી પુસ્તિકા માર્ગદર્શકરૂપ નીવડશે અને વિચારોને સાફ કરવામાં સહાયરૂપ થશે.

કિં. રૂ. ૦-૬-૦ ટપાલરવાનગી ૦-૨-૦

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪**

રજિ. નં. બી. ૪૩૭

# જ્ઞાન વિ૦ અંગ્રેજી

**[ ઉચ્ચ જ્ઞાન-વિજ્ઞાનનું સર્વોત્તમ કાર્યસાધક માધ્યમ ]**

ભાષાનો પ્રશ્ન બે ભાગમાં જોઈ શકાય — ૧. શાળા-કૉલેજોના શિક્ષણનું ઉત્તમોત્તમ માધ્યમ કયું? ૨. રાજવહીવટની ભાષા કઈ હોય, — પ્રદેશ-રાજ્યો માટે તથા આંતર-પ્રાદેશિક અને કેન્દ્રીય વ્યવહારને સારુ?

શિક્ષણના માધ્યમ વિષે મારો લાંબાકાળથી ધ્રુવ અભિપ્રાય છે અને તે આજે કાયમ છે કે, શિક્ષણની બધી જ કક્ષાઓમાં, — એટલે કે પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટી શિક્ષણ માટે પણ — **માતૃભાષા જ માધ્યમ હોવી જોઈએ.**

પ્રાથમિક અને માધ્યમિક કક્ષાઓ અંગે આ સિદ્ધાંતની સામે વાંધો નથી; પરંતુ કેટલાકને લાગે છે કે, યુનિવર્સિટીના ઉચ્ચ શિક્ષણ સારુ અંગ્રેજી કદાચ વધારે ફાવે. આ માટે દલીલ એવી કરાય છે કે, આધુનિક જ્ઞાનના વિશાળ અને સદા-વધતા ક્ષેત્રને આવરી લે એવી પરિભાષા (જ્ઞાન-વિજ્ઞાન તથા યંત્રોદ્યોગવિદ્યાઓ માટે) એકદમ શોધી નહીં શકાય.

આ મુશ્કેલી માનવા હું તૈયાર છું. હું તો એ બાબતમાં આગળ જઈને કહું છું કે, હિંદી શું કે બીજી દેશી ભાષાઓ શું, — દેશની બધી ભાષાઓ જ્ઞાન-વિજ્ઞાનની નવી પરિભાષા શોધે અને તેના વાપરનો મહાવરો પાડવા લાગે તે પ્રક્રિયા ચાલુ હોય તે દરમિયાન પણ અંગ્રેજી પરિભાષા ખૂબ છૂટથી અને મોકળાશભેર વાપરે એના પર બંધી જ ન હોવી જોઈએ. વર્ગ-શિક્ષણમાં આપણે પરદેશી પરિભાષા વાપરીએ અને લોકભોગ્ય મૌખિક કે લેખી વિવેચનોમાં નવી ચાલુ કરાતી યોગ્ય દેશી પરિભાષા, વધુ ને વધુ પ્રમાણમાં, વાપરીએ.

હું જે વસ્તુ પર ભાર મૂકું છું તે એ છે કે, પરદેશી પરિભાષા વાપરીએ એટલે એમ નહીં કે, આખું ભાષણ કે બધું વર્ગશિક્ષણ અંગ્રેજીમાં હોવું જોઈએ. રસાયણ કે વનસ્પતિવિદ્યાનો વર્ગ હિંદી કે તામિલ કે મરાઠી ઇ૦માં ચલાવીએ, — જોકે તેના ખાસ પારિભાષિક શબ્દો મૂળ લૅટિન, ગ્રીક, કે અંગ્રેજી હોય. આમ કરી શકાય છે. એટલું જ નહીં, પરંતુ, જો આપણો ઇરાદો ખરેખર રસાયણ કે વનસ્પતિવિદ્યા શીખવવાનો જ હોય, અને નહીં કે તેનો ગેરલાભ લઈને, આડકતરી રીતે, અંગ્રેજી ભાષાનું જ્ઞાન જ તે વડે વધારવાનો હોય, તો શિક્ષણ આપવાનો એ જ સર્વોત્તમ કાર્યસાધક રસ્તો છે.

ચક્રવર્તી રાજગોપાલાચારી

'હિંદુસ્તાન ટાઇમ્સ', ૧૫–૮–'૫૭
(અંગ્રેજી ઉપરથી)

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये



તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૬ | અંક ૧૦

ઑકટોબર | નવજીવન, અમદાવાદ | ૧૯૫૭

# નવજીવન

ઑક્ટોબર, ૧૯૫૭

વર્ષ ૧૬ અંક ૧૦


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનોટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશો.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**નવજીવન**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૬ : અંક ૧૦]　　　　અમદાવાદ　　　　ઑક્ટોબર, ૧૯૫૭


"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# અંગ્રેજીને ઘરાણે મૂકેલી વિદ્યા અને કેળવણી

[તા. ૨૯–૯–'૫૭ના રોજ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદમાં મળેલા, ગૂજરાત નઈ તાલીમ સંમેલનના પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.]

"નઈ તાલીમકા નયાપન સમઝના જરૂરી હૈ. પુરાની તાલીમમેં જિતના અચ્છા હૈ, વહ નઈ તાલીમમેં રહેગા. લેકિન ઉસમેં નયાપન કાફી હોગા. નઈ તાલીમ અગર સચમુચ નઈ હોગી, તો ઉસકા નતીજા (પરિણામ) યહ હોના ચાહિયે કિ, હમારે અંદર માયૂસી (નિરાશા) હૈ ઉસકી જગહ ઉમ્મીદ હોગી, કંગાલિયતકી જગહ રોટીકા સામાન તૈયાર હોગા, બેકારીકી જગહ ધંધા હોગા, ઝઘડોંકી જગહ એકા હોગા, ઔર હમારે લડકે લડકિયાં લિખના પઢના જાનેંગે ઔર સાથ સાથ હુનર ભી જાનેંગે, જિસકે મારફત વે અક્ષરજ્ઞાન હાસિલ કરેંગે"

—ગાંધીજી

ઉતમાનઝાઈ
૧૪–૧૦–'૩૮

### આ બેઠક શા માટે

ગુજરાત નઈ તાલીમ સંઘનું ખાસ અધિવેશન આ છે. આપણા રાજ્યમાં અને સામાન્યપણે જોતાં આખા દેશમાં અત્યારે શિક્ષણક્ષેત્રમાં અમુક જે વિશેષ પરિસ્થિતિ પેદા થઈ છે, તેને લક્ષમાં લઈને આ ખાસ બેઠક ભરવામાં આવી છે. આ પરિસ્થિતિને તાલીમ સંઘના સંચાલકોએ તેમની આમંત્રણપત્રિકામાં જ સ્પષ્ટ વર્ણવી છે કે, તે છે 'અંગ્રેજી ભાષાનું આક્રમણ.' આમંત્રણપત્રની ભાષામાં કહું તો, "ધોરણ ૫, ૬, ૭, કે જે બુનિયાદી પ્રાથમિક શિક્ષણનાં મહત્ત્વનાં ધોરણો છે, તેમાં અંગ્રેજીના આક્રમણનો ચાલી રહેલો વિચાર સર્વ પ્રગતિશાળી કેળવણીના વિચારકોને ચિંતિત કરી રહ્યો છે."

તેથી કરીને, "તે સંબંધમાં ગુજરાત નઈ તાલીમ સંમેલનનો નિશ્ચિત અભિપ્રાય જાહેર કરવા અને ગુજરાતનો લોકમત સાચી દિશામાં કેળવવા ખાતર" આ ખાસ બેઠક બોલાવવામાં આવી છે. તેનું પ્રમુખસ્થાન મને આપ્યું, તેને માટે હું આપનો હૃદયપૂર્વક આભાર માનું છું.

### બેઠકનું મહત્ત્વ

આમ કહું છું તે કેવળ ઉપચાર ન માનશો. રાષ્ટ્રના શિક્ષણક્ષેત્રની એક અતિ વસમી સ્થિતિને સમયે અને કઠણમાં કઠણ એક બાબત વિષે સ્પષ્ટ વાત કરવાને માટે આપણે મળીએ છીએ. આમ જોતાં, આ સભા કેવળ ગુજરાત પૂરતી મર્યાદિત છે; પરંતુ જે બાબત વિચારવાને સારુ તે મળે છે, તે અખિલ ભારતીય છે. તેથી જે વિચારો આપણે આ સંમેલનમાં કરીશું, તે આખા દેશની શિક્ષણપ્રથાને ધ્યાનમાં રાખીને કરવાના છીએ; અને તેનો મુખ્ય વિષય અંગ્રેજી ભાષાના શિક્ષણ જેવી અતિ ગંભીર અને દેશવ્યાપી બાબત છે. તેથી મેં કહ્યું કે, આવી

ભારે જવાબદારી ભરેલી સભાનું પ્રમુખપદ મને આપો છો, એ માટે હું આભાર માનું છું.

### સંઘની જવાબદારી

પરંતુ એ આભાર માનવામાં કેવળ મારું અંગત કે વૈયક્તિક કારણ જ નથી. તમારા બધા વતી અને ગુજરાતના સૌ વિદ્યાર્થીઓ વતી પણ નઈ તાલીમ સંઘનો આભાર માનવાની જરૂર છે કે, તેણે આ સંમેલન બોલાવ્યું. મિત્રો, આપ સૌ જાણો છો કે, હિંદુસ્તાની નઈ તાલીમ સંઘ નામે એક સ્વતંત્ર સંસ્થા, દેશની શિક્ષણસુધારણાને સારુ, ગાંધીજીએ, કૉંગ્રેસ દ્વારા, ઈ. સ. ૧૯૩૭માં સ્થપાવી હતી. એણે પોતાનું પહેલું અખિલ ભારતીય વર્ધા-શિક્ષણયોજના સંમેલન ૧૯૩૯માં ભરેલું. તેમાં તેણે અનેક બાબતોમાં અંગ્રેજી ભાષા ક્યારથી શીખવવી, એનો સિદ્ધાંત રજૂ કર્યો હતો અને ઠરાવ્યું હતું કે, તે ભાષા હિંદના શિક્ષણ-તંત્રમાં ત્રીજે નંબરે આવે છે અને તેના શિક્ષણનો પ્રારંભ ધોરણ ૮ થી શરૂ થવો જોઈએ. તેથી આ સિદ્ધાંતને દેશના શિક્ષણતંત્રમાં ચાલુ કરાવવાનું તેનું એક મુખ્ય કામ ગણાય. તે જવાબદારી અત્યારે ગુજરાતનો તાલીમી સંઘ યાદ કરીને અદા કરે છે, એ ખરેખર મોટી અને સૂચક બીના છે. આને માટે એ સંઘ ધન્યવાદને પાત્ર છે એટલું જ નહીં, આપણા સૌના આભારને પાત્ર પણ છે.

### કૉંગ્રેસની જવાબદારી

અને શિક્ષણ-સુધારણાની આ વ્યાપક જવાબદારી કૉંગ્રેસની પણ નથી કે? તેણે તાલીમી સંઘ સ્થાપ્યો તેથી કરીને ન ગણો તોય, જુઓ ૧૯૪૦ બાદ, પોતાના ઠરાવ દ્વારા તેણે સ્વીકારેલો રચનાત્મક કાર્યક્રમ. તેમાં સ્વભાષાઓની ઉન્નતિ, રાષ્ટ્રભાષાપ્રચાર, નવી તાલીમ, ખાદી અને ગ્રામોદ્યોગ વગેરે વિવિધ બાબતો આવે છે. તે વિષે હવે મત જાગ્રત કરીને તેમને દેશના લોકજીવનમાં ઉતારવાની જવાબદારી તે સંસ્થાની છે એમ મનાય.

તેમાં અંગ્રેજી-પ્રચાર નથી. છતાં આજે એ સંસ્થાની સરકારોના શા હાલ છે? તે સંસ્થાના કેટલાક આગેવાનો શું કહે છે કરે છે? આ હું કોઈનો વાંક કાઢવા કે કોઈની ટીકા કરવાને માટે નથી કહેતો. પરંતુ, હિંદની નવરચના માટેનાં કામોમાં આ કેવું કઠણ અને કેટલું દૂરગામી અસરવાળું છે, છતાં તેની દશા કેવી છે, તે બતાવવા પૂરતું કહું છું.

### પાયાની કેળવણી ગગનવિહાર નથી

એક બાજુએથી જોતાં આ કામ કઠણ છે એમ ખરું. ચાલુ વ્યવસ્થાની આંખે, ધરમૂળથી નવરચનાનાં કામ હમેશ એ પ્રકારનાં લાગે જ. અને હિંદમાં કેળવણીની બાબત એવી છે. પરંતુ તેથી તેવાં કામો અસાધ્ય નથી હોતાં. કોઈ વાર નવરચનાના કામમાં કેવળ અપતરંગી કે અતિઆદર્શવાદી ગગનવિહાર પણ હોય છે. સુધારાના ઇતિહાસમાં જોઈએ તો ઘણી વાર આવો ગગનવિહાર — 'યુટોપિયા' જોવા મળે છે. પાયાની કેળવણી એ લક્ષણવાળી સુધારણા છે શું? સૌ કોઈ કબૂલ કરશે, ના, એમ તો ન કહી શકાય. જે થોડોક અનુભવ આજ સુધીમાં દેશ પાસે જમા થયો છે, તે તેની અસાધ્યતા નથી બતાવતો; પણ સમજ કે શ્રદ્ધા બાબતમાં ઊણપો જરૂર બતાવે છે. સુધારાના કામ તરીકે જોઈએ, તો તેનો અમલ સામાન્ય માણસો અને સાધારણ મળી જતાં સાધનો વડે બની શકે છે. ગાંધીજીની પ્રતિભા જ એવી હતી કે, તે પોતાને 'વ્યવહારદક્ષ આદર્શવાદી' શબ્દથી વર્ણવતા અને કહેતા કે, જે ધર્મ આચરી જ ન શકાય એવો હોય, તે વિચારવામાં ક્યાંક ભૂલ માનવી જોઈએ. આપણે ગાંધીજયંતી સપ્તાહ દરમિયાન મળીએ છીએ. તેથી આ રીતે એમનું સંકીર્તન કરવામાં જરાક ફંટાઈ જતો લાગું, તો ક્ષમા કરશો.

### અંગ્રેજી રાજ્યમાં શિક્ષણસુધારો

હિંદમાં શિક્ષણના સુધારા કરવાની વાતો અંગ્રેજી રાજ્યમાં પણ નહોતી થતી એવું નથી. પણ તે બધાનો એક સામાન્ય પ્રકાર કે લક્ષણ જોઈએ તો એ હતું કે, તેનો અમુક પ્રયોગ થતો અને નાણાં ઇ૦ની સવડ પ્રમાણે એક કે વધુ નમૂના રચાતા. લાંબા લાંબા રિપોર્ટો દ્વારા તેની સ્તુતિ થતી અને તેના પ્રવર્તક જે કોઈ હોતા તે તેમાંથી કીર્તિ અને પ્રમોશન ખાટતા. નવો કોઈ અમલદાર આવે તે બીજું નવું કંઈક લાવે અને ચલાવે. આમ દેશાવરોમાંથી જાત જાતના, ત્યાંને માટે વિચારાતા પ્રયોગોની અહીં આયાત થતી રહેતી.

રાષ્ટ્રીય કેળવણીના પ્રવર્તકો જોડે સામાન્યપણે અસહકાર અને ઉપેક્ષા જેવું રહેતું.

### પાયાની કેળવણીની ખાસિયત

દેશમાં સ્વરાજ આવ્યા છતાં, હજી સુધારણાના આ પ્રકારમાં નવપ્રયાણ થયું નથી, એમ કહેતાં દુઃખ થાય છે. ગાંધીજીનો પાયાની કેળવણીનો સુધારો આ દૃષ્ટિએ જોતાં તદ્દન નવીન દિશા પકડનારો હતો. તે અહીંની જ ધરતીમાંથી અને અહીંના જ શિક્ષણતંત્રને સુધારવાને માટે પેદા થયો. તે કોઈ અમુક તમુક પરદેશી શિક્ષણદર્શનકારનું અનુકરણ કરતો નહોતો. તે અમુક સુધારાના સિદ્ધાંતનો નમૂનો રચવા અને તે જોઈને રાચતા રહેવાને માટેનો 'હોટ હાઉસ' ઉછેર થઈ રહેવા નીપજ્યો નહોતો. તે હિંદના ગામે ગામે ચાલે અને ચાલી શકે, તે સારુ વિચારાયો અને યોજાયો હતો. તેનો હેતુ પણ સમગ્ર આમ-પ્રજાને પોતાના કલ્યાણમાં આશા આપી ઊંચે લેવાને માટે હતો. તે કેવળ એક ટકાને કેળવી ખાવાની ખુશામત નહોતી.

### તેને અમલમાં લાવવાનો રાજમાર્ગ

આથી કરીને, આ સુધારો કઠણ લાગવા છતાં, વ્યાપક ધોરણે અમલમાં લાવી શકાય એવો છે. ન તે કેવળ ગગનવિહાર છે, કે ન તે કેવળ નમૂનો રચીને રાચવાની વાત છે. એટલે તેને દેશભરમાં વ્યાપક કરવા વિષે પણ ગાંધીજીએ વિચાર કર્યો હતો. અને તેનો ઉપાય શો છે તે સાફ શબ્દોમાં કહ્યો હતો. આ બાબત અત્યારે આપણે યાદ કરવાની જરૂર માની થોડોક વખત લઉં, તો ક્ષમા કરશો.

### શ્રદ્ધા અને વફાદારીની મુખ્ય જરૂર

ઈ. સ. ૧૯૪૬માં ગાંધીજીએ પૂનામાં કેળવણી-પ્રધાનો અને તેમના વડા અમલદારો તથા દેશના મુખ્ય કેળવણીકારોની પરિષદને સંબોધતાં, વર્ધા-યોજનાનો અમલ કરવાની મુશ્કેલીની ચર્ચા કરતાં નીચે પ્રમાણે કહ્યું હતું કે,

> "... તમારી મુશ્કેલીઓ હું જાણું છું. જે લોકો (કેળવણીની) જૂની રૂઢિગત પરંપરામાં કેળવાયા છે અને ઊછર્યા છે, તે લોકો સહેજમાં એકે તડાકે તેમાંથી તદ્દન જુદે રસ્તે ફંટાઈ ન શકે."

પરંતુ ગાંધીજીની પ્રતિભા એ વસ્તુમાં હતી કે, તે એવી મુશ્કેલીમાં પણ સૌ કોઈ લઈ શકે એવા સરિયામ રસ્તાની ચાવી જાણતા અને તે કેમ હાથ ધરવી એનું વહેવારુ સૂચન પણ ખોળી આપીને જણાવતા. એટલે ઉપરનું વાક્ય કહીને તરત જ આ વહેવારુ રસ્તો પણ, બહુ વિવેકથી છતાં સચોટ માર્મિકતાથી, તેમણે બતાવ્યો હતો કે,

> "હું પ્રધાનના હોદ્દા પર હોઉં તો એવી વ્યાપક સૂચનાઓ આપી દઉં કે, હવે પછી કેળવણીને લગતી સરકારની બધી પ્રવૃત્તિ પાયાની કેળવણીને ધોરણે તેની દિશામાં ચાલશે."

આ ઉપરથી સ્વ૦ શ્રી. ખેરસાહેબની કારકિર્દી દરમિયાન આ જાતની સૂચના, એક વ્યવસ્થિત 'જી૦ આર૦'ના રૂપમાં, મુંબઈ રાજ્યમાં ક્યારની અપાઈ ચૂકી હતી અને તે હજી ઊભી જ છે.

આવી નીતિદર્શક સૂચના, સૌએ લેવાની દિશાના નિશાનરૂપ બની શકે. તે આદર્શ બતાવે છે. પણ તે તરફ જવાનું તો ઊભું જ રહે. તે કામ શિક્ષણના ખાતાના અમલદારોનું બને છે. સૌ જાણે છે કે, સુધારાની આખી ગાડી અહીં જ અટકે છે. એટલે આ મોટી અડચણને અનુલક્ષીને ગાંધીજીએ કહ્યું હતું કે,

> સરકારી ખાતાના અમલદારોને "આ નીતિ કે આ કેળવણી વિષે શ્રદ્ધા ન હોય અથવા વફાદારીથી નવી નીતિનો અમલ કરી તેને પાર પાડવાની તેમની નામરજી હોય, તો તેમને હું રાજીનામું આપી સરકારની નોકરીમાંથી અળગા થવાની છૂટ આપું."

આ બહુ કડક વાત છે. પણ જેવું કામ તેવાં પગલાં જો ન ભરાય, તો કામ ન ચાલે. છતાં આવી કડક વાત કહીનેય એ વ્યવહારદક્ષ અને રાજનીતિજ્ઞ માણસે આગળના વાક્યમાં તેનોય ઉપાય કહ્યો છે કે,

> "પરંતુ પ્રધાનો પોતાનું કામ બરોબર જાણતા હોય અને તેની પાછળ તન તોડીને હોંશથી તેમ જ ખંતથી મંડે, તો (અમલદારોને છૂટા કરવાનું ઉપર કહ્યું) એવું કરવાની જરૂર પડે એમ મને નથી લાગતું."

પણ તમે કહેશો, પ્રધાનોને જો શ્રદ્ધા ન હોય તો શું? તેઓ જો આ કાર્યમાં ખૂટે તો શું? તો તો મૂળ નીતિવિષયક દિશા બતાવનારો સિદ્ધાંત જ જાહેર ન થાય. અને તે જાહેર થાય અને છતાં કામ

ન ચાલે, તો તેમને યા તો સરકારી અમલદારો રમાડી જતા હોય અથવા તો તેમની નિયામક પ્રજાકીય સંસ્થા પોતાના કાર્યક્રમને અમલમાં મૂકવા અંગે શાંત કે સુસ્ત હોય. મારી કહેવાની મતલબ એટલી જ છે કે, તાલીમી સંઘ પેઠે જ કૉંગ્રેસ પણ દેશમાં નવી તાલીમના સિદ્ધાંતોનો અમલ કરવા જવાબદાર છે. સંઘની ખાસ જવાબદારી માનો; કૉંગ્રેસની સામાન્ય માનો; છતાં દેશનું આ રચનાકાર્ય સાંગોપાંગ પાર ઉતારવા બંને જવાબદાર છે, એની ના ન પાડી શકાય. આનંદની વાત છે કે, ગુજરાતની આ બંને સંસ્થાઓ — કૉંગ્રેસ અને નઈ તાલીમ સંઘ આ પોતાના ધર્મ પરત્વે જાગ્રત છે. તે માટે આપણે તેમને ધન્યવાદ આપીએ તે ઉચિત છે.

### પાયાની કેળવણીના પાયા

આ ખાસ અધિવેશન અંગ્રેજીના સવાલનો મુખ્ય વિચાર કરવાને મળે છે; છતાં પાયાની કેળવણીનો વિકાસ છેલ્લાં ૨૦ વરસમાં કઈ ઢબે ચાલ્યો, તેની ઉપર ઊડતી નજર કરવા જેવી છે. તેમ કરવાથી અંગ્રેજીના શિક્ષણ વિષે રાષ્ટ્રીય કેળવણીના હિતચિંતકો કેમ ચિંતામાં પડે છે, તે બરોબર સમજાય છે. આ સવાલ નવી તાલીમના આદર્શ, હેતુઓ, અને ઉદ્દેશોની સાથે ઓતપ્રોત વણાયેલો છે. કેવી રીતે, એ એક દાખલો આપીને કહું તો, જેમ ચાલુ કેળવણી અંગ્રેજી સાથે વણાયેલી છે અને એના પાયા ઉપર ઊભી છે, બરોબર તે જ પ્રમાણે હિંદની બેસિક કે સાર્વત્રિક પ્રાથમિક કેળવણી, અંગ્રેજી તેમાં ન હોય, પણ સ્વભાષા અને રાષ્ટ્રભાષા બે હોય, એ પાયા ઉપર ઊભેલી છે. તે ઉપરાંત એક બે બીજા પણ આ રીતના પાયારૂપ સિદ્ધાંત તેના છે, એ તેનો ઇતિહાસ જોતાં સ્પષ્ટ થાય છે.

### 'ફરજિયાત વિ૦ બેસિક'?

આપ સૌ જાણો છો કે, પાયાની કે બેસિક કેળવણી કે નવી તાલીમ — જે શબ્દ વાપરવો હોય તે વાપરો — ૨૦ વર્ષ ઉપર દેશ પાસે રજૂ થઈ. આજે તેનું વિકૃત વર્ણન જોવા મળે છે તેમ, તે કાંઈ દેશની મફત અને ફરજિયાત કેળવણીથી જુદી અને સામે જતી વસ્તુ નહોતી. આજે તો સરકારી શિક્ષણ-વિચાર એવો ગંદાઈ ગયો લાગે છે કે, 'ફરજિયાત વિરુદ્ધ બેસિક' શિક્ષણ એમ કહેવાય છે! જ્યાં, બેસિક શિક્ષણ એક નવો નુસખો છે; તેની પાછળ એક અતિ મહાપુરુષનું નામ છે; તેથી તેની આગળ ચોખા મૂકીને તો ચાલવું જોઈએ. એટલે કરોડોના ખરચ કરતા હાથના થોડા છાંટા તે બાજુએ નાંખીને સુધારકોનું મોં બંધ કરવું, એ જાણે સરકારી રીત બની છે! નવો સુધારો આવે તેને ઠેકાણે પાડવાની, અંગ્રેજી રાજ્યકાળથી ચાલુ થયેલી મેં ઉપર કહી, એ જ રીતનો ભોગ આજે બેસિક શિક્ષણ પણ બન્યું છે. ખેર! એ વાત છોડું.

### 'બેસિક' એટલે શું?

હિંદના દરેક બાળકને મફત અને ફરજિયાત આપવાની — સ્વરાજના નાગરિકની મૂળ — 'ફંડા-મેન્ટલ' કેળવણી શી હોય, એ સૂચવનારી એ કલ્પના હતી. ફરજિયાત ભણાવતી નિશાળો વધુ ને વધુ ખોલ્યે જવાની અને તેને માટે પૈસા નથી એટલે શું કરીએ એમ લાચારી બતાવવાને માટેની યોજના, અલબત્ત, તે નહોતી અને નથી જ. ફરજિયાત અને મફત ભણાવવાનો ચાલુ સરકારી નુસખો તો ચાલે નહીં, એ આજે હવે દીવા જેવું દેખાય છે. એ નુસખા મુજબ કામ કરવું હોય તો ૪૦ વરસ લાગે એવો એક અંદાજ સર જૉન સારજંટે ૧૯૪૦-૫ના યુગમાં દેશ આગળ રજૂ કરેલો. આટલું લાંબું તો કેમ ફાવે? ગાંધીજીની યોજનાથી કામ લઈએ તો એકાદ વીસીમાં પરવારી શકાય, એમ સ્વ૦ ખેર સાહેબની સમિતિએ તેનો જવાબ આપ્યો હતો.

એટલે પાયાની કેળવણીથી જુદી પડતી ફરજિયાત કેળવણી નથી. પાયાની કેળવણી જ દેશમાં ફરજિયાત કરવી છે, અને એ પદ્ધતિથી જ દેશમાં સૌને મફત ભણાવી શકાશે, નહીં તો નહીં બને, એ બેસિક શિક્ષણનો અર્થ, આદર્શ અને હેતુ હતાં અને તે આજે પણ છે.

### અજ્ઞાનનું માધ્યમ અંગ્રેજી

એટલું જ નહિ, અંગ્રેજી કેળવણીના દોષોની રચનાત્મક ટીકા પણ ગાંધીજીએ સૂચવેલા સુધારામાં

રહેલી છે. તેને પણ ભૂલીને પાયાની કેળવણીનો વિચાર સરકારી ખાતાં કરતાં લાગે છે.

અગાઉના વિચારકોએ, ગયાં ૧૫૦ વરસમાં, અંગ્રેજીને આધારે જે તંત્ર ઊભું કર્યું હતું, તેનું પરિણામ આજે એ આવ્યું જોવા મળે છે કે, ૮૦ ઉપર ટકા જે દેશમાં ભણેલા થતા હતા, ત્યાં ૮૦ ઉપર અભણ થયા! અને લોકના જ્ઞાનની દૃષ્ટિએ જો જોઈએ તો, અંગ્રેજી ભાષાને એવી ખોટી રીતે વાપરી કે, અજાણ્યે છતાં લોકોમાં જ્ઞાનને બદલે અજ્ઞાન ફેલાવવાના માધ્યમ જેવી તેને કરી બેઠા!

**અનુબંધનું હાર્દ**

તથા કોઈ પણ રાષ્ટ્રની કેળવણીનો સૌથી મોટામાં મોટો અનુબંધ જો જરૂરી હોય તો એ છે કે, તે પ્રજાજીવનની સાથે અને તેને ખરેખર બધી રીતે અને તેના બધા ભાગને કામ દે એવી હોવી જોઈએ. હિંદની ચાલુ શિક્ષણપ્રથા મૂળે આ અનુબંધ જ ચૂકી છે. આજે અનુબંધને નામે બીજી ત્રીજી અનેક કુટકળ વાતો વહેતી મુકાય છે, તે વખતે એક વાત કહું તો મને માફ કરશો કે, આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક સમગ્ર લોકજીવન સાથે આ મૂળ અનુબંધ ન સાધનારી કોઈ પણ પ્રથા પાયાની કેળવણીમાં અનુબંધનું હાર્દ જ ચૂકે છે, એમ હું માનું છું.

**પાયાની કેળવણીની નવીનતા**

શિક્ષણ-પદ્ધતિના આ મૂળ અનુબંધ પછી, વર્ગશિક્ષણમાં જુદા જુદા વિષયો શીખવવાને માટે સાધવાનો જે અનુબંધ બાકી રહે છે, તે શિક્ષણમાં કોઈ સાવ નવી વાત છે, એમ ન કહેવાય. ગાંધીજીએ હિંદના નાગરિક શિક્ષણને માટે જે નવી વાત રજૂ કરી તે એ હતી કે, દેશનું લોકજીવન અને તેની કેળવણી વચ્ચે જીવંત અનુબંધ હોવો જોઈએ. ગાંધીજીના શબ્દોમાં કહું તો, "આ કેળવણી એવી છે કે જેને બાળક કે બીજા શીખે એટલે તે વિદ્યાર્થીના ઘરમાં અને ગામમાં પ્રવેશ કરે." તે વગર તે કેળવણી રાષ્ટ્રીય નથી કે પાયાની પણ નથી. સ્વતંત્ર દેશોની કેળવણીવ્યવસ્થામાં આવો જીવંત અનુબંધ હોય જ છે. હિંદની ચાલુ કેળવણીમાં આવો અનુબંધ છે કે? અંગ્રેજી કેળવણીએ શહેરો અને શહેરી ધંધાનો તથા નોકરીનો અનુબંધ રાખ્યો છે અને હિંદની મોટ ભાગની વસ્તીના જીવન સાથેનો અનુબંધ તોડ્યો છે. અને તેનું સ્થૂળ સાધન, અંગ્રેજીને ભાષા-શિક્ષણમાં મુખ્ય સ્થાન આપ્યું, તે બન્યું છે.

**બેસિક વિ૦ ઊંધા શંકુઘાટની પ્રથા**

યુનિ૦ની ઉચ્ચ કેળવણી જ જાણે સર્વને માટે અને મુખ્ય હોય એમ, તેની વિશેષ હાજતોના ભારણમાં અને તેમની સેવામાં પ્રાથમિક અને માધ્યમિક કક્ષાઓને જોતરવામાં આવી, અને એમ ઊંધા શંકુ આકારની પ્રથા રચાઈ ગઈ. 'બેસિક' શબ્દ દ્વારા એ પણ સૂચવાયું છે કે, કેળવણીનો પાયો અને તેની આખી ઇમારતની બેસણી શિક્ષણની પ્રાથમિક કે મૂળ કક્ષા જ છે. તેના આધાર ઉપર માધ્યમિક ને ઉચ્ચમાં ખપતી કક્ષાઓ ચાલે.

ગાંધીજીએ પોતાના સુધારાને પાયાની કેળવણી કહી એમ બતાવ્યું હતું કે, તે સુધારો આ ઊંધા શંકુને પણ છતો ગોઠવવા ચાહે છે. પરંતુ આજે શું જોવા મળે છે? ઉચ્ચ શિક્ષણ ચલાવવાને માટે અંગ્રેજી જોઈએ એમ કહીને, તેની તૈયારીમાં વડી સરકાર શિક્ષણનો વિચાર કરે છે! અને હદ તો એ કરે છે કે, તેમણે જુદા ચોખલિયા ચોકામાં મૂકેલા બેસિક શિક્ષણમાં પણ અંગ્રેજી હવે દાખલ કરો એમ કહે છે! આ દુઃખદ બાબતમાં વધારે ન ઊતરું. પણ એ ઉપરથી એટલું તો સહેજે આપ જોશો કે, અંગ્રેજીને ૮મા ધોરણ પછી શરૂ કરવાની વાતમાં હિંદની કેળવણીને માટે કેવો દીર્ઘગામી મર્મ રહેલો છે.

**ઉદ્યોગ અને ભણતર**

દેશનાં સરકારી શિક્ષણ ખાતાંએ બીજું એક વિચિત્ર એ કરી મૂક્યું કે, વર્ધા શિક્ષણ એટલે અનુબંધ પદ્ધતિ, એવો એકાંગી ને સંકુચિત અર્થ કરી તેના પર તે જોર કરવા લાગ્યાં. તેનોય વાંધો ન કાઢીએ. તો પછી તેમણે તે પદ્ધતિ એમના તદ્વિદો દ્વારા બધે અમલમાં આણવાના માર્ગો શોધવા ઘટે. પણ તેવું કશું ભાગ્યે કોઈ જગાએ થયું. અને બીજી બાજુથી, ગાંધીજીએ 'પાયાની કેળવણીના પાયા' કહીને જે સીધી બેપાંચ બાબતો રોકડી દાખલ કરવા સૂચવી, તેનું ખાસ કશું કર્યું નહીં.

દા૦ ત૦, કેળવણીનું માધ્યમ ઉદ્યોગ હોય તો માધ્યમનું એ સાધન તો સબધું અને સાબૂત કરવું જોઈએ, એ પહેલી અક્કલની વાત ગણાય. તેને બદલે ઉદ્યોગ અંગે તો હવે એવું કરી મૂક્યું કે, વરસમાં ત્રણ ચાર આંટી કાંતે ને વરસે વરસે એક બે વધારે તો બસ થાય! અને કોઈ કહે તો જવાબ મળે છે કે, નિશાળિયાઓને વધારે કામ ગમતું નથી! બીજી બાજુએ, ચોપડીઓ ભણવાના અભ્યાસક્રમો જુઓ તો વધ્યે જ જાય! અરે! અનુભવ છે કે, છોકરાં અને શિક્ષકો એ પૂરા કરી શકતાં નથી, તોય તે તો વધે છે! જાણે કે, એ બધું છોકરાંને ગમે છે! કાંતણ ઇ૦ પ્રવૃત્તિઓ તો ગમે છે, એ અનુભવસિદ્ધ વાત છે. મિત્રો, બીજા વિષયો પેઠે ઉદ્યોગમાં પણ સમજ અને કુશળતા આવે એ જોવું જોઈએ; તે શીખવવાને માટે એને અનુરૂપ પદ્ધતિ શોધવી જોઈએ, કે જેમાંથી સાચી જીવન-શિક્ષણ-પદ્ધતિ માટે અનુબંધશક્તિ પ્રગટ થાય. આવું કાંઈ થતું નથી, અને કહેવાય છે તો એમ જ કે, રાષ્ટ્રની નીતિ પાયાની કેળવણીને જ અપનાવનારી છે!

## શિક્ષણના માધ્યમનો પ્રશ્ન

બધું શિક્ષણ બાળકની સ્વભાષા કે પ્રદેશભાષા દ્વારા અપાય, એ પાયાની કેળવણીમાં ગાંધીજીએ બીજો પાયાનો મુદ્દો કહેલો. તથા આંતરભાષા હિંદીને શિક્ષણમાં સ્થાન આપો એવું કહ્યું. દિલ દઈને આ ફેરફાર ન કરીએ અને પછી બૂમો પાડીએ કે, પાયાની કેળવણી ન ચાલે, એ કેવું વિચિત્ર કહેવાય!

અંગ્રેજી પાછું માગનારા વર્ગ કાંઈ અંગ્રેજી ભાષાની ખૂબીથી મોહાયા છે એવું નથી. તે દ્વારા નોકરી મળે છે અને સમાજમાં આગળ જવાય છે. નોકરી ને રાજવહીવટમાં અંગ્રેજીને બદલે દેશી ભાષાઓ ચાલતી થાય, તો સૌ કોઈ એ પગલું વધાવે એમ છે. પાયાની કેળવણીનો એક પાયો એ છે કે, આ માધ્યમ બદલવું. પણ આજે એની શી દશા છે?

પણ નોકરી અને રાજવહીવટના માધ્યમની આ મહત્ત્વની વાત છતાં તે વિષે લંબાણ કરવું ન ઘટે. આપણા પ્રદેશની યુનિ૦ને ધન્યવાદ ઘટે છે કે, તેણે આ વિષે પહેલ કરી. પરંતુ ત્યાં પાછી કેવી દશા થઈ છે! અંગ્રેજી પાછું દાખલ કરવાની વાત ઊપડી, તેથી ત્યાં ચાલતા થયેલા આ સુધારામાં પાછી ઢીલાશ અને સુસ્તી પેસતી દેખાય છે. વડી સરકારે તેની નોકરીઓની પરીક્ષાઓ દેશી ભાષાઓમાં લેવાનું જાહેર કર્યું છે, તે મુજબ હવે તેનો અમલ થવો જોઈએ. તો આપોઆપ 'અંગ્રેજી શીખવો, નહીં તો મરી ગયા' જેવી કાયરતાની આબોહવા ઝાકળની પેઠે ઊડી જશે.

## હિંદીનું શિક્ષણ

અને હિંદી શીખવવા અંગે શું ચાલે છે? શહેરોની શાળાઓમાં મુંબઈ રાજ્યમાં તેને માટે જોગવાઈ થઈ. પણ ગામડાંમાં શું છે?* આની ચિંતા કરવાને બદલે અંગ્રેજી શીખવવાની ચિંતા વધારે થતી લાગે છે! આવી રીતે કામ કરવાથી પાયાની કેળવણી પાછી પડે નહીં તો બીજું શું થાય? અને અધૂરામાં પૂરું કરવાનું હોય એમ, હવે અંગ્રેજી દાખલ કરો, એવો આખરી હુમલો એની ઉપર આવે છે! નહીં તો સરકાર આ દીવા જેવી ઉઘાડી રાષ્ટ્રીય નીતિની ચોળાચોળને ઉત્તેજન શું કામ આપે છે?

## માધ્યમિક શિક્ષણ બોર્ડનો વિચિત્ર ઠરાવ

આવા વાતાવરણમાં માધ્યમિક શિક્ષણ બોર્ડ થોડા દિવસ ઉપર મળીને ઠરાવે છે કે, ધો૦ ૫ થી અંગ્રેજી શીખવો. એનો અર્થ, તેને હિંદી શીખવવાની એટલી પડી નથી! અંગ્રેજી આવે પછી હિંદી તેમ જ બીજા વિષયોની શી દશા થાય? આ બાબતમાં મુદલિયાર કમિશનના અભિપ્રાયની પણ તેને પડી નથી! અને હિંદી શીખવવા પણ હજી જોઈએ તેવી સવડ નથી, ત્યાં અંગ્રેજી શીખવવાની વાત કરવી એ કેવું! બોર્ડનો આ ઠરાવ કંઈ સુધારો ન કહેવાય, કે તેમાં રાષ્ટ્રના ઘડતરનો વિચાર કર્યો છે, તેમેય ન કહેવાય. આનો તો એટલો જ અર્થ થયો કે, અમારી હાઈસ્કૂલો ધો૦ ૫ થી

* થોડા વખતથી મુંબઈ સરકારે હવે તે તરફ પણ ધ્યાન આપવા માંડ્યું છે, એ આનંદની વાત છે. —મં૦

અંગ્રેજી શીખવતી આવી છે તેમ કરવા દો, અમને બીજી વાત પૂછશો નહીં! સ્વતંત્ર ભારતમાં બોર્ડનો આવો વિચાર કેવો કહેવાય, એ વર્ણવવાની જરૂર નથી.

### પ્રાથમિક શિક્ષણ બોર્ડનો ઠરાવ

આ બાબતમાં સરકારી પ્રાથમિક શિક્ષણ બોર્ડે જે ઠરાવ કર્યો તે સ્તુતિને પાત્ર છે. તે બોર્ડ ગઈ ૧૦મીએ મુંબઈમાં મળ્યું હતું. તેને સરકાર તરફથી અંગ્રેજી વિષે સલાહ પૂછવામાં નહોતી આવી. પરંતુ એક જવાબદાર બોર્ડ તરીકે તેણે જ એ કામ હાથ ધર્યું અને તેણે ઠરાવ્યું કે,

> મુંબઈ સરકારની નીતિ ધો૦ ૮ થી અંગ્રેજી ભાષા શીખવવાની છે. તેમાં ફેરફાર કરવા વિષેના વાતાવરણમાંથી જે કંઈ જાણવા મળે છે તે પરથી આ બોર્ડને એમ લાગે છે કે, સરકારે ૧૯૪૮ થી સ્વીકારેલી નીતિમાં મુદ્દલ ફેરફાર કરવાનું કાંઈ કારણ મળતું નથી. ઉપરાંત બોર્ડ સરકારને વિનંતી કરે છે કે, સરકારને જો ફેરફાર કરવાનું કંઈ કારણ હોય તો, તે વિષે નિર્ણય લેતાં પહેલાં, તેને વિષેની માહિતી સાથે, આ બોર્ડને એ જણાવવામાં આવે.

### સ્કૂલ બોર્ડોનો ઠરાવ

તથા ગુજરાતનાં સ્કૂલ બોર્ડોના ચૅરમૅનોની સભાએ પણ ઠરાવ્યું છે કે, અંગ્રેજી પાછું ધો૦ ૫, ૬, ૭ માં દાખલ ન કરવું અને જો ખાનગી હાઈસ્કૂલોને પોતાની જેવી હોય તેવી સમજબુદ્ધિથી તેમ રાખવું હોય તો ભલે, પણ સરકાર તે વસ્તુને મદદ ઇ૦ દ્વારા ઉત્તેજન ન આપી શકે. પરંતુ આપણે જાણીએ છીએ કે, સરકાર જો તેનું કામકાજ દેશી ભાષામાં કરવા લાગે અને નોકરીની પરીક્ષાઓ માટે પણ તેમ કરે, તો ભાગ્યે કોઈને એવો કાંઈ અંગ્રેજી માટે પ્રેમ વરસી જાય છે કે, તોપણ પોતે અંગ્રેજી ચલાવે.

### અંગ્રેજીને બચાવો

પરંતુ આ ઉપરથી, અંગ્રેજી ભાષાની આપણને જરૂર છે, તેનો ઇન્કાર આપણે નથી કરતા. પરંતુ તેમાં યોગ્યતાનો વિવેકવિચાર કરીને ચાલવું જોઈએ, એટલું જ આપણે માગીએ છીએ. હવે કાંઈ રાષ્ટ્રની સમગ્ર કેળવણીને અંગ્રેજી ભાષાને ધરાણે મૂકી છે તે ચાલુ રાખી ન શકાય. ખરું જુઓ તો, તેમાં તો તે ભાષાનેય જોખમ છે; હિંદમાં તેનો એક ટકો જ છે તેય આવી રીતે તો ઊડી જશે. તેથી અંગ્રેજીના જ હિતમાં છે કે, તેને ધો૦ ૮ થી જેમને જોઈએ તેમને આપો અને તે પૂર્વે દેશની પાયાની કેળવણીને ખીલવા દો, નહીં તો બાવાનાં બંને બગડશે.

### પાયાની કેળવણી વિના આરો નથી

આ વિચાર આખા હિંદને માટે છે. હમણાં જ થોડા દિવસ પર, વડી સરકારના શિક્ષણ-પ્રધાને રાજ્યોના શિક્ષણ-પ્રધાનોની પરિષદમાં ઉકળાટ કાઢ્યો, તે આપણે છાપાંમાં જોયો. ચાલુ શિક્ષણ નકામું છે એમ તેમણે ભારપૂર્વક કહ્યું. અને પાયાની કેળવણી વગર આરો નથી, બેકારી વધ્યે જ જશે, અને ચાલુ શિક્ષણની વ્યર્થતા દેશની બુદ્ધિશક્તિને ખોટાઈમાં નાંખી આપણને પારાવાર નુકસાન કરશે, એ ઉઘાડું છે. એમાંથી બચવાના માર્ગ આપણે તરત યોજવાના છે. ચાલુ શિક્ષણ ભણેલાની બેકારી વધારે છે અને ગામડાંમાંથી જુવાનિયાને શહેરમાં ખેંચી લઈ ત્યાં બૌદ્ધિક ભૂખમરો ઊભો કરે છે. આથી ભણેલા બેકારોમાં 'સમાજવાદી ઢબ'ની વાતો વધારે પેદા થાય છે; પરંતુ સમાજવાદનું, એટલે કે તેને ઇષ્ટ એવી સમાનતાનું તો ઢબ જ જોવા મળે છે. તે તો ગામડાંનું ઉદ્યોગીકરણ કરવાથી સંભવે, અને તેનો રસ્તો ખાદી તથા ગ્રામોદ્યોગો જ છે. જે કાચો માલ પેદા થાય, તેને તે જ સ્થળે પાકો ખપાઉ માલ કરી લેવાની સમજ, કુશળતા અને ઉદ્યોગવિદ્યા ત્યાં વ્યાપક બને તો જ આ બની શકે. ગાંધીજીની શિક્ષણયોજના અહીં જ કહે છે કે, તેવા ઉદ્યોગો સાચા શિક્ષણનું સાધન કે માધ્યમ છે, કેમ કે તેમાં જીવન સાથેનો સહજ અનુબંધ છૂપો પડ્યો છે. એ સાધનની આસપાસ ફૂલગૂંથણી કરીને ભાષા, ગણિત, કાવ્ય, સંગીત અને ચિત્ર બધું શીખવવાનો જીવંત માર્ગ છે જ. આ ગણતરીમાં કે આ કક્ષામાં અંગ્રેજી આવતી નથી. ત્યાર બાદ તે ભલે આવે. છતાં તેને રાખવાના પ્રયત્ન થાય, તો તે સામે આમપ્રજાએ પણ પોતાનો અવાજ ઉઠાવવો જોઈએ. કેમ કે તે વગર સાચી સમાજવાદી ઢબ કે સૌના વિકાસની તકોની સમાનતાનાં પણ ફાંફાં છે.

મિત્રો, આ વિષે આપ સૌ વિચાર કરીને ગુજરાતને દોરવણી આપશો. તેમાં દેશને માટે પણ લાભ રહેલો છે. કારણ કે, એ રીતે જ આ વિચાર દેશમાં આગળ વધી શકે છે. ગુજરાતની આ ખાસ જવાબદારી બની છે, તે તેનું સદ્‌ભાગ્ય માનું છું. તેમાં માંડવાળ કે પીછેહઠ હોઈ ન શકે. કાંઈક લાંબી વાત કરી તમને થકવ્યા હોય, તો તે બદલ ક્ષમા ચાહું છું. આપ સૌનો ફરી આભાર માનું છું અને સંમેલનના કામને સફળ કરવામાં સૌ સહકાર અને મદદ આપશો, એવી વિનંતી છે.

૨૫-૯-'૫૭ **મગનભાઈ દેસાઈ**

# શિક્ષણ, સંસ્કૃતિ, અને અંગ્રેજી

[ગૂજરાત નઈ તાલીમ સંમેલનનું ખાસ અધિવેશન તા. ૨૯-૯-'૫૮ના રોજ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-માં મળ્યું. તેમાં પસાર થયેલા ઠરાવો નીચે આપ્યા છે.]

## ઠરાવ નં. ૧
### ભાષા શિક્ષણની સાચી નીતિ

સામાન્ય લોકો, તેમ જ ભણેલો વર્ગ પણ, અંગ્રેજી ભાષાને માટે જે માગણી કરતા દેખાય છે તેમાં, તેઓનો તે ભાષા માટેનો પ્રેમ નહિ, પરંતુ દેશના રાજવહીવટમાં, ઉચ્ચ શિક્ષણમાં તથા બીજાં ક્ષેત્રોમાં અંગ્રેજી ભાષાનું જે ચલણ ગયા રાજ્યનું હજુ ચાલુ છે, તે કારણ છે.

બંધારણે આ વસ્તુને દૂર કરવાને માટે પંદર વર્ષનો અવધિ બનાવીને દેશની ભાષાઓ તથા આંતરભાષા હિંદીનો ઉપયોગ તેને સ્થાને દાખલ કરવામાં આવે અને અંગ્રેજીને તે સ્થાનોમાંથી હઠાવવામાં આવે, એવી આજ્ઞા દેશની સરકારને કરેલી છે. તે મુજબ કામ ન થવાથી અંગ્રેજીની અનિષ્ટ પકડ હજુ ચાલુ રહી છે.

આ વસ્તુસ્થિતિમાંથી નીકળવાને વાસ્તે ઉપાય એ નથી કે, અંગ્રેજીને જેમનું તેમ ચાલુ રાખવું અને ઉચ્ચ શિક્ષણમાં પણ એ ચાલુ રહી શકે એ માટે એને વહેલેથી પણ શીખવવાની જોગવાઈ કરવી.

આ બાબતમાં સાચો ઉપાય બંધારણની નીતિને અમલમાં મૂકવાની શરૂઆત કરવી એ છે. તે મુજબ,

ઈ. સ. ૧૯૫૫માં કોંગ્રેસની કાર્યવાહક સમિતિએ બે માર્ગદર્શક ઠરાવો કર્યા હતા —

(૧) યુનિવર્સિટીઓના માધ્યમને બદલવાનો, અને

(૨) સરકારી ઉચ્ચ નોકરીઓની પરીક્ષાઓનું માધ્યમ દેશની મુખ્ય ભાષાઓને પણ બનાવવાનો.

આ બન્ને ઠરાવો વડી સરકારે માન્ય રાખવાનું જાહેર કર્યું હતું અને હિંદી કમિશનની ભલામણ મળ્યા પછી તેનો અમલ કરવાનું પણ જાહેર કર્યું હતું. હિંદી કમિશનની ભલામણો બહાર પડયા પછી, હવે એવો સમય આવ્યો છે કે, ઉપરની બન્ને બાબતોમાં હવે આગળ પ્રયાણ કરવું જોઈએ. તેના પ્રારંભ તરીકે અંગ્રેજીને મિડલ કહેવાતી ધો. ૫-૬-૭ની કક્ષામાંથી હઠાવીને તેને બદલે ત્યાં હિંદી દાખલ કરવી જોઈએ.

મુંબઈ સરકારે આ પ્રગતિશીલ નીતિ સ્વીકારી છે તેમાં તે મક્કમ રહે અને આખા દેશમાં આ નીતિ આગળ ચલાવવામાં આવે, એ સાચો રસ્તો છે, એમ આ સંમેલન માને છે.

ગૂજરાત નઈ તાલીમ સંઘની કાર્યવાહક સમિતિએ સણોસરા મુકામે ઉપરની નીતિ પરત્વે જે માર્ગદર્શક ઠરાવ કરેલો છે, તેને આ સંમેલન બહાલી આપે છે.

## ઠરાવ નં. ૨
### માધ્યમિક શિક્ષણ બોર્ડના ઠરાવનો વિરોધ

માધ્યમિક શિક્ષણ બોર્ડે, થોડા દિવસ ઉપર મળેલી તેની બેઠકમાં, અંગ્રેજી ભાષાના શિક્ષણ અંગે જે અભિપ્રાય બતાવ્યો છે, તેને આ સંમેલન પ્રગતિનો વિરોધી અને દેશની સાચી રાષ્ટ્રીય શિક્ષણપ્રથાને રચવામાં વિઘ્નરૂપ માને છે.

ધોરણ ૫, ૬ અને ૭, શિક્ષણના પ્રગતિશીલ વિચારો મુજબ તેમ જ બંધારણની આજ્ઞા જોતાં, માધ્યમિક શિક્ષણનો ભાગ ગણી ન શકાય. તેથી આ બોર્ડ આ ધોરણોના શિક્ષણક્રમ વિષે અભિપ્રાય આપે, તેને વજન આપવું બરાબર ન ગણાય.

આ ધોરણો પ્રાથમિક શિક્ષણનાં છે એ નિર્વિવાદ વસ્તુ છે. એને અંગે વિચારવાને માટે સાચું અધિકારી, સરકારનું પ્રાથમિક શિક્ષણ બોર્ડ કહેવાય. તેણે થોડા દિવસ ઉપર પોતાની બેઠકમાં અંગ્રેજી વહેલું દાખલ ન કરવાનો જે અભિપ્રાય આપ્યો છે, તેની આ સંમેલન સહર્ષ નોંધ લે છે; અને સરકારને જણાવે છે કે, આ સંમેલન ધોરણ ૫-૬-૭માં અંગ્રેજી દાખલ ન કરવાના તે બોર્ડના ઠરાવનું સમર્થન કરે છે અને તેને સ્વીકારવા સરકારને ભલામણ કરે છે.

ગુજરાતનાં સ્કૂલ બોર્ડોના ચૅરમૅનોની સભાએ તેમ જ ગુજરાત પ્રાંતિક સમિતિએ પણ અંગ્રેજી શિક્ષણ બાબતની ઉપરની પ્રગતિશીલ નીતિને બહાલી આપી છે, તે બદલ આ સંમેલન તેમને અભિનંદન આપે છે.

### ઠરાવ નં. ૩
### શિક્ષણ-પ્રધાન પરિષદ અને પ્રાથમિક શિક્ષણ

તાજેતરમાં દિલ્હીમાં મળેલી પ્રદેશ રાજ્યોના શિક્ષણ-પ્રધાનોની પરિષદે એવું ઠરાવેલું જાણવા મળે છે કે, હિંદમાં બધે ઈ. સ. ૧૯૬૫–૬૬ સુધીમાં ધોરણ ૧ થી ૪ સુધીનું શિક્ષણ મફત અને ફરજિયાત કરી દેવામાં આવે.

આ સંમેલન ઉપરની બાબતની નોંધ લે છે અને તે સાથે નીચેની બાબતો તરફ સરકારનું નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચવા માગે છે:

(૧) ધોરણ ૧ થી ૪નું આ શિક્ષણ પાયાની કેળવણીના સિદ્ધાંત મુજબનું અને તે પદ્ધતિ અનુસારનું હોવું જોઈએ.

(૨) પ્રધાન-પરિષદના આ ઠરાવનો અર્થ હરગિજ એવો નથી થતો કે, બંધારણે નક્કી કરેલી મફત અને ફરજિયાત શિક્ષણની નીતિ માટે બાળકની ૧૪ વર્ષની ઉંમરની મર્યાદામાં કાપ પડે છે. એવો ભ્રમ ઊભો ન થાય તે માટે સરકારે તે પ્રમાણેની ચોખવટ જાહેર કરવી જોઈએ. તથા

(૩) ધોરણ ૫–૬–૭નું શિક્ષણ ૧૯૬૫–૬૬ સુધીમાં ફરજિયાત ન થઈ શકે, તોપણ જેઓ તે મરજિયાત લે, તેમને તે બધી શાળાઓમાં મફત આપવાનું આ સમય દરમિયાન પણ કરવું ઘટે. તેમ જ ઉપલાં આ ધોરણોનું શિક્ષણ પણ નઈ તાલીમના આદર્શોને ખ્યાલમાં લઈને ચલાવવામાં આવે એ જરૂરનું છે, એવો આ સંમેલનનો અભિપ્રાય છે.

### ઠરાવ નં. ૪
### પ્રથમ સાત વર્ષનો પ્રાથમિક એકમ

ધોરણ ૫–૬–૭નું શિક્ષણ દેશમાં ઘણી જગ્યાએ "મિડલ" કે શરૂની હાઈસ્કૂલ-કક્ષાનું ગણવાનો અંગ્રેજ રાજ્યકાળનો જૂનો રિવાજ હજુ ચાલુ છે. હિંદની રાષ્ટ્રીય કેળવણીની સાચી પુનર્ઘટના કરવાને માટે આ સંમેલન તે પ્રથાને તરત બદલવાની જરૂર છે એમ માને છે; કેમ કે આવા કૃત્રિમ વિભાગથી શિક્ષણક્રમના વિચારમાં પણ કૃત્રિમતા અને ગૂંચવણ પેદા થતી જોવા મળે છે.

તેથી આ સંમેલન સરકારને ભલામણ કરે છે કે, પહેલી તકે આ રાજ્યમાં ધો૰ ૧ થી ૭નાં વરસો, બંધારણની આજ્ઞા મુજબ, પ્રાથમિક મફત અને ફરજિયાત કેળવણી આપવાને માટે છે, એમ જાહેર કરે; અને તેનો એક અખંડ એકમ રાખવામાં આવે. તેની રૂએ, હાલમાં જે હાઈસ્કૂલોમાં ધો. ૫ થી ૭નાં આ ત્રણ વરસો ચાલતાં હોય, તેમને પણ પ્રાથમિક કક્ષાનાં જ વરસો ગણવામાં આવે અને ત્યાંનું શિક્ષણ પણ મરજિયાત છતાં મફત મળે એવું થવું જોઈએ.

### ઠરાવ નં. ૫
### ગુજરાત યુનિ૰ને અભિનંદન

ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં પ્રાદેશિક ભાષાને માધ્યમ તરીકે દાખલ કરવાની નીતિ સ્વીકારીને તેમ જ છેલ્લાં બે વરસથી તેનો અમલ શરૂ કરી દઈને ગુજરાત યુનિવર્સિટીએ દેશમાં જે અનુકરણીય પહેલ કરી છે, તે બાબતમાં આ સંમેલન યુનિવર્સિટીને પોતાનાં હાર્દિક અભિનંદન આપે છે. અને આમ કરીને તેણે દેશમાં મંથન જગવી રહેલ ભાષાના પ્રશ્ન સંબંધમાં યોગ્ય દોરવણી આપી છે.

સંમેલન અપેક્ષા રાખે છે કે, ગુજરાત યુનિવર્સિટી પોતે નક્કી કરેલા સમયપત્રક પ્રમાણે ઉત્તરોત્તર આગળ વધતી રહેશે અને આત્મશ્રદ્ધાપૂર્વક આગળનાં પગલાં ભરતી રહીને દેશની અન્ય યુનિવર્સિટીઓને માટે દૃષ્ટાંતરૂપ બનશે.

## સાભાર સ્વીકાર

### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ

**મુક્તધારા** (રવીન્દ્રનાથ ટાગોર) અનુ૰ કરસનદાસ માણેક, કિં૰ ૧.૦૦. **નીતિશિક્ષણ** લે૰ સ્વ૰ આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, કિં૰ ૧.૫૦. **મહાભારત મંજરી** (બંકિમચંદ્ર લાહિડી) અનુ૰ સ્વામી સેવાનંદ અને નાજુકલાલ નંદલાલ ચોકસી, કિં૰ ૪.૦૦. **શ્રી સુંદરવિલાસ** (સુંદરદાસજી) સંપા૰ સ્વ૰ દેસાઈભાઈ નરોત્તમ પટેલ, કિં૰ ૩.૦૦. **બાળકોની નીતિશિક્ષા** લે૰ જયદયાલ ગોયન્દકા; કિં૰ ૫૦ નવા પૈસા. **સ્વામી વિવેકાનંદનાં વચનામૃત** સંગ્રા૰ સ્વ૰ ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા, કિં૰ ૫૦ નવા પૈસા. **બાળકોનું આચરણ** કિં૰ ૨૫ નવા પૈસા. **બાળકોની બાળકોના ગુણ** કિં૰ ૨૫ નવા પૈસા. **બાળકોની દિનચર્યા** કિં૰ ૨૫ નવા પૈસા. **બાળકોને બોધ** કિં૰ ૨૫ નવા પૈસા. **બાળકોની બોલચાલ** કિં૰ ૨૫ નવા પૈસા.

**સંવત ૨૦૧૪નું શુદ્ધ ચહલાઘવીય કાર્તિકી પંચાંગ** શાસ્ત્રી હિંમતરામ મહાશંકર જાની, કિં૰ ૬૦ નવા પૈસા.

### ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

**ખાદીમૈયા** લે૰ માવજીભાઈ ધરમસી વેદ, કિં૰ ૭૫ નવા પૈસા. **વનવગડાનાં પંખી – ૨** લે૰ મનુભાઈ જોધાણી, કિં૰ ૧.૦૮. **પ્રાચીના** લે૰ ઉમાશંકર જોશી, કિં૰ ૧.૨૫. **ત્રિવેણી** લે૰ 'અનામી', કિં૰ ૪.૦૦. **બાવા આદમનો ખજાનો** લે૰ રમણલાલ સોની, કિં૰ ૨.૫૦. **ગોષ્ઠી** લે૰ ઉમાશંકર જોશી, કિં૰ ૩.૦૦. **હસ્તમેળાપ** લે૰ મંજુલાલ સાકરલાલ દેસાઈ, કિં૰ ૪.૦૦. **'સત્તાવન'** લે૰ નગીનદાસ પારેખ, કિં૰ ૨.૭૫. **ગુલાબ અને કંટક** લે૰ 'જયભિખ્ખુ', કિં૰ ૨.૨૫. **કાવ્યસમુચ્ચય – ૨** સંપા૰ રામનારાયણ વિશ્વનાથ પાઠક, કિં૰ ૪.૦૦. **સમ્રાટ ચંદ્રગુપ્ત** લે૰ ધૂમકેતુ, કિં૰ ૪.૫૦. **રાઈનો પર્વત** લે૰ રમણભાઈ મહીપતરામ નીલકંઠ, કિં૰ ૨.૫૦.

— ચાલુ ]

# ગાંધીજીના ગુરુભાઈ

[આકાશવાણી, અમદાવાદથી, તા. ૨૨-૯-'૫૭ના રોજનો વાર્તાલાપ, તેની રજાથી નીચે ઉતાર્યો છે.]

નેક નામદાર વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રિયારની આજે ૮૮ મી જયંતી છે. સ્વતંત્ર હિંદને ઘડનારા આપણા પૂર્વજોમાં એ એક હતા. તેમને યાદ કરીને આપણે પવિત્ર થઈએ એવી વિરલતા એમનામાં હતી. સ્વતંત્ર ભારતની ચાલુ પેઢીએ તેની ગઈ પેઢીના આવા પૂર્વજને કૃતજ્ઞતાપૂર્વક પોતાની શ્રદ્ધાંજલિ આપવી જોઈએ.

નામદાર શાસ્ત્રિયારનો જન્મ ઈ. સ. ૧૮૬૯ના સપ્ટેંબરની ૨૨ મીએ થયો હતો. એટલે કે, ગાંધીજીથી ૧૦ દિવસ પહેલાં તે જન્મ્યા હતા. એક દક્ષિણ હિંદમાં અને એક પશ્ચિમ હિંદમાં જન્મ્યા હતા. બંનેની વિભૂતિ તથા વિચારણા જોઈએ તોપણ આવો જ ફેર હતો. આમ છતાં આગળ પરના રાષ્ટ્રસેવાના તેમના જીવનમાં બંને જણ, એવી જુદાઈ છતાં, સાથે થયા અને જિંદગીભર તેમની વચ્ચે વિરલ આદરભાવ અને નિકટ સ્નેહસંબંધ રહ્યો. હિંદના રાજકારણનો આ સંયોગ આપણે માટે આજે પણ ઘડારૂપ છે.

ગાંધીજી શાસ્ત્રિયારને પોતાના મોટાભાઈ માનતા અને એને છાજે તેવા આદરભાવથી વર્તતા. આનું કારણ કેવળ તે ઉંમરે ૧૦ દહાડા મોટા હતા એ નહીં, પણ એના કરતાં ગંભીર હતું. ગાંધીજી અને શાસ્ત્રીજી ગુરુભાઈઓ હતા. બંનેએ કહ્યું છે કે, નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલે અમારા રાજદ્વારી ગુરુ છે. તેઓનું આ ગુરુપણું જાહેર સેવાક્ષેત્ર પરત્વે હતું. પરંતુ તે વસ્તુ આ બંને જણના અંગત જીવનની અંદર પણ ઊંડે જઈને અસર કરનારી બાબત હતી. આજે જ્યારે જાહેર જીવન અને અંગત જીવન વચ્ચે પાછી અલગતાની જુદાઈ પેસવા લાગી છે, તે વખતે શાસ્ત્રીજીના જીવનની આ મહામૂલી ભાવનાનું સંકીર્તન કરવા જેવું છે.

નામ૦ શાસ્ત્રીજી અને ગાંધીજી નામ૦ ગોખલે અને લોકમાન્ય ટિળકની પછીની પેઢીના વારસદાર ગણાય. હિંદની સેવામાં આ પેઢી એ રીતે જુદી પડે છે કે, રાષ્ટ્રસેવા એ ધર્મની દીક્ષા કે વ્રત જેવી છે, તેથી રાષ્ટ્રસેવકે તે અર્થે જીવનદાન આપવું જોઈએ. શ્રી રામકૃષ્ણ પરમહંસે જીવનની સાધનામાં સેવાને સ્થાન છે એમ શીખવ્યું. એમના પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનંદે આ મંત્રને આધ્યાત્મિક ક્ષેત્રે એ રીતે ઉતાર્યો અને રામકૃષ્ણ મિશન સ્થાપ્યું. શ્રી. ગોખલેજી સ્વામી વિવેકાનંદની જ પેઢીના ગણાય. તેમણે ઉપરના જ મંત્રને રાષ્ટ્રના સાર્વજનિક સેવાક્ષેત્રમાં ઉતારવાને માટે 'હિંદ સેવક સમાજ' સંસ્થા પૂનામાં ઈ. સ. ૧૯૦૫ માં સ્થાપી, સેવાર્થે ગરીબાઈ અને સાદાઈને વરીને દેશની સેવામાં જોડાવા માટે યુવકોને આહ્વાન કર્યું. આમ જોડાનાર સેવકોએ પણ અમુક વાનપ્રસ્થને મળતો સંન્યાસ ગ્રહણ કરવો જોઈએ, એવો આ સંસ્થાનો મૂળ નિયમ છે. આપણા ઠક્કરબાપા એના આજીવન સભ્ય હતા. ગાંધીજી હિંદમાં ૧૯૧૪ માં આવીને તેના સભ્ય બનવાના હતા, પણ તેવા તે ન બની શક્યા, છતાં તેના માનસ-સભ્ય તો તે હતા જ.

નામ૦ શાસ્ત્રિયાર ઈ. સ. ૧૯૦૭માં તેના આજીવન સભ્ય બન્યા. ગોખલેજી સહિત બીજા ચાર સભ્યો બાદ જોડાયેલા તે છઠ્ઠા સભ્ય હતા. જીવનમાં એમણે આ પગલું ભર્યું તે એમના આંતરજીવનના ઊંડાણમાંથી પ્રગટેલી એક ધાર્મિક ને આધ્યાત્મિક વસ્તુ હતી. ૧૯૨૬ માં આપેલા એક વ્યાખ્યાનમાં તેમણે આનું બહુ જ માર્મિક વર્ણન કર્યું છે. તેમાં તેમણે જણાવ્યું છે :

> "વીસ વરસ ઉપર હું એક સુખી માણસ હતો. મારી તબિયત ઉત્તમ હતી. કુટુંબનાં સુખ અને પ્રેમનો મને પાર નહોતો. જે શાળામાં હું ભણાવતો હતો તેના વિદ્યાર્થીઓનો પ્રેમ મેં સંપાદન કર્યો હતો અને સાથીઓનાં વિશ્વાસ અને આદર મેળવવા હું સદ્ભાગી થયો હતો. પરંતુ ઈ. સ. ૧૯૦૫ની અધવચમાં મને એક નાનકડી પત્રિકા વાંચવા મળી તેનાથી, આ મારો સંતોષ ઊંચોનીચો થઈ ગયો. પત્રિકા પર 'ખાનગી' લખ્યું હતું અને મને તે જી. એ. નટેસને મોકલી હતી. તરતમાં જ શરૂ થયેલી ગોખલેજીની 'હિંદ સેવક સમાજ' સંસ્થાની બોધપત્રિકા એ હતી. તેની ભાષા અને

ભાવોની મારા પર ઊંડી અસર થઈ. તેમાં મૂકેલા આદર્શોનો પણ મારા મન પર ઓછો પ્રભાવ નહિ પડેલો. ઉમદા વિચારો અને ઉમદા વાણી ભેગાં મળે છે ત્યારે સાદા સીધા મગજ પર તે એવી અસર કરે છે કે, જાણે તે પોતાનાં જ ના હોય! હું મારા મનમાં વારંવાર પૂછવા લાગ્યો, 'હું આવી સ્પષ્ટતાથી કદી કહી ન શકું, છતાં આવી જ કશીક વસ્તુની શોધમાં હું નહોતો?' તે વરસે ડિસેંબરમાં બનારસ કોંગ્રેસ અધિવેશનમાં હું ગયો ત્યારે આ પત્રિકા મેં સાથે લીધી. અને તે અધિવેશન દરમિયાન જ મેં 'હિંદ સેવક સમાજ'નો આજીવન સભ્ય થવા અરજી કરી."

શાસ્ત્રીજીના આ નિર્ણયથી તેમનાં કુટુંબીઓમાં જ નહીં, પરંતુ મિત્રમંડળમાં પણ ખૂબ ખળભળાટ જાગ્યો. તેમનાં માતા અને પત્નીને તો એમ જ લાગ્યું કે, આ તો સંન્યાસી થઈ જાય છે! અને શાસ્ત્રિયારે કબૂલ કર્યું કે, હા, આ "રાજકીય સંન્યાસ" છે, અમુક દીક્ષા-વ્રત જરૂર લઉં છું; પરંતુ પરંપરીણ સંન્યાસ-દીક્ષા એ નથી. અને તેની ખાતરી પડે તે સારુ, હિંદ સેવક સમાજના સભ્ય તરીકે લેવા ગોખલેજીએ હા પાડી, ત્યારે તે તેમાં જોડાવા શરૂમાં પૂના એકલા જવાના હતા, તેને બદલે પત્નીને સાથે લીધાં.

ગાંધીજીની પેઠે, એમના જીવન પર પણ માતાની બહુ ઊંડી અસર હતી. ચાર ભાઈઓમાં શાસ્ત્રીજી સૌથી મોટા હતા. પોતાના આંતરજીવન વિષે એમણે આત્મનિવેદન રૂપે, ઈ. સ. ૧૯૪૦માં એક લેખ લખ્યો છે તેમાં તે જણાવે છે —

"તાંજોર જિલ્લામાં એક ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં મારો જન્મ થયો હતો. પણ સારી મગજશક્તિનો વારસો મને મળ્યો હતો. મને શાળા કોલેજનું શિક્ષણ મળે તેને માટે મારાં માતાપિતાએ ખૂબ વેઠયું હતું. મારા પિતા ગોર કે પુરોહિત હતા. પણ જજમાનીમાંથી નિયમિત મળતર નહોતું તેથી કેવળ નિર્વાહને માટે પિતાને જ્યાં ત્યાં હવાતિયાં મારવાં પડતાં હતાં. મારી માતા પુરોહિત કુટુંબની નહીં પણ ગૃહસ્થ કુટુંબની હતી. સ્વભાવે તે સ્વમાની હતી. હું સમજણો થયો ત્યારથી માતા મને એકાંતમાં કહ્યા જ કરતી કે, પિતાજીને ધનિકો તરફથી વેઠવાં પડતાં અપમાનો અને વિટંબણાઓથી તેને કેવી માનહાનિ અને સંતાપ થયા કરતાં હતાં."

માતાની આ મનોવેદનાથી બાળ શાસ્ત્રિયારના મન પર જરૂર એ અસર તો થઈ જ હશે કે, આવી ગરીબાઈ તો જવી જ જોઈએ. એથી તે ખૂબ ચીવટથી ભણતા હશે એમ ઉઘાડું છે.

માતા પાસે કથાવાર્તા દ્વારા મળતો ધાર્મિક વારસો ભરપૂર હતો. તેમાંથી બાળ શાસ્ત્રીને ખૂબ મળ્યું હતું. આ વિષે શાસ્ત્રીજી કહે છે,

"નરક અને પાપની શિક્ષાનાં ચિત્રો વિષે જોઈ સાંભળીને હું કંપતો. રાતે એના ઓથારથી થરથરી જતો. આમ છતાં, તેની બીજી બાજુ પણ હતી: ખાવાનું પૂરતું ના મળવા છતાં, શરીરે મજબૂત હતો અને બહાર ખૂબ રમતો ખેલતો. આથી મારા આંતરજીવન પરથી વિષાદનો ઓથાર ઓછો થતો. અને હું બાંધામાં નબળો રહ્યો છતાં તંદુરસ્ત હતો. ના અતિ ગંભીર કે ના બહુ રંગીલો, એવું સમતોલપણું મને લાધ્યું."

૧૯ વરસની ઉંમરે ઈ. સ. ૧૮૮૮માં શાસ્ત્રીજીએ સંસ્કૃત તથા અંગ્રેજીના વિષયમાં વિશેષતાની સાથે બી. એ. પરીક્ષા પાસ કરી, અને તરત જ શિક્ષકનો ધંધો અપનાવ્યો. માયાવરમ અને સાલેમની સ્કૂલોમાં જોડાયા અને થોડો સમય કામ કર્યા પછી તે મદ્રાસની હિંદુ હાઈસ્કૂલમાં જોડાયા અને થોડા જ સમયમાં તેના આચાર્યપદે પહોંચ્યા. ૧૭ વરસ સુધી ત્યાં કામ કર્યું. તે દરમિયાન તે સહકારી પ્રવૃત્તિ, શિક્ષણ, ઇ૦ ક્ષેત્રોમાં પણ રસ લેતા. મદ્રાસમાં તે કાળમાં શ્રી. વી. કૃષ્ણસ્વામી આયર તથા શિવસ્વામી આયર ત્યાંના જાહેર જીવનક્ષેત્રના આગેવાનો હતા. તેમના સાંનિધ્યમાં શાસ્ત્રીજી આવ્યા. તેમાંથી શ્રી. શિવસ્વામી એમના જીવનભરના મિત્ર બન્યા. પરંતુ તે કાર્યમાં ગુરુપદ તો તેમણે શ્રી. ગોખલેજીને જ આપ્યું અને ૩૮ વરસની વયે તે એમની સેવક સમાજમાં જોડાયા તે જોડાયા.

શાસ્ત્રીજીનું ઘડતર જ આવા કામને યોગ્ય થયું હતું એમ કહેવું જોઈએ. પોતાના આંતરજીવન વિષેના આત્મનિવેદનમાં શાસ્ત્રીજી આ બાબતમાં કહે છે —

"હું કિશોર અવસ્થાએ પહોંચ્યો ત્યારે મને અર્વાચીન દૃષ્ટિ લાધી, તેને લઈને મારી માતાની અસર ધોવાતી ગઈ. એકંદરે કહું તો, અંગ્રેજી કેળવણીના

શરૂ શરૂના કાળનો હું એક સારો નમૂનો હતો. પરંપરીણ ધર્મવિધિઓ અને ક્રિયાકાંડમાંથી મેં શ્રદ્ધા ખોઈ હતી...હક્સલી, મિલ અને સ્પેન્સરના વાચનથી, મારા મગજમાં જે કાંઈ જરાતરા ધર્મશ્રદ્ધાનું ભાથું રહ્યુંસહ્યું હશે, તે પણ સાફ થઈ ગયું. કેટલાક નાસ્તિકવાદીઓ આત્મશાંતિ મેળવે છે તેની મને અદેખાઈ થાય છે. અંતરના ઊંડાણમાં હું ઝંખું છું કે, મને એવો અનુભવ, એવો સાક્ષાત્કાર, એવું કાંઈક સત્તાવાર દર્શન થઈ જાય કે જેથી ધર્મથી મળતો આત્મસંતોષ મને લાધે."

આમ પ્રકૃતિથી અને મળેલી કેળવણીને લઈને શાસ્ત્રિયાર શ્રદ્ધા અને ભાવના કરતાં માનવબુદ્ધિના પ્રામાણ્ય પણ વધારે આધાર રાખતા હતા. એ કહેતા કે, 'આપણને સંતોષ થાય એ રીતે જે વસ્તુ સિદ્ધ ન થાય તેમાં માનવું, એટલે તો એવું થયું કે, આપણ માનવજાતનો જે સર્વશ્રેષ્ઠ ગુણ બુદ્ધિ તેને જતો કરવો!' આથી જ શાસ્ત્રિયાર અને નહીં કે ગાંધીજી ગોખલેના અનુગામી થવા યોગ્ય ઠર્યા. ગાંધીજી પણ બુદ્ધિનું આવું પ્રામાણ્ય માનતા. પણ બુદ્ધિનો દીવો ખૂટે ત્યારે સત્યની નિષ્ઠા અને શ્રદ્ધાની જ્યોતને જોરે મનુષ્યે આગળ ચાલવું જોઈએ, એ એમની વિશેષતા હતી.

નવાઈની વાત એ છે કે, ગાંધીજી અને શાસ્ત્રિયાર વચ્ચે આવો નિષ્ઠાભેદ હોવા છતાં તેઓ હિંદની સેવામાં સાથોસાથ રહીને ચાલ્યા! એમાં રહેલું એ બે જણનું ચારિત્ર્યબળ અને ઉદાર જીવનદર્શન તો ભવ્ય છે જ. પરંતુ એમાં રહેલું એક સામાજિક કે સામુદાયિક તથ્ય એવું જ ભવ્ય હતું. તેનું ઐતિહાસિક મહત્ત્વ પણ બહુ ભારે છે.

આપણે જાણીએ છીએ કે, ગોખલે અને ટિળકના નરમ દળ અને ગરમ દળ વચ્ચે ભારે આંતરકલહ ચાલતો હતો. તે આખી પેઢીનું જાહેરજીવન આ વિખવાદથી રંગાયું હતું. તેથી રાષ્ટ્રની કેટલીય શક્તિ ક્ષીણ થઈ હશે. પછીની પેઢીમાં આ વસ્તુ રહી નહિ, એ આ બે ગુરુભાઈઓના અધ્યાત્મજીવનને ઘણે અંશે આભારી છે.

ઈ. સ. ૧૯૧૫ના ફેબ્રુઆરી માસમાં ગોખલેજીનો સ્વર્ગવાસ થયો. તેમની સમાજનો પ્રમુખ હવે કોણ થાય એ સવાલ આવ્યો. ગોખલેજીને મનમાં એમ હતું કે, ગાંધીજી થાય. પણ ગાંધીજીના વિચારો અને કાર્યપદ્ધતિ કદાચ ગોખલેજીની સમાજથી જુદાં પડતાં હતાં, તેથી તેમને સભ્ય જ ન લેવા એમ ઠર્યું. એટલે પ્રમુખપદ શાસ્ત્રિયારને આપવામાં આવ્યું અને તે એમણે જિંદગીભર શોભાવ્યું.

પાંચ વર્ષ બાદ લોકમાન્યનો સ્વર્ગવાસ થયો. તેમનો વારસ ગરમ દળનો કોઈ રાજકારણી ન થયો. હિંદના રાજકારણમાં નોંધપાત્ર વાત બની કે, આ વારસો ગોખલેના શિષ્ય ગાંધીજીએ સંભાળ્યો! ૧૯૨૦ થી હિંદના ગરમ દળનું નેતૃત્વ ગાંધીજીના હાથમાં જોતજોતામાં ચાલ્યું ગયું! નરમ તથા ગરમ દળના જૂના મહારથીઓનું જો ચાલત તો તેઓ અગાઉની પેઠે કદાચ લડત. પણ ગાંધીજીએ આ બંને દળની મૂળ વસ્તુને પોતામાં ભેગી સમાવી લીધી. અને નરમ દળમાં શાસ્ત્રિયાર જેવા નેતા મળ્યા, તે સોનામાં સુહાગ મળવા જેવો યોગ બન્યો. આથી હિંદની રાષ્ટ્રીય કૂચ એકદમ ઉચ્ચ ભૂમિકા પર પહોંચી, એ આજે ઇતિહાસ સ્પષ્ટ બતાવે છે.

૧૯૧૫ પછીનું લિબરલ રાજકારણ એટલે મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા મુજબ ધારાસભામાં જવું અને સરકારી કારભારમાં ભાગ લેવો. તેનો બીજો ભાગ કે બીજી બાજુ હતી બ્રિટિશ સામ્રાજ્યનાં કામોમાં — તેના આંતરવ્યવહારની વિચાર-પરિષદોમાં જવું તે.

આ બીજું કામ પહેલા વિશ્વયુદ્ધને લઈને નીકળ્યું. હિંદને તેમાં સ્થાન અપાયું. એક રીતે કહી શકાય કે, તે યુગમાં આપણા દેશને માટે જે જાતનું આંતરરાષ્ટ્રીય રાજકારણ શક્ય હતું તેની શરૂઆત થઈ. ત્યારે એ પરતંત્રતાની છાયામાં રહીને ચાલ્યું એ ફરક ખરો. પણ તેમાંથી હિંદના રાજકારણ માટે દેશ બહારના કામની નવી દિશા ઊઘડી એમ તો ખરું જ.

શાસ્ત્રિયારે ઉપર કહ્યાં તે બંને ક્ષેત્રમાં અગ્રસ્થાન મેળવ્યું. દેશની ધારાસભાના ક્ષેત્રમાં તે અનેકમાં એક હતા એમ કહો, પરંતુ સામ્રાજ્યના રાજદરબારમાં તેમ ન કહી શકાય. તે નવું ક્ષેત્ર હતું. નવો ચીલો પાડવાનો હતો. તે કામ શાસ્ત્રિયારે સુંદર શોભાવ્યું. જવાહરલાલજી જેવાએ પણ એ જોઈને કહ્યું છે કે,

શાસ્ત્રિયાર હિંદના લિબરલ નેતાગણમાં વધારેમાં વધારે શક્તિસંપન્ન હતા. તેમની કુશાગ્ર તથા ડહાપણભરી દલીલશક્તિ, તેને જ અનુરૂપ અંગ્રેજી ભાષાની તેમની મીઠી બાની અને મોહક વાક્છટા, વગેરે જોઈ તેમને સામ્રાજ્યમાં બધે આવકાર મળ્યો. અને એ રીતે હિંદની નામના તેમણે ખૂબ વધારી. રાષ્ટ્રસંઘમાં પણ તે હિંદ વતી હાજર રહ્યા.

સામ્રાજ્યના આંતરવ્યવહારમાં ભાગ લેવામાંથી, પરદેશમાં હિંદીઓની લાચાર સ્થિતિ તેમનો ખાસ વિષય બન્યો. અને તેને માટે તેમણે ઉગ્ર અવાજ ઉઠાવ્યો. એમાંથી જ તે ૧૯૨૭માં દક્ષિણ આફ્રિકામાં હિંદી કમિશનર તરીકે નિમાયા. તે એ પદ લેવા ઇચ્છા નહોતા રાખતા. ગાંધીજીએ કહ્યું કે, તેમણે લેવું જોઈએ. બીજી બાજુએ જુઓ તો વાઇસરૉય પણ એમ જ કહેતો હતો! ગાંધીજીના મતે શાસ્ત્રીજીને તૈયાર કર્યા. ત્યારે જતા પહેલાં તે સાબરમતી આશ્રમમાં ગાંધીજી પાસે વિદાય લેવા આવેલા. ત્યારનું તેમનું સ્વાગત અને ગોખલેજીના આ બે શિષ્યોનો પરસ્પર પ્રેમ અને નિર્વ્યાજ મિત્રભાવ મને જોવા મળ્યાં હતાં, તે એક ધન્ય અનુભવ હતો.

એવી મૈત્રી અને એવી જીવનનિષ્ઠા આજે સ્વરાજ-યુગમાં પણ ખૂબ જરૂરની છે — કદાચ હવે વધારે જરૂરની છે. શાસ્ત્રિયારના જીવનનો આ મોટામાં મોટો અને અમર બોધ જીવનમાં અપનાવીએ એ એમનું સાચું તર્પણ છે.

૨૦-૯-'૫૭ **મગનભાઈ દેસાઈ**

# આઝાદી પછીનાં દસ વર્ષ

## (એક વિહંગાવલોકન)

[તા. ૧૫-૮-૧૯૫૭ને રોજ શ્રી મહાદેવ દેસાઈની સંવત્સરી, આઝાદી દિન, અને સત્તાવનની શતાબ્દીનો ભેગો ઉત્સવ હતો. તે દિવસે શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય વિદ્યાર્થીમંડળ તરફથી ગૂજરાત વિદ્યાપીઠના ઉદ્યોગમંદિરમાં યોજાયેલા સમારંભમાં મહાવિદ્યાલયના એક વિદ્યાર્થીએ વાંચેલા નિબંધ ઉપરથી ટૂંકાવીને આ લીધું છે.]

ભારતના સ્વાતંત્ર્યસંગ્રામના શ્રીગણેશ આજથી બરાબર ૧૦૦ વર્ષ પૂર્વે દેશભરમાં ફાટી નીકળેલા હિંસક બળવાથી મંડાઈ ચૂક્યા હતા. ઇતિહાસકારો ભલે એ બળવાની નિષ્ફળતાનાં બીજાં કારણો બતાવતા હોય, પરંતુ એ બળવો અને ત્યાર પછી ૧૦૦ વર્ષ સુધી ચાલેલી સ્વાતંત્ર્યની લડત એક વાત તો સ્પષ્ટ બતાવે છે કે, ૧૮૫૭માં હિંસક સૈનિકોએ આરંભેલો સ્વાતંત્ર્યસંગ્રામ ૧૯૪૭માં અહિંસક સત્યાગ્રહીઓએ પૂરો કર્યો અને ભારતે શાંતિ અને અહિંસાના માર્ગે આઝાદી મેળવી. આ જ શાંતિ અને અહિંસાનો માર્ગ આઝાદી મળ્યા બાદ પણ ભારતે આજ સુધી જાળવી રાખ્યો છે.

### બે ભાગલા અને તોફાનો

ભારતની સ્વતંત્રતા સાથે લાગેલું એક કલંક હોય તો તે દેશના બે ભાગલા. ભારતે આઝાદી તો મેળવી, પણ તે જ દિવસે અખંડ હિંદુસ્તાન ભારત અને પાકિસ્તાન એવા બે ભાગમાં વહેંચાઈ ગયું. આપણા રાષ્ટ્રપિતા અને સ્વાતંત્ર્યની લડતના આગેવાન ગાંધીજીને આ વાત પસંદ નહોતી, એ તેમનાં છેલ્લાં ભાષણોમાંથી વરતાઈ આવે છે. બે ભાગલાની વાત શ્રી. રાજાજીએ પણ રજૂ કરેલી, પણ ત્યારે તેને બહુ મહત્ત્વ આપવામાં આવ્યું નહોતું. પરંતુ શ્રી. ઝિન્નાની જીદ અને બીજાં કારણોસર અખંડ હિંદુસ્તાનને બે ભાગમાં વહેંચ્યા સિવાય આઝાદી મળે તેમ નહોતું.

ભારતના ભાગલાનું એ દુઃખ રાષ્ટ્રપિતા ગળે તે પહેલાં એક બીજું દુઃખ આવી પડ્યું. એ અંગે લખતાં એક ઇતિહાસલેખક લખે છે કે — "કાળના એ ઘેરા થતા ઓળાને જાણે પોતે જોયા હોય તેમ, આઝાદીને દિવસે ગાંધીજી તો અશ્રુભીને હૃદયે પ્રાર્થના કરતા જ રહ્યા. બીજે જ દિવસે કાળના એ ઘેરા ઓળાનાં કંપાવી મૂકે તેવાં દર્શન ભારતે કર્યાં. એ હતું ફિરોઝખાન નૂને ઉચ્ચારેલું ચંગીઝખાનની હત્યાને પણ ભુલાવે તેવું કારમું ભાવિ. સાચે જ, આઝાદીની પ્રાપ્તિના બીજે જ દિવસે પાકિસ્તાનમાં અને તેના પ્રત્યાઘાત રૂપે પૂર્વ પંજાબમાં જે ભયંકર હત્યાકાંડ

થયો અને તેને પરિણામે પાકિસ્તાનમાંથી હિંદમાં અને હિંદમાંથી પાકિસ્તાનમાં લાખો લોકોની જે હિજરત થઈ, તેવું દૃશ્ય જગતે અગાઉ કદી જોયું નહોતું. પોતાનાં વહાલાં વતન, ઘરબાર, ઢોરઢાંખર, જરજમીન, ઘરવખરી છોડીને લાખો લોકો ભયગ્રસ્ત દશામાં હિજરત કરે — અને તેમાં માંદાં, ઘરડાં, આંધળાં, બહેરાં, લૂલાં, લંગડાં, સ્ત્રી, બાળકો કોઈનો કશો જ અપવાદ ન રહે, એ ઘટના અત્યંત હૃદયદ્રાવક હતી."

નિર્વાસિતોનો આ અણધાર્યો ધસારો જગતની ગમે તેવી મોટી સલ્તનતને તોડી નાંખે તેવો હતો. છતાં ભારતે અને પાકિસ્તાને પણ તેનો બહાદુરી અને હિંમતથી સામનો કર્યો અને આજે પણ કર્યે જ જાય છે.

## દેશી રાજ્યોનું વિલીનીકરણ

નિર્વાસિતોના પ્રશ્ન પછી ભારત સામે આવેલો અગત્યનો પ્રશ્ન અંગ્રેજી અમલ દરમિયાન દેશમાં ફાલેલાં રજવાડાંઓનો હતો. એક રજવાડામાંથી ઢેકું લઈને બીજામાં ફેંકી શકાય તેટલો વિસ્તાર ધરાવતાં સેંકડો રજવાડાં તો ભારતની સરખામણીમાં ખોબા જેવડા સૌરાષ્ટ્રમાં હતાં. અલબત્ત, કેટલાંક દેશી રાજ્યો મોટાં અને વ્યવસ્થિત પણ હતાં. આઝાદી મળ્યા બાદ આ બધાં દેશી રાજ્યોનું શું કરવું, એ મૂંઝવણનો પ્રશ્ન હતો. આ બધાં રજવાડાંઓનું ભારતમાં વિલીનીકરણ કરવું અને સાથે સાથે રજવાડાંને રાજી રાખી અહિંસા અને સત્ય ન છોડવાં, એ કામ ભારત સિવાય અને તેમાંય ખાસ કરીને પીઢ મુત્સદ્દી સરદાર સિવાય કોઈ કરી શકત કે કેમ તે પ્રશ્ન છે.

## કાશ્મીરનો પ્રશ્ન

ત્યાર બાદ ભારત પાસે આજે પણ અણઉકલ્યો છે તેવો કાશ્મીરનો પ્રશ્ન આવી પડ્યો. સમગ્ર દૃષ્ટિએ જોતાં કાશ્મીર ભારતનો જ એક ભાગ છે. આઝાદ કાશ્મીર તરીકે ઓળખાતો કાશ્મીરનો કેટલોક ભાગ પાકિસ્તાને જીતી લીધો છે અને આજે તે તેના તાબામાં છે. કોઈ હિંસક લડાઈ દ્વારા ભારત તે ભાગને પોતાના કબજામાં લાવવા ઇચ્છતું નથી. શાંતિને માર્ગે આગળ વધતું ભારત કાશ્મીરમાં યુદ્ધ કરી કાશ્મીરને વિશ્વયુદ્ધનું કેન્દ્ર બનાવે તેમ નથી. કાશ્મીર અંગેનો આખો કેસ સંયુક્ત રાષ્ટ્રસંઘ સમક્ષ રજૂ થઈ ચૂક્યો છે. પણ સંયુક્ત રાષ્ટ્રસંઘનો ચુકાદો આ પ્રશ્નનો અંત લાવે તેવો આવ્યો નથી. હમણાં સંયુક્ત રાષ્ટ્રસંઘે મિ. યારિંગને કાશ્મીરના આખા પ્રશ્ન અંગે તપાસ કરી અહેવાલ તૈયાર કરવા મોકલ્યા હતા. તેમણે તપાસ કરી સંયુક્ત રાષ્ટ્રસંઘ સમક્ષ પોતાનો અહેવાલ રજૂ કર્યો છે. આમ હજી આજે પણ આ કાશ્મીરનું કોકડું ગૂંચવાયેલું જ છે.

## રાષ્ટ્રપિતાનું ખૂન

એક તરફ સ્વતંત્ર ભારતની કસોટી કરતા હતા તેવા પ્રશ્નોને આ રીતે ભારત બહાદુરીથી ઉકેલતું જતું હતું; જગતને તે બતાવતું હતું કે, ભારતના લોકો પણ રાજ્ય ચલાવી શકે તેમ છે; જ્યારે બીજી તરફ સ્વ. આંબેડકર જેવા વિદ્વાન અને તેમની સમિતિ ભારતનું બંધારણ ઘડતાં હતાં; જ્યારે ત્રીજી તરફ હજી સુધી ન શમેલું કોમી ઝનૂન દર્શન દેવાની તૈયારી કરતું હતું, ત્યારે ૧૯૪૮ ની ૩૦મી જાન્યુઆરીએ એ કોમી ઝનૂને પોતાની ટોચ બતાવી દીધી. એ ગોઝારી ૩૦મી તારીખે સાયંપ્રાર્થના સમયે નથુરામ ગોડસે નામના એક 'પાગલે' રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીને ઠાર કર્યા. માનવતાનો એ શુક્રતારક 'હે રામ' કહી આથમી ગયો. આઝાદીનો આનંદ ઓસરી ગયો. કોમી ઝનૂને રાષ્ટ્રપિતાને પોતાના ખપ્પરમાં લીધા ત્યારે એવો આનંદ ઓસરી ન જાય તો બીજું થાય પણ શું?

## નવું બંધારણ અને ચૂંટણી

આઝાદી પછીની પ્રગતિકૂચ તો આવાં વિરલ બલિદાનો સાથે ચાલુ જ રહી. પોતાની મુદત પૂરી થતાં લૉર્ડ માઉન્ટબૅટને હિંદની વિદાય લીધી અને તેમની જગ્યાએ રાજગોપાલાચારી સ્વતંત્ર ભારતના બીજા અને છેલ્લા ગવર્નર જનરલ બન્યા. ૧૯૫૦ ની ૨૬મી જાન્યુઆરીએ દેશભરમાં આનંદ છવાઈ ગયો. ભારત એક દેશ છે અને તેના સૌ નાગરિકોએ ભેગા મળી તેની ગરીબી હાંકી કાઢવી જોઈએ એવું જણાવતું બંધારણ હિંદની લોકસભાએ પસાર કર્યું. ભારત હવે સાર્વભૌમ બિનસાંપ્રદાયિક પ્રજાસત્તાક રાજ્ય બન્યું અને રાષ્ટ્રપતિ તરીકે શ્રી. રાજેન્દ્રબાબુની વરણી કરવામાં આવી.

બે વર્ષ બાદ, એટલે કે ૧૯૫૨ માં, ભારત લોકશાહીને લાયક બને તે પહેલાં તેને સ્વતંત્રતા મળી ગઈ છે એમ કહી ભારતની અને તેની લોકશાહીની ઠેકડી ઉડાવનારાઓનાં મોં બંધ કરી દે તેવો એક ઐતિહાસિક પ્રસંગ બન્યો. બંધારણ અનુસાર પુખ્ત વયના સાર્વત્રિક મતાધિકારને ધોરણે દેશભરમાં સામાન્ય ચૂંટણીઓ થઈ. પહેલે જ તબક્કે દેશના બધા જ પુખ્ત વયના નાગરિકોને મતાધિકાર આપવામાં આવ્યો, એ વાત નોંધપાત્ર છે; કારણ કે ઇતિહાસમાં આવો દાખલો પહેલો જ છે. આ ચૂંટણી સમયે ૧૮ કરોડ જેટલા મતદારો નોંધવામાં આવ્યા હતા. તેમાં થયેલા મતદાનના ટકા જોઈ ઘણાને લાગ્યું કે, ભારતના નાગરિકો લોકશાહી માટે લાયક છે, એટલું જ નહીં, પરંતુ જાગ્રત પણ છે. જ્યાં કેળવણીના ટકા ઘણા ઓછા હોય, ત્યાં આટલા મોટા પ્રમાણમાં થયેલું મતદાન એક અજોડ સિદ્ધિ જ લેખાય.

જિતેન્દ્ર ઠા. દેસાઈ

— ચાલુ ]

# ગાંધીજીના છેલ્લા શબ્દ

૧૦

શૂરાની અહિંસક તાલીમના પાયા લેખે ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમની યોજના કરી હતી. તેમાં પાંચ અંગ મુખ્ય છે: ૧. કોમી એકતા [અને હવે ભાષિક એકતા પણ! દે. વા.], ૨. હિન્દુઓનો અસ્પૃશ્યતા-ત્યાગ, ૩. ખાદી, જે કોટિ કોટિ દેશબાંધવોની ને આપણી એકતાનું સ્પષ્ટ ચિહ્ન છે, ૪. દારૂબંધી, અને ૫. ગામડાંમાં સ્વચ્છતા, આરોગ્ય તથા સાદી વૈદ્યકીય મદદ. ૧૯૩૮ માં ગાંધીજી સરહદપ્રાન્તમાં ગયા હતા ત્યારે ખુદાઈ ખિદમતગારોની એકેએક સભામાં આ પાંચ અંગની ચર્ચા કરતા.

આ ઉપરાંત તેમાં બીજાં ચૌદ અંગ છે. તે નીચે પ્રમાણે:

૬. બીજા ગ્રામઉદ્યોગ, જેવા કે હાથ-દળણું, હાથ-ખાંડણું, સાબુ, કાગળ તથા દીવાસળીની બનાવટ, ચામડાં કમાવવાં, ઘાણી.

૭. નવી તાલીમ.

૮. પ્રૌઢશિક્ષણ.

૯. પુરુષે ઘડેલા કાયદા તથા રૂઢિ નીચે દબાયેલી સ્ત્રીજાતની સેવા.

૧૦. આરોગ્યનું શિક્ષણ, જેમ કે,

(ક) દિવસ ને રાત તાજામાં તાજી હવાનો શ્વાસ લેવો.

(ખ) શારીરિક તથા માનસિક કામ વચ્ચે સમતુલા રાખવી.

(ગ) અક્કડ ઊભા રહેવું; અક્કડ બેસવું; બધાં કામમાં ચોક્કસાઈ ને ચોખ્ખાઈ રાખવી, અને આ બધું તમારી મનોદશાનું સૂચક હોય તેમ કરવું.

(ઘ) માણસજાતની સેવા અર્થે જીવવા માટે ખાવું, સ્વચ્છંદ સારુ નહિ. એટલે તમારા મનને તથા શરીરને વ્યવસ્થિત રાખવા જેટલા અન્નની જરૂર હોય એટલું જ અન્ન ખાવું, કેમ કે, માણસ જેવું ખાય છે તેવો તે બને છે.

(ઙ) તમારું અન્ન, જળ, તથા હવા શુદ્ધ હોવાં જોઈએ, અને તમે કેવળ અંગત સ્વચ્છતાથી સંતુષ્ટ ન રહો, પણ તમારે આડોશપડોશ રહેલા લોકોને પણ આ ત્રિવિધ સ્વચ્છતાનો ચેપ લગાડો.

૧૧. પ્રાન્તભાષાને સમૃદ્ધ કરવી.

૧૨. રાષ્ટ્રભાષા શીખવી.

૧૩. આર્થિક સમાનતા, જે અહિંસક સ્વતંત્રતાની કૂંચી છે, ને જેથી થોડાક સાહુકાર નીચે ઊતરે તથા અર્ધભૂખ્યા અર્ધનવસ્ત્રા કરોડો ઊંચે ચડે.

૧૪. ચંપારણ, ખેડા, બારડોલી ને બોરસદની પદ્ધતિ પ્રમાણે ખેડૂતો વચ્ચે ને ખેડૂતો સારુ કાર્ય.

૧૫. અમદાવાદ મજૂર મહાજનની પદ્ધતિએ મજૂરોની સેવા.

૧૬. આદિવાસીની સેવા.

૧૭. પતિયલની સેવા.

૧૮. વિદ્યાર્થીઓ વચ્ચે કાર્ય. ગાંધીજીને મતે વિદ્યાર્થીઓએ પક્ષીય રાજકાજમાં ભાગ ન લેવો જોઈએ.

૧૯. ગોવંશની સુધારણા.

ખુદાઈ ખિદમતગારોના અમલદારો આગળ ભાષણ કરતાં ગાંધીજીએ કહ્યું, 'અહિંસાની શક્તિ જો તમે પામી ગયા હો, તો શસ્ત્ર છોડી દીધાને કારણે તમે વધારે બળવાન બન્યા છો, એમ તમને લાગવું જોઈએ. પણ અહિંસાની શક્તિનું રહસ્ય તમે ન જાણ્યું હોય, શસ્ત્રત્યાગને લીધે પહેલાં કરતાં તમે વધારે બળવાન નહિ પણ નબળા થયા છો એમ તમને લાગતું હોય, તો અહિંસાનો તમે અંગીકાર ન કરો તે જ વધારે સારું. મારે લીધે એકેય પઠાણ નબળો કે કાયર બને તે મારાથી જોયું નહિ જાય. એના કરતાં તો હું એમ જ ઇચ્છું કે, તમે પાછાં સવાયાં શસ્ત્ર ધારણ કરો.'

હૃદયમાંથી હિંસાને ઉખેડી નાખવાનો અર્થ શું? એમ પ્રશ્ન ઊભો કરી ગાંધીજીએ જ પોતાના પ્રશ્નનો જવાબ આપ્યો કે, 'લૂંટારા ઉપર જો હું તપી જાઉં

અથવા જો હું એનાથી ડરી જાઉં તો તેનો અર્થ એમ થાય કે મારામાંથી હિંસા હજી ગઈ નથી. અહિંસાનો સાક્ષાત્કાર કરવો, એટલે તેની શક્તિ એટલે કે આત્મબળનો તમારા અંતરમાં અનુભવ કરવો, અથવા ટૂંકામાં ઈશ્વરને ઓળખવો. જેને પરમાત્માનું જ્ઞાન થયેલ છે તે માણસના મનમાં ભય કે ક્રોધને સારુ અવકાશ રહેતો નથી, પછી એનું ગમે તેવું સબળ કારણ હોય તો પણ.'

૧૧

આજકાલ કેટલાક જણુ હાલતાં ને ચાલતાં જેને તે સત્યાગ્રહનું નામ આપે છે તેવી પ્રવૃત્તિ આદરે છે. આ લોકોએ ગાંધીજીનાં નીચલાં વાક્યોનું મનન કરવું ઘટે છે :

'તમને હું એક જ કસોટીએ કસવાનો છું. તમારા પાડોશમાં રહેતા એકેએક જણુના તમે મિત્ર તથા વિશ્વાસપાત્ર બન્યા છો? લોકોને તમારા ઉપર પ્રેમ છે કે પછી તે તમારાથી ભયભીત છે? એક જણુ પણુ જ્યાં લગી તમારાથી ડરતો હોય ત્યાં લગી તમે સાચા ખુદાઈ ખિદમતગાર નથી. ખુદાઈ ખિદમતગાર બોલવામાં ને રીતભાતમાં નમ્ર હોય; એની આંખમાં પવિત્રતાનું તેજ હોય, જેથી કરીને અજાણ્યો પુરુષ, સ્ત્રી કે બાળકને પણુ કળાય કે આ આપણો વિશ્વાસપાત્ર મિત્ર છે. સમાજના એકેએક અંગનો સહકાર તેને માગ્યો મળતો હોય; તે કોઈ હિટલરને જોર જુલમથી મળતો હોય એવો નહિ, પણુ પ્રેમને વશ થઈને માણુસ બીજાની વાત સ્વેચ્છાએ ને સહજભાવે માને તેવો. આવી શક્તિ અવિરત પ્રેમભરી સેવા તથા ઈશ્વરનું ઉપસ્થાન કરવાથી જ પ્રાપ્ત થાય છે. તમારા પ્રભાવથી લોકો અસ્વચ્છતાવાળી ટેવો છોડે છે, દારૂડિયો દારૂનો ત્યાગ કરે છે, અને ગુનેગાર ગુના કરતો આળસી જાય છે, અને ખુદાઈ ખિદમતગારનો એ જ્યાં જાય ત્યાં કુદરતી રક્ષક તથા ભાંગ્યાના ભેરુરૂપે સત્કાર થાય એમ હું જોઈશ ત્યારે હું જાણીશ કે અહિંસાને જે ઘોળીને પી ગયા છે એવા માણુસોનો સંઘ આપણી વચ્ચે વિચરે છે.'

'માણુસ માત્ર જેલમાં જાય એ નહિ, પણુ કારાગૃહવાસની પાછળ જે નૈતિક યોગ્યતા રહેલી છે તે જ સત્યાગ્રહની શક્તિનું બીજ છે. . . . બાકી તો ચોર પણુ જેલમાં જાય છે, પણુ એના કારાગૃહવાસમાં લેશમાત્ર ગુણુ નથી. પવિત્ર તથા નિર્દોષ માણુસો દુઃખ ભોગવે છે તો તેનો પ્રભાવ પડે છે.'

'સત્યાગ્રહી હંમેશાં આજના શત્રુને ભાવિ મિત્રરૂપે જુએ છે.'

'સત્યાગ્રહમાં સવિનય કાયદાભંગ અન્તે જ આવે, આરંભમાં નહિ; તે તો છેલ્લું પગથિયું છે, પહેલું નહિ. અહિંસાના કાર્યક્રમમાં તેનો સમાવેશ કર્યો છે ખરો, પણુ તેનો સાર તો સત્યાગ્રહીની નૈતિક યોગ્યતા અથવા અધિકાર જ છે, જે અધિકાર અહિંસાના આચરણુથી જે માણુસ પોતાને કેળવે છે તેને પ્રાપ્ત થાય છે'

'અહિંસાની પરીક્ષા આ છે કે અહિંસક લડતમાં કાંઈ વેરઝેર બાકી રહેતાં નથી. અને અન્તે શત્રુ મિત્ર બને છે.'

'સત્યાગ્રહી વિરોધીઓ ઉપર વિશ્વાસ રાખતાં કદાપિ ન ડરે. વિરોધીએ વીસ વાર દગો દીધો હોય તો પણુ સત્યાગ્રહી એકવીસમી વાર એના ઉપર વિશ્વાસ રાખવા તૈયાર રહેશે, કેમ કે માનવ સ્વભાવમાં દૃઢ શ્રદ્ધા જ એણે સ્વીકારેલા ધર્મનું સર્વસ્વ છે.'

'સવિનય કાયદાભંગ પછી અંધેર કદાપિ ન આવે; અવિનયી કાયદાભંગ પછી આવે ખરું. એકેએક રાજ્યસત્તા અવિનયી કાયદાભંગને બળથી દબાવે છે. જો ન દબાવે તો તેનો પોતાનો જ નાશ થાય છે.'

'સવિનય કાયદાભંગ કરતા પહેલાં આ આવશ્યક શરત છે કે કાયદાભંગ કરનારા કે તેના પ્રત્યે સહાનુભૂતિવાળા સામાન્ય લોકો કોઈ મારફાડ ન કરે તેની ખાતરી કરી લેવી જોઈએ. હિંસા ફાટી નીકળે તો એ હિંસા તો રાજસત્તાની અથવા સત્યાગ્રહીઓના વિરોધીઓની પ્રેરણાથી થઈ છે એમ કહેવાનો કાંઈ અર્થ નહિ.'

'સત્યાગ્રહમાં સત્યાગ્રહીની સંખ્યા ઉપર નહિ પણુ એના ગુણીપણુા ઉપર જ આધાર છે.'

'સાચે જ ધર્મ અધર્મ સામો ઝૂઝતો હોય તેમાં વિજય મેળવવા સારુ એક પૂર્ણ સત્યાગ્રહી બસ છે.'

(ક્રમશઃ) **દેસાઈ વાલજી ગોવિન્દજી**

# દિલ્હીમાં ગાંધીજી

## [શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીમાંથી]

**તા. ૨૯-૧૧-'૪૭**
**બિર્લા હાઉસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી ગરમ પાણી અને મધ પીતાં જૂનાગઢ વિષે પૂ. ભાઈ ને (મારા પિતાશ્રીને) પુછાવવા મને કહ્યું. તે પછી થોડું લખાવ્યું:

"એક પ્રધાને થોડા દિવસ પહેલાં મને પૂછ્યું, 'ઘણી વાર મેં સાંભળ્યું છે કે, ધર્મ અને ધર્માભિમાન અને સ્વદેશાભિમાનની સરખામણી કરીએ, તો સ્વદેશાભિમાન ચઢવું જોઈએ. આ વાત તમે માનો છો ખરા?'

જવાબ:—"હું નથી માનતો. સજાતીય દ્રવ્યોની વચ્ચે સરખામણી હોઈ શકે, વિજાતીય વચ્ચે અસંભવિત છે. પ્રત્યેક દ્રવ્ય પોતાને સ્થાને રહેતાં બીજાના જેટલી જ કિંમત ધરાવે છે. જે માણસને પોતાનો ધર્મ, પોતાનો દેશ વહાલો છે, તે એક બીજાને સારુ વેચશે નહીં. તેને બંને સરખા પ્રિય છે. રાવણની ચીજ એ રાવણને આપશે અને રામની રામને. જો રાવણ પોતાની મર્યાદા ચૂકી જશે, તો રામનો ભક્ત બીજા રાવણને શોધવા નહીં જાય; મર્યાદાનું ઉલ્લંઘન કરનાર રાવણની સાથે પોતાનો હિસાબ કરી લેશે.

"આવી જાતની મુશ્કેલીઓને અંગે મને સત્યાગ્રહ જેવું અમૂલ્ય શસ્ત્ર મળ્યું. એક દાખલો લઈએ. માનીએ કે અમુક માણસની મા જીવે છે, પત્ની જીવે છે અને તેને એક દીકરી છે. પોતપોતાને સ્થાને આ ત્રણેય સરખાં હોવાં જોઈએ. જ્યારે કોઈ મને કહે, પોતાની પત્નીને ખાતર માણસ પોતાની માને અને દીકરીને ત્યજી શકે છે, ત્યારે મને તે અસંસ્કારી ભૂલ લાગે છે.

"એથી ઊલટું પણ એ ન કરી શકે. પોતાની મા કે દીકરીને સારુ પત્નીને પણ નહીં ત્યજે. અને ધારીએ કે, ત્રણેયમાંથી એકેય સ્વજન પોતાની મર્યાદા છોડે છે, તો ત્રણેય વ્યક્તિ વચ્ચે સમતોલપણું જાળવવાને સારુ સત્યાગ્રહની નીતિનો તે ઉપયોગ કરશે."

"બેઠો પ્રતિકાર અને અહિંસા વચ્ચે મૂળ તફાવત જુદો છે. આપણો પ્રતિકાર જ્યારે બેઠા પ્રકારનો હોય, ત્યારે તેની દુર્બળતાને અંગે ક્યારેક આપણે ખૂબ વેઠવું પડે છે. ઈશુનાં શૌર્ય અને વીરતા તથા તેને સમજવામાં યુરોપે ભારે થાપ ખાધી. અને તેને કાયર માની લીધો. 'નવાકરાર'નો ઇતિહાસ મેં જ્યારે સહુથી પહેલો વાંચ્યો, ત્યારે મને તેમાં ક્યાંય કાયરતાનો અંશમાત્ર દેખાયો નથી. એ જ રીતે ટૉલ્સ્ટૉયનાં પુસ્તકો વાંચ્યાં, તેમાંય ક્યાંય મારા જોવામાં કશુંય ન આવ્યું. ઈશુને બેઠો પ્રતિકાર તરીકે લેખીને પશ્ચિમના લોકોએ ભારે માર નથી ખાધો?

"હવે મારા પોતાના અનુભવની વાત કહું તો, અહિંસક યુદ્ધથી જ આપણે આપણી રાજકીય સ્વતંત્રતા મેળવી છે. પરંતુ અણજાણપણે જ મેં અહિંસક લડાઈ માની લીધી. ખરું કહું તો તેમાં દોષ હતો તેની ખબર મને હવે જ પડી છે. જો મારી આ ભૂલની સમજ મને વહેલી પડી હોત, તો આજે હજારો નિર્દોષો માર્યા જાય છે, હેરાન થાય છે, તે થવા ન પામત.

"કદાચ એમ પણ બને કે, આ હત્યાકાંડનો તુરત અંત પણ આવે. અને કદાચ અનિવાર્ય હોય તેવી ખૂનરેજીમાંથી નવું હિંદ પણ જન્મે. દુનિયામાં વસતા મારા તમામ મિત્રો તેમ જ હું પોતે એ પ્રાર્થના કરીએ કે મારી ઉપરની ઇચ્છા સફળ થાય, અને હિંદ દુનિયાનો દીવડો બની સહુને સાચો માર્ગ બતાવે.

"જોકે મારે કહેવું જોઈએ કે, આજે તો એ હવાઈ કિલ્લા છે. અને આપણે પણ લશ્કરી બળમાં માનતા થઈ ગયા છીએ. આપણે જ એ હતા કે એક દહાડો બ્રિટિશ અમલમાં લશ્કરી શસ્ત્રસરંજામને વખોડતા હતા. પણ મારે કબૂલવું જોઈએ કે, રાજદ્વારી સ્વતંત્રતા હાંસલ કરી ત્યારથી આપણું લશ્કરી ખરચ ઉત્તરોત્તર વધવા પામ્યું છે. મારા હૃદયની ભયંકર વ્યથા હું ઠાલવું છું. ધારાસભાઓમાં પણ એક પણ કોંગ્રેસીઓમાંથી કોઈ તેનો વિરોધ નથી કરતું. કેવી કરુણ કહાણી? ઊલટાનું આ પેલા સુવર્ણમૃગની જેમ, પશ્ચિમનું થાય તેટલું ખેંચાઈ ખેંચાઈને સાવ ખોટું અનુકરણ કરી રહ્યા છીએ. તેમ છતાંય હું તો આશાવાદી માણસ રહ્યો. એટલે મારી આશા હું છોડતો નથી!"

બીજા પત્રમાં લખાવ્યું:—

"અહીં ક્યાં સુધી રહેવું પડશે તે જાણતો નથી. કદાચ કાયમી પણ રહેવું પડે (મૃત્યુ થાય). દિવસે દિવસે મામલો કાબૂ બહાર જતો હોય તેમ લાગે છે."

પછી થોડી વાર સૂતા. ૬-૩૦ વાગ્યે ઊઠ્યા. ફરતી વેળા નિયમ મુજબ રાજેન્દ્રબાબુજી હતા. રાજેન્દ્રબાબુજી સાથે કૉંગ્રેસના નવસર્જન અંગે વાતો કરી. અને

કોમવાદથી કૉંગ્રેસીએ તદ્દન મુક્ત થવું જોઈએ. નહીંતર એને મેમ્બર થવાનો અધિકાર હોવો જ ન જોઈએ. આ હકીકત બંધારણમાં છે, પણ મારે તો આચરણમાં જોઈએ."

આજે ખૂબ વાદળાં છે. નિયમ મુજબ માલિશ સ્નાન. સ્નાન વેળા રાજાજી આવ્યા. મેં હજામત કરી. રાજાજીએ અને બાપુએ વાતો કરી. રાજાજી મારો વાંસો થાબડીને કહે, "વાહ, કંઈ ન શીખી હોય તોયે આ કામ ખૂબ સરસ રીતે શીખી ગઈ છો!" સહુ હસ્યા. આ લોકોની ખૂબી છે કે, એટલી ગંભીર ચર્ચાઓ, મતભેદો થતા હોય તોયે અંદરોઅંદર વિનોદ કરવાનું ભાગ્યે જ ભૂલે છે.

સ્નાન બાદ સુરેન્દ્રમોહન ઘોષ અને બિર્લાજી આવ્યા. સુરેન્દ્રમોહન ઘોષને બંગાળની જવાબદારી વિષે ખૂબ ખૂબ સંભળાવ્યું. એમણે બંગાળમાં મિલિટરી અને સિપાઈઓ ઓછા હોવાની વાત કરી. આથી બાપુજી ખૂબ જ નારાજ થતા કહે, "હવે હું કોને કહું? તમને વિચાર નથી થતો? તમે બધા કેમ મરવા તૈયાર થતા નથી? તમારા મારા જેવા થોડાક માણસો મરશે તો એની તાકાત અણુબૉમ્બ કરતાંય અનેક ગણી ચઢી જશે. હિંસાનો સામનો હિંસાથી કદી થઈ શકે જ નહીં. અને એમ કરવા જશો, તો તમે કદીય શાંતિ, કે સુખનું જીવન નહીં જીવી શકો, નહીં જીવવા દો."

તેમની સાથે દેશબંધુજી, રાજારામજી અને પાણીપતના મુસલમાનો પણ હતા. સહુએ આ સાંભળ્યું. અને સહુ પર તેની ખૂબ સારી અસર પણ થઈ.

એમના ગયા પછી બાપુજી થોડી વાર સૂતા. જાગ્યા પછી રામેશ્વરદાસજી પ્રણામ કરવા પૂરતા જ આવ્યા. મારવાડી રિલીફ સોસાયટીવાળાઓ આવ્યા હતા. પાણીપતના લોકો પાકિસ્તાન જવા માગે છે. અને બાપુજી રોકવા ઇચ્છે છે. છેવટ એમ નક્કી થયું કે, બાપુએ એક વખત ત્યાં જઈ આવવું.

પ્રાર્થનાસભામાં બાપુજીએ કહ્યું કે,

"ગઈ કાલે ગુરુ નાનકની જન્મજયંતી ગઈ, અને શીખો જો એમના વિચારોને સાચે જ વફાદાર રહ્યા હોય, તો તેઓ અહીં આવ્યા પછી ખૂબ દારૂ પીને ફાવે તેમ વર્તે છે, તેમાંથી મુક્ત થાય. દિલ્હીમાં શરાબખોરી ખૂબ વધતી જાય છે, એવા સમાચાર મને મળતાં હું ખૂબ દિલગીરી અનુભવું છું.

"બીજું દિલ્હીમાં જો મસ્જિદ પાસે લશ્કરી પહેરો ન હોય, તો મસ્જિદોને મંદિરોમાં ફેરવાવી નાખે છે. જો લોકોને સાચે જ શાંતિ જોઈતી હોય, તો સહુએ દુષ્કૃત્ય કર્યું હોય તેને દૂર કરવું જ જોઈએ. પછી આટલા બધા લશ્કરની જરૂર નહીં રહે. અને તેને કારણ અઢળક ખર્ચ બચી જવા પામશે, અને તે બચત સરકાર અનેક ગરીબગુરબાંઓ વચ્ચે વહેંચી નાખશે. આવી જ રીતે આપણી ઘણી દીકરીઓને પાકિસ્તાન ઉઠાવી લઈ ગયા છે. પણ હવે હવે હું સાંભળું છું કે, પૂર્વ પંજાબમાં પણ મુસલમાન કન્યાઓના હાલહવાલ કરવાનું આપણે ચૂકયા નથી. આથી હું વિચારી રહ્યો છું કે, માણસ આટલી નીચી કોટીએ પહોંચ્યો હશે શું?

"એક ક્રૂરતા વાપરે, એટલે સામો પક્ષ પણ ગાંડો બને, તેમાં કોણ શોભશે? ભર સમુદ્રના પાણીનાં બુંદને જો વિખૂટાં પાડીએ તો? પહેલાં તો વિખૂટાં પાડી જ ન શકાય. પણ વિખૂટાં પડે તો? દરેક બુંદ સુકાઈ જાય, અને આટઆટલાં મોટાં જહાજો ચાલે છે, તે અટકી પડે.

"હવે અંકુશ વિષે બે શબ્દો કહીશ. ખાંડ પરથી તો અંકુશ ઊઠી ગયો છે. અને હું માનું છુ કે અનાજ અને કાપડ પરથી પણ થોડા સમયમાં ઊઠી જ જશે. અંકુશો ઊઠી રહ્યા છે તેનો અર્થ એવો નથી કે, તેથી કરીને કારખાનાવાળાઓ જેટલો પૈસો લૂંટાય તેટલો લૂંટે. જોકે હિંદની મોટા ભાગની વસતી તો ગોળ જ ખાય છે. પણ ચામાં ગોળ સહુને નથી ચાલતો. જો ખાંડના ભાવ હદ ઉપરાંત ચઢી જશે, તો લોકો તે નહિ ખાઈ શકે. ખાંડનાં કારખાનાંઓ મુઠ્ઠીભર લખપતિઓના હાથમાં છે. પણ હવે એક ખાય અને બીજો ભૂખ્યો રહે, તે નહીં ચાલે. સહુએ પ્રમાણિક બનવું પડશે.

"હવે એક ત્રીજી વાત કહું. એક ભાઈ લખે છે કે, રેલવેના ત્રીજા વર્ગના ભાડામાં વધારો કરવામાં આવ્યો છે, તેને બદલે જો સરકારને પૈસાની જરૂર હોય તો તમાકુ, ચા, સોપારી, દારૂ, સિનેમા, નાટકો વ૦ મોજશોખની વસ્તુઓ પર વધારે કર નાખે તો સારું નહીં?

"આ ભાઈની વાત સાચી છે. આપણે ખૂબ કરકસર અને સાવધાનીથી રહીએ તો તો હું માનું છું કે, લોકોએ કોઈ ચીજનો કર જ આપવાનો નહીં રહે. આપણો તમામ પૈસો ગામડાંઓને સજીવન કરવા પાછળ જવો જોઈએ."

પ્રાર્થના પછી બાપુજી ફર્યા. ફરતી વેળા મહેરૌલી કૅમ્પ વિષે મારી વાતો કરી. પણ મને રોજ મહેરૌલી

જવાની ના કહી. કારણ કે અહીં મુલાકાતીઓની ભીડ જામે છે, અને નોંધો નથી રહેતી. મારે બદલે બીજી બહેનને તૈયાર કરવા સૂચના આપી.

ફરીને આવ્યા ત્યાં પંડિતજી આવ્યા હતા, તેમની સાથે વાતો કરી. તેમને શરદી હોવાથી ગરમ પાણી પાયું. બાપુજીએ તેમના શરીર પર હાથ લગાડ્યો — તાવ આવ્યો હતો. અને તાવ હોવા છતાંય આવ્યા તે બદલ ઠપકો આપ્યો. પોતે પોતાની પાસેનું હીટર બેસવીને તેમની તરફ મૂક્યું.— આવું જ્યારે જોઈએ છીએ ત્યારે સમજાય છે કે સાચે જ બાપુજી તરફ કોઈ દુશ્મનનું પણ માથું નમ્યા વગર ન જ રહે.

એમના ગયા પછી ૧૦ વાગ્યે બાપુજી સૂતા — પ્રવચન લખ્યું. મેં તેલ ઘસ્યું. પગ દાબ્યા. મીરાંબહેનને માલિશ કર્યું. ડાયરી લખી. થોડી ગપસપ ભાઈસાહેબ સાથે કરી અને હવે સૂવા જાઉં છું.

**મનુબહેન ગાંધી**

# રાજ્યશાસ્ત્રની પરિભાષા

**(જુલાઈ, ૧૯૫૭ના અંકથી ચાલુ)**

## T

Technocracy यंत्रविद्शाही; यंत्रोद्योगशाही
Temperance movement दारूबंधीनी चळवळ
Temporal power दुन्यवी सत्ता
Term अवध (२) सत्र (३) शरत (४) शब्द
Term of Office पदावधि; कारकिर्दी
Termination समाप्ति; अंत
Territorial प्रादेशिक
Territorial Constituency प्रादेशिक मतदारविभाग
Territorial Integrity प्रादेशिक अखंडितता
Territory विस्तार (२) आधीन प्रदेश
Terrorist त्रासवादी; हिंसावादी
Theocracy धर्मशाही; धर्मसत्ताक राज्य
Theorist सिद्धान्तकार (२) सिद्धान्तवादी
Theory सिद्धान्त; वाद
Theory of State राज्यविषयक सिद्धान्त
Theory of wages पगार संबंधी सिद्धान्त
Timocracy रावणशाही
Token Vote प्रतीक मत; सांकेतिक मत
Toll tax रस्तावेरो; टोल
Totalitarianism सर्वसत्तावाद; तानाशाही
Trade Unionism मजूरसंघ-वाद; महाजनशाही
Transfer हस्तांतर; फेरबदली
Transferable Vote फेरवाउ मत
Transferred subjects फाळवेला विषयो; सोंपेला विषयो
Transportation देशनिकाल
Treason देशद्रोह; अमीचंदाई
Treasury तिजोरी, राज्यभंडार
Treasury Bench सरकारी बेठको
Treaty संधि; सुलेह; कोल्करार
Tribunal न्यायपंच
Tribute खंडणी; नजराणुं
Tributory State खंडियुं राज्य
Triennial Election त्रिवार्षिक चूंटणी
Tripartite Treaty त्रिपक्षी संधि
Trotskyite ट्रोट्स्कीवादी; विश्वक्रांतिवादी
Truce युद्धविराम; तहकूबी
Trusteeship Council वालीपणा समिति
Tutelage संरक्षण; आश्रय
Two Party System द्विपक्षी पद्धति
Tyrrany जुल्म; जोरतलबी

## U

Ultimatum आखरी चेतवणी; आखरीनामुं; आह्वान
Ultra vires अधिकारविहोणुं; गेरबंधारणीय; गेरकानूनी
Unanimous सर्वसंमत (२) बिनहरीफ; सार्वभौम
Unauthorised बिनसत्तावार; अनधिकृत
Uncostitutional गेरबंधारणीय
Uncrowned बेताज
Unicamerelism एकगृहवाद
Unilateral एकपक्षीय
Union संघ (२) महाजन
Unionist संघवादी; महाजनवादी
Unit एकम; घटक
Unitarianism एकचक्रवाद
Unitary Government एकतंत्री सरकार; एकचक्री सरकार
United Nations' Organisation युनो; संयुक्त राष्ट्रसंघ
Universal सर्वव्यापी; सार्वजनिक; सार्वत्रिक; सार्वभौम
Universalist विश्ववादी

Universal Manhood Suffrage सार्वत्रिक पुख्त मताधिकार
Universal Succession सार्वत्रिक उत्तराधिकार
Universal Sufferage सार्वत्रिक मताधिकार
Unofficial गेरसरकारी; बिनसत्तावार
Unwritten Constitution अलिखित बंधारण
Unwritten Law अलिखित कायदा
Upper House उपलुं धारागृह
Utilitarianism उपयोगितावाद
Utopia स्वप्नदेश; गगनविहार; सुखावती
Utopian Socialism स्वप्नदेशी समाजवाद

V

Valid खरुं; कायदेसर; चलणी
Vassal State अधीन – खंडियुं राज्य
Verdict अंतिम निर्णय; फेंसलो; चुकादो
Vested Interests स्थापित हितो
Veto वीटो; निषेध; इन्कार
Veto Power निषेधसत्ता; इन्कार-हक
Vice Chairman उपाध्यक्ष; उपप्रमुख
Vice Chancellor उपकुलपति; कुलनायक
Vice President उपप्रमुख
Viceroy वाइसरॉय
Violation of Treaty संधिउल्लंघन; संधिभंग
Visa वीसा; प्रवेश-परवानो
Vital Interest जीवन-हित
Vocational Representation धंधावार प्रतिनिधित्व
Void व्यर्थ; बिनसरकारी; मिथ्या
Vote मत
Vote of Confidence विश्वासनी दरखास्त
Voting Paper मतपत्र

W

Wages Act पगारधारो
War Cabinet युद्ध-मंत्रीमंडळ
War Crime युद्धनो गुनो; युद्धरीतिदोष
War Ministry युद्ध-प्रधानमंडळ
War Potential युद्ध-सामग्री
Whip दंडक
White Collar worker ऊजळियात कामदार
White Paper श्वेतपत्र; सरकारी राजनीति-पत्र
Whithering away of the State राज्यविलयन; राज्य-निर्वाण
World Bank विश्वबेंक
World Politics विश्वनुं राजकारण
World Power विश्वसत्ता
Written Constitution लेखी बंधारण

X Y Z

Xenophobia विदेशी धिक्कारवाद
Zionism यहूदी राष्ट्रवाद

રમેશ મ० ભટ્ટ
રામલાલ પરીખ

# ડેનમાર્કની ‘ફોક-હાઇસ્કૂલો’

## ગ્રામ-પુનર્રચનામાં તેમનો ફાળો

### પ્રાસ્તાવિક

ડેન્માર્કની ‘ફોક-હાઇસ્કૂલ’*ની ચળવળ હિન્દુસ્તાનમાં અજાણી નથી. સમાજશિક્ષણનું કામ કરનારા તો તેનાથી સારી રીતે પરિચિત છે. ભારતમાં આજે ઘણી જનતા કૉલેજો અને લોક-વિદ્યાપીઠો છે અને નવી બનતી જાય છે. પણ આજથી સાઠ સિત્તેર વર્ષ પહેલાંની ડેનમાર્કની ફોક-હાઈસ્કૂલોનું જે ધ્યેય હતું, તે ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખીને હિન્દુસ્તાનની કોઈ લોક-વિદ્યાપીઠ ચાલતી નથી. કોઈ વિદ્યાપીઠ પોતાના અભ્યાસક્રમ દ્વારા સમાજશિક્ષણને માટે કાર્યકર્તાઓ તૈયાર કરવા માગે છે, તો કોઈ યુવાન ખેડૂતોને ગૃહ-ઉદ્યોગો શીખવવા માગે છે. જનતાને ઘોર નિદ્રામાંથી જગાડીને તેનામાં સાહસ પેદા કરવાનું કામ કોઈ કરતું નથી.

બીજું આ વિદ્યાપીઠ ચલાવનારા લોક માને છે કે, એ સંસ્થાઓ સામાન્ય લાયકાતવાળા શિક્ષકોથી ચલાવી શકાય. આ એમની ભૂલ છે. યુનિવર્સિટીઓમાં જ્યાં આટલી જ ઉંમરના લોકો જાય છે, ત્યાં અધ્યાપકોની લાયકાત ઓછામાં ઓછી એમ. એ. રાખવામાં આવે છે. ઉપરના વર્ગોમાં તો અધ્યાપકો તે તે વિષયના પંડિતો હોય છે, ત્યારે લોકવિદ્યાપીઠોમાં સામાન્ય લાયકાતવાળા અધ્યાપકો કેમ સફળ થાય?

હવે ગ્રામપુનર્રચનામાં સમાજશિક્ષણનું સ્થાન નક્કી થવાનું છે, તે પ્રસંગે આ બધી વાત ખ્યાલમાં

* જનતા કૉલેજ અથવા લોક-વિદ્યાપીઠ.

રાખીને ડેનમાર્કની ફોક-હાઈસ્કૂલોનું તાત્ત્વિક સ્વરૂપ રજૂ કરવું ઉપયોગી થઈ પડશે.

### ફોક-હાઈસ્કૂલની ચળવળની ફિલસૂફી

ડેનમાર્કમાં પ્રૌઢ શિક્ષણની ચળવળ શરૂ કરનાર આમવર્ગના લોકો જ હતા. અને તેથી તે ચળવળ આરંભથી અંત સુધી લોકોના સામાજિક જીવન સાથે સંકળાયેલી રહી છે. શરૂઆતમાં એ કામ ખેડૂતોએ કર્યું. આગળ જતાં શહેરના મજૂરોએ પણ એ હિલચાલમાં ભાગ લીધો. આ બે વર્ગના લોકોએ ફોક-હાઈસ્કૂલો કાઢી એટલું જ નહીં, તેમને પોષી અને સમાજમાં તેમને જીવંત અને ગતિશીલ સંસ્થા તરીકે પ્રતિષ્ઠિત કરી.

કેળવણી દ્વારા પોતાનું જીવનધોરણ ઊંચું લાવવાની ભૂખ તો લોકોમાં કેટલાય વખતથી પેદા થયેલી હતી. પણ એને સંતોષવાનું સાધન બતાવ્યું નિકોલાઈ ફ્રેડરિક ગ્રુન્ડવિકે. (જન્મ ૧૭૮૩, મૃત્યુ ૧૮૭૨.) ડેનમાર્કના ઇતિહાસમાં ગ્રુન્ડવિકનું બહુ મહત્ત્વનું સ્થાન છે. ત્યાંના લોકો, ખાસ કરીને ગ્રામીણ જનતા એને પોતાનો ઉદ્ધારક માને છે. ગ્રુન્ડવિક લબ્ધ-પ્રતિષ્ઠ વિદ્વાન, કવિ, તત્ત્વજ્ઞાની, ધર્મગુરુ અને પંડિત હતો. ડેનમાર્કની સરકારે તેને શિષ્યવૃત્તિ આપીને બ્રિટિશ મ્યૂઝિયમમાં ઍંગ્લો-સૅક્સન વિદ્યાઓમાં સંશોધન કરવા ઇંગ્લંડ મોકલ્યો.

ઇંગ્લંડના જીવનની ગ્રુન્ડવિક પર ઘણી અસર થઈ. થોડા દિવસ તે કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં રહેલો. ત્યાંના વિદ્યાર્થીઓ ચોવીસ કલાક સાથે રહીને કેવા એક-બીજાની નિકટ આવી જાય છે, તે તેના જોવામાં આવ્યું. આની તેના પર એટલી અસર થઈ કે, તેણે પોતે લીધેલું કામ છોડી દીધું અને નિશ્ચય કર્યો કે ઍંગ્લો-સૅક્સન સાહિત્યની પાંડુલિપિનાં જૂનાં પુરાણાં થોથાંના અનુવાદ કરવા કરતાં પોતાના દેશબંધુઓનું નૈતિક અને સાંસ્કૃતિક ધોરણ ઊંચું લાવવા માટે કંઈક કામ કરવું વધારે સારું.

"ઉત્સાહ અને વિદ્યોપાર્જન પ્રત્યે અનુરાગથી મોટી કોઈ મૂડી નથી," એવી એની શ્રદ્ધા હતી. અને "વિદ્યાર્થીઓના મગજમાં ખાલી માહિતી ભરવા કરતાં તેમનામાં નવી નવી વસ્તુઓના સંશોધનનો શોખ પેદા કરવો એ કેળવણીનું તાત્ત્વિક સ્વરૂપ છે," એ એની કેળવણી વિષયક દૃષ્ટિ હતી. આથી તેણે પોતાની કલ્પના મુજબની જનતાસ્કૂલોમાં ઇતિહાસ અને સાહિત્યને વિશિષ્ટ સ્થાન આપ્યું. ઇતિહાસ મનુષ્યજીવનના વિકાસનો ક્રમ જાણવા માટે ઉત્તમ સાધન છે અને કાવ્ય તથા સાહિત્ય આધ્યાત્મિક જીવનની પ્રેરણા આપે છે. આ સ્કૂલોમાં દાખલ થનાર વિદ્યાર્થીઓએ પ્રાથમિક કેળવણી પૂરી કરીને તેની સાથે વહેવારુ અનુભવો પણ મેળવેલા હોય છે.

વિદ્યાર્થીઓની ઉંમરની બાબતમાં ગ્રુંડવિકના વિચારો દૃઢ હતા. તે કહેતો કે, આ સ્કૂલોમાં આવનાર વિદ્યાર્થીની ઉંમર ૧૮ થી ૨૫ની હોવી જોઈએ. તે માનતો હતો કે, ૧૮ થી ૨૦ વરસની ઉંમરમાં બુદ્ધિ બહુ તીક્ષ્ણ અને મન પ્રશ્નોથી ભરેલું હોય છે અને એ ઉંમરમાં જીવનની વાસ્તવિકતા સમજવાની તાલા-વેલી હોય છે. તેની દૃઢ માન્યતા હતી કે, આ ઉંમરના વિદ્યાર્થીઓને અનુભવી માર્ગદર્શકો મળવા જોઈએ. જેમની સાથે તેઓ રાતદિવસ રહે, તેમની સાથે ચર્ચા-વિચારણા કરે અને પોતાની સમસ્યાઓ અને બીજી ગૂંચવણો વિશે તેમની સાથે ચર્ચા કરે. વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઘણી મોટી ન હોવી જોઈએ; જેથી અધ્યાપકો વિદ્યાર્થીઓ પર વ્યક્તિગત ધ્યાન આપી શકે.

અધ્યાપકો બાબત તે કહેતો કે, ફોક-હાઈસ્કૂલોમાં ઓછી લાયકાતવાળા અધ્યાપકો નહીં ચાલે. આમ-જનતાની કેળવણી માટેની આ શાળાઓમાં અધ્યાપકો એવા જોઈએ કે જેમના મોઢામાંથી નીકળેલો એક એક શબ્દ વિદ્યાર્થીઓના દિલમાં તીરની પેઠે ચોંટી જાય.

શિક્ષણના સાધન તરીકે પુસ્તકો અને એવી બીજી સામગ્રીની તે વિરુદ્ધ હતો. તેને બદલે તે જેને 'ભાષાનું જાદુ' કહે છે તે 'મોંઢામાંથી નીકળેલી વાત'ને પ્રથમ સ્થાન આપતો. તે કહેતો કે, "મારી શાળામાં કોઈ

પણ પ્રકારની પરીક્ષા લેવામાં નહીં આવે, કોઈ ડિગ્રી કે ડિપ્લોમા પણ આપવામાં નહીં આવે, તેમ જ કોઈ કાયદાનો વિષય પણ ભણાવવામાં નહીં આવે." તેની શાળાનો ઉદ્દેશ "વિદ્યાર્થીઓની દૃષ્ટિ વિશાળ કરવાનો અને તેમના દિલમાં પ્રેમની જ્યોતિ પ્રગટાવવાનો તથા તેમનામાં ભાઈચારો પેદા કરવાનો હતો; નહિ કે શક્તિ અને બળના ઉપયોગમાં હાજી–હા કરવાનું શીખવવાનો."

### ચળવળની ઐતિહાસિક ભૂમિકા

લગભગ બધા જ તત્ત્વજ્ઞાનીઓની બાબતમાં બને છે તેમ ગ્રુન્ડવિક પણ પોતાની કલ્પનાને આકાર ન આપી શક્યો. પરંતુ તેણે પોતાની પ્રચાર-શક્તિના બળથી ફોક-હાઈસ્કૂલો કાઢનારા કાર્યકર્તાઓ પેદા કર્યા. સૌથી પહેલાં ફોક-હાઈસ્કૂલની પદ્ધતિનો ઉપયોગ એક રાષ્ટ્રીય ચળવળમાં કરવામાં આવ્યો. ભાષા અને સંસ્કૃતિના ક્ષેત્રમાં જર્મનીના વધતા જતા પ્રભાવને રોકવાને માટે ૧૮૪૪માં એક રાષ્ટ્રીય નેતાએ પહેલી ફોક-હાઈસ્કૂલ દક્ષિણ ડેનમાર્કના એક ભાગમાં, જ્યાં જર્મની અને ડેનમાર્કની સીમાઓ મળે છે ત્યાં, કાઢી.

પાંચેક વરસ પછી ૧૮૪૯માં ત્યાં ડેનમાર્કમાં સર્વવ્યાપી ચળવળને અંતે યુગાન્તકારી પરિવર્તન થયું. તેને પરિણામે ત્યાં રાજાની સર્વોપરી સત્તા ખતમ થઈ અને પ્રજાને લોકશાહી બંધારણ મળ્યું. હવે જનતાને શાસનની લગામ સંભાળવાની હતી, એટલે સ્વાભાવિક રીતે જ ખ્યાલ આવ્યો કે, તેણે કેળવણી તરફ ધ્યાન આપવું જોઈએ, જેથી પોતે નવી આવેલ જવાબદારી પાર પાડી શકે.

એ કેળવણીનું સ્વરૂપ કેવું હોય તેનો બહુ વિચાર કરવાની જરૂર નહોતી. કારણ કે ગ્રુન્ડવિકના શિક્ષણે પ્રજાના દિલમાં એવું ઘર કર્યું હતું કે એ પ્રશ્નનો જવાબ શોધવા બહુ રોકાવું ન પડ્યું.

આ વખતે ગ્રુન્ડવિકને તેની પોતાની કેળવણી વિષયક કલ્પનાને આકાર આપી શકે તેવો સાથી ક્રિસ્ટન કોલ્ડ મળી ગયો. તે મોચીનો છોકરો હતો. તેનાં માબાપે તેને અધ્યાપકની ડિગ્રી લેવા એક ટ્રેનિંગ સ્કૂલમાં મોકલ્યો. એ સ્કૂલમાં ચાલતી ગોખણપટ્ટીની પદ્ધતિ તેને ન ગમી અને તેનો તેણે વિરોધ કર્યો. પરિણામે તેને એ સ્કૂલ છોડવી પડી. ત્યાર પછી તેણે નોકરી શોધવાનો પ્રયત્ન કર્યો, પણ તેના સ્વતંત્ર વિચારોને કારણે કોઈ કેળવણીની સંસ્થામાં નોકરી પણ ન મળી અને ગુજરાન કેમ ચલાવવું એ પણ એક પ્રશ્ન થઈ પડ્યો.

આ વખતે ડેનમાર્કમાં ગ્રુન્ડવિકની કેળવણીનો પ્રચાર જોરથી ચાલતો હતો. કોલ્ડ ગ્રુન્ડવિકને મળ્યો. તેમના વિચારોમાં સમતાનતા જણાઈ એટલે એ તેમાં જોડાયો.

કોલ્ડે ઈ. સં. ૧૮૫૦માં રાયજલિંગમાં ફોક-હાઈસ્કૂલની સ્થાપના કરી. લોકો એના આ પ્રયત્નને અવહેવારુ ને તરંગી માની તેની ઉપેક્ષા કરવા લાગ્યા. પરંતુ કોલ્ડની શ્રદ્ધા અડગ હતી. તે પોતાના કામમાં મંડ્યો રહ્યો. તેની દૃઢ શ્રદ્ધા અને નિષ્કામ પ્રયત્નને પરિણામે બીજે વરસે ફોક-હાઈસ્કૂલની ચળવળ જોરમાં ચાલવા લાગી અને તેની તથા બીજી ફોક-હાઈસ્કૂલોમાંથી તૈયાર થઈને નીકળેલા હોશિયાર અને સાહસિક યુવાનોએ પોતપોતાના ગામમાં તેવી સ્કૂલો કાઢવા માંડી.

ફોક-હાઈસ્કૂલોમાં કોઈ વિષયનું પદ્ધતિસરનું શિક્ષણ અપાતું નહોતું. એથી ઊલટું ત્યાં વહેવારિક અનુભવોની ભૂમિકા પર બુદ્ધિ ખીલવવાનો અને ભાવનાઓ કેળવવાનો પ્રયત્ન કરવામાં આવતો. વિદ્યાર્થીઓ ત્યાંથી નીકળ્યા પછી અધ્યાપકો તરીકે કામ કરે અથવા બીજી નોકરી કરે એવી આશા રાખવામાં આવતી નહોતી. વિદ્યાર્થીઓ અહીંથી ગયા પછી પોતપોતાનો ધંધો કરે, તેમની દૃષ્ટિમાં વિશાળતા આવે, તેમનાં મગજનાં દ્વાર ખૂલે અને દિલમાં કંઈક કરી છૂટવાની તમન્ના પેદા થાય, એ અહીંના શિક્ષણનો ઉદ્દેશ હતો.

૧૮૬૪માં ડેનમાર્કને જર્મની સાથે યુદ્ધ થયું, જેમાં ડેનમાર્કને હાર ખાવી પડી. આથી ડેનમાર્કના લોકો નિરાશ થયા અને હિંમત હારી બેઠા. આ રાષ્ટ્રીય

સંકટ વખતે ફોક-હાઈસ્કૂલોનું નેતૃત્વ કામમાં આવ્યું. એમના પ્રયત્નથી દેશ નિરાશાના ભયંકર અંધકારમાંથી બહાર નીકળી શક્યો. તેમણે હાકલ કરી કે, "હજી કંઈ ગયું નથી. ઊઠો, પોતાનું ઘર વ્યવસ્થિત કરો. બહાર ખોયેલું આપણે આપણા ઘરમાં મેળવી લઈશું. આ પરાજયને માર્ગ બતાવનાર માનો. વિજય કરતાં પરાજયમાં આંખ ઊઘડે છે."

આ હાકલની સારી અસર થઈ અને ૧૮૬૪–૭૦ દરમિયાન દેશમાં લગભગ ૫૦ ફોક-હાઈસ્કૂલો નીકળી.

### વિશેષતાઓ

૧. આ સ્કૂલો છાત્રાલય સાથેની હોય છે. ત્યાં વિદ્યાર્થીઓ સાથે રહે છે, સાથે ખાય છે, સાથે ભણે છે, સાથે કામ કરે છે.

૨. આ સ્કૂલોના અભ્યાસક્રમમાં કોઈ વિષયની પદ્ધતિસરની કેળવણી આપવામાં આવતી નથી, તેમ જ કોઈ ધંધાની કેળવણી પણ નથી અપાતી. એથી ઊલટું સાંસ્કૃતિક અને મનની વૃત્તિઓની કેળવણી પર ભાર મૂકવામાં આવે છે. જેથી વિદ્યાર્થીઓની દૃષ્ટિ વિશાળ અને ગંભીર થાય. સમાજવિદ્યા ફરજિયાત વિષય તરીકે રાખવામાં આવે છે.

૩. પુસ્તકોને બદલે મૌખિક શિક્ષણ અને વાતચીત પર વધારે ભાર મૂકવામાં આવે છે. અધ્યાપકો ને વિદ્યાર્થીઓ મળીને વિચારવિનિમય કરે છે. કોઈ વિષયની પરીક્ષા નથી લેવાતી.

### ડેનમાર્કની સામાન્ય જનતા પર અસર

૧. રાષ્ટ્રીય સંસ્કૃતિ અને અભિરુચિ પર પડેલી જર્મનીની અસર દૂર કરી યુવાનોમાં આશા અને ઉત્સાહ પેદા કર્યાં.

૨. ૧૮૪૬માં અનાજના વેપાર પરથી નિયંત્રણ દૂર થયું અને દરેક દેશને મુક્ત વેપારની છૂટ મળી, તેનો લાભ લઈને ડેનમાર્કે પોતાના અનાજથી ઈંગ્લંડનું બજાર ભરી દીધું.

૩. ૧૯ મી સદીના અંતમાં ઈંગ્લંડે બીજા દેશોમાંથી પણ અનાજની આયાત કરવા માંડી અને તેથી ડેનમાર્કના ખેડૂતો નિરાશ થયા. આ વખતે પણ ફોક હાઈસ્કૂલે એ માર્ગ બતાવ્યો કે, ભલે આપણે અનાજના વેપારમાં બીજા મોટા દેશોનો મુકાબલો ન કરી શકીએ; પણ ઇંગ્લંડના બજારમાં માંસ, મરઘી, દૂધ અને દૂધમાંથી બનતી વસ્તુઓ નથી. આપણાં ખેતરોમાં અનાજને બદલે ઘાસચારો વાવો અને દૂધ, માંસ વગેરેની પેદાશ વધારો.

આજે આખી દુનિયામાં દૂધ માખણના વેપારમાં ⅓ વેપાર ડેનમાર્કના ખેડૂતોનો છે.

૪. સહકારી પ્રવૃત્તિ : ડેનમાર્કમાં આ પ્રવૃત્તિ ૧૮૪૪ની આસપાસ શરૂ થયેલી, પણ ૧૮૮૦ સુધી તેમાં વિશેષ સફળતા નહોતી મળી. પછીનાં આઠ દશ વરસમાં, એટલે કે ફોક-હાઈસ્કૂલોના વિકાસયુગમાં, તેમની કેળવણીના પરિણામે લોકોમાં સહકાર અને વિશ્વાસની લાગણી પેદા થઈ. આ બધાને પરિણામે ૧૮૮૦ પછી સહકારી પ્રવૃત્તિએ ખૂબ પ્રગતિ કરી.

ફોક-હાઈસ્કૂલોને પરિણામે પ્રજામાં એવી જાગૃતિ આવી કે, લોકો પોતાનું જીવનધોરણ ઊંચું લાવવામાં સફળ થયા એટલું જ નહિ, રાજકીય ક્ષેત્રમાં પણ તેમનો વિજય થયો. ત્યાંનો ખેડૂત જે એક વખતે જમીનદારની ગુલામી કરતો, જંગલીની પેઠે જીવતો, જર્જરિત ઘોલકાંમાં પડી રહેતો, તેનો અર્ધા સૈકાથીયે ઓછા સમયમાં દેશના રાજકારણ પર પ્રભાવ પડ્યો. અને હજી સુધી પાર્લામેન્ટમાં તેના પ્રતિનિધિઓની બહુમતી છે અને તેના પક્ષની સરકાર છે.

આજે ડેનમાર્કનો ખેડૂત કે કારીગર જેને મળો તે વહેવારકુશળતા ને પ્રસન્નતાની મૂર્તિ હોય છે. તે ખેડૂત છે, કારીગર છે, શહેરનો કોઈ નાગરિક છે, કે રાજ્યનો અમલદાર છે, એ કહેવું મુશ્કેલ થઈ પડે છે.

મતલબ કે, ડેનમાર્કની ફોક-હાઈસ્કૂલોએ ખેડૂતો અને ગ્રામવિસ્તારના પુનર્નિર્માણમાં એટલો મહત્ત્વનો ફાળો આપ્યો છે કે દૂરથી જોનારને એ એક ચમત્કાર સમાન લાગે છે.

'तालीम व तरक्की', ડિસે. '૫૬. અનુ૦ **કરીમભાઈ વોરા**
(હિન્દી પરથી)

# ટપાલપેટી

## ગુજરાત યુનિવર્સિટીનું માધ્યમ

ગુજરાત કૉલેજ, અમદાવાદ,ના જુનિયર બી૦ એ૦ વર્ગમાં ભણતો એક વિદ્યાર્થી નીચે પ્રમાણે લખી એક તદ્દન સાચી ફરિયાદ રજૂ કરે છે: —

"આ વર્ષે હું અમદાવાદની ગુજરાત કૉલેજમાં જુનિ૦ બી૦ એ૦ ના વર્ગમાં આવ્યો છું. મુંબઈ સરકારે પાંચમા ધોરણથી અંગ્રેજી કાઢયું તે વખતનો — તે રીતે ગુજરાતી માધ્યમ દ્વારા ભણતો આવેલો વિદ્યાર્થી હું કહેવાઉં. મારી સાથે મારો પાડોશી મિત્ર, તે જ રીતે ગુજરાતી માધ્યમ દ્વારા ભણતો આવેલો છે, અને તે કૉમર્સ કૉલેજમાં છે.

"ઇન્ટરના વર્ષ સુધી ગુજરાતી ભાષામાં પાઠ્યપુસ્તકો વખતસર તૈયાર થઈ બહાર પડતાં જતાં હતાં; પરંતુ આ વર્ષે અચાનક કંઈ રુકાવટ થયેલી લાગી. અને કૉલેજો શરૂ થયે તો પ્રોફેસરો વર્ગમાં કહેવા લાગ્યા કે, ગુજરાત યુનિવર્સિટીએ ડહાપણભરેલો નિર્ણય લઈને છેલ્લાં બે વર્ષ (જુનિયર તથા સિનિયર) અંગ્રેજી માધ્યમ વાપરવાનું ઠરાવ્યું છે. કૉમર્સ કૉલેજમાં તો એક પ્રોફેસરે 'અત્યાર સુધી યુનિવર્સિટીએ આદરેલી ગાંડપણની પરંપરાઓમાં એકમાત્ર ડહાપણ' તરીકે તે નિર્ણયને ઓળખાવ્યો.

"તાજેતરમાં અમારી કૉલેજમાં ગુજરાતી માધ્યમથી વર્ગો લેતા એક પ્રોફેસરની બદલી થઈ અને તેમને બદલે માત્ર અંગ્રેજી માધ્યમ વાપરી શકે તેવા પ્રોફેસરને મૂકવામાં આવ્યા. અમે બધાએ અરજી કરીને અંગ્રેજી માધ્યમ સમજવામાં પડતી મુશ્કેલી પ્રિન્સિપાલ સાહેબ આગળ રજૂ કરી. પરંતુ કંઈ વળ્યું નહીં.

"હવે તો જાણે એના જવાબમાં હોય તેમ, અમારા પ્રોફેસરે વર્ગમાં જણાવ્યું કે, 'સિનિયર' વર્ષમાં તો અંગ્રેજી માધ્યમ જ વપરાશે, એટલે તમારે અત્યારથી ટેવાતા જવું જોઈએ.

"આ પરિસ્થિતિ અકળાવનારી છે. જો યુનિવર્સિટીએ ખરેખર નક્કી જ કર્યું હોય કે, અંગ્રેજી માધ્યમ છેવટે બે વર્ષ દરમિયાન વાપરવું ફરજિયાત છે, તો તેમ તેણે સ્પષ્ટ કરવું જોઈએ. અત્યાર સુધીના છાપામાં આવેલા તેના ઠરાવો જોતાં એમ થયું જણાતું નથી. તો પછી પાછલે બારણેથી આવી રીતે અંગ્રેજી માધ્યમની વાત યુનિવર્સિટીને નામે શી રીતે થાય છે, તે સમજાતું નથી......

"માબાપોની સ્થિતિ આ બાબતમાં કંઈક વિચિત્ર છે. તેઓને પોતાનાં છોકરાંઓ જેટલું અંગ્રેજી વધુ પામે તેટલાં નહેરુ-સરકારની નોકરીને વધુ લાયક થાય, તેવો લોભ છે. એટલે યુનિ૦ સત્તાવાળાઓ તથા માબાપ વચ્ચે લોભિયા-ધુતારાનો ન્યાય પ્રવર્તે છે. એ સ્થિતિમાં વિદ્યાર્થીઓની દશા-અવદશા અંગે કોઈ વિચાર કરતું નથી. પછી વિદ્યાર્થીઓ અભ્યાસ પાછળ ધ્યાન નથી આપતા, તોફાની થતા જાય છે, વગેરે પોકારો પાડવા વ્યર્થ છે. વિદ્યાર્થીને સમજવા કોઈ પ્રયત્ન જ કરતું નથી."

ગુજરાત કૉલેજ સરકારી છે. તેથી બીજી કૉલેજો કરતાં તેની જવાબદારી વધારે ગણાવી જોઈએ. માધ્યમનો સુધારો યુનિવર્સિટીએ રાજ્યના કાયદાના ફરમાન મુજબ કર્યો છે. તેને પ્રામાણિકપણે અમલમાં ઉતારવાની સીધી ફરજ અને જવાબદારી યુનિવર્સિટીની છે; તેની સાથોસાથ આડકતરી રીતે છતાં સરકારની પણ તેમાં સહકાર, મદદ અને સહાનુભૂતિ સદ્ભાવ આપવાની ફરજ છે જ. ઉપરના પત્રમાં વિદ્યાર્થી કહે છે કે, એક અધ્યાપક બદલાયા ને નવા આવ્યા તેમણે અંગ્રેજીમાં ચલાવવા માંડયું! સરકારે જો જોયા વિચાર્યા વગર બદલી કરી હોય અને ગુજરાતી કે હિંદીમાં ન શીખવી શકે એવો માણસ મૂક્યો હોય, તો તેણે ભૂલ કરી અને પોતાના જ કાયદાનું તથા યુનિ૦ના સ્ટૅટ્યૂટનું અપમાન થવામાં અજાણ્યે છતાં સાથ પૂર્યો, એમ ન કહેવાય?

યુનિ૦નો માધ્યમ વિષેનો ઠરાવ ફર્યો નથી. અને આ વરસે બી૦ એ૦માં તેનો વિધિસર અમલ શરૂ થવો જોઈએ, એવું તે ઠરાવ સ્પષ્ટ ફરમાવે છે. એટલે કૉલેજો તે મુજબ ચાલવા લાગવી જોઈએ. તેથી બીજી ત્રીજી સમજ જો ચાલતી હોય, તો તે પાયા વગરની છે.

છેલ્લા ફકરામાં વિદ્યાર્થી લખે છે તે ગંભીર વાત છે. તેમાં શિસ્ત વિષે જે ઇશારો છે, તે ખાસ નોંધપાત્ર વિચાર માનું છું. વિદ્યાર્થીની શિસ્ત, મૂળે જોતાં, વિદ્યાની પ્રામાણિક અને જીવંત ઉપાસના જો ચાલે, તો જ પેદા થાય; તે વગરનાં બીજાં સાધનો ફાંફાં નહીં તોપણ ટાભાટેભી જ થઈ રહેવાની તેનાથી કામ નહીં સરે. આ દૃષ્ટિએ પણ હિંદના શિક્ષણકારો અને સરકાર માધ્યમના પ્રશ્નને જુએ તો સારું. પ્રજાને આગળ ચાલવા દેવી છે કે ફાવેલા વર્ગોએ વચ્ચે આડ રાખવી છે?

મગનભાઈ દેસાઈ

# પરિશ્રમ કરીને જીવો

એક ગરીબ ખેડૂત શ્રીકૃષ્ણ ભગવાનની ખૂબ શ્રદ્ધાથી ભક્તિ કરતો હતો. એની નિર્મળ ભક્તિ જોઈને ભગવાન તેના પર પ્રસન્ન થયા. એક દિવસ તેની આગળ પ્રગટ થઈને ભગવાને તેને કહ્યું : "વત્સ, તને જે ગમે તે વરદાન માગ."

ભગવાનને આમ એકાએક પોતાની સામે ઊભેલા જોઈને ખેડૂત અચંબો પામી બેબાકળો બની ગયો. શું માગવું એ તેને સૂઝ્યું નહીં.

આથી હસીને ભગવાન બોલ્યા : "સંકોચ ન કર. જે તારી ઇચ્છા થાય તે માગ. પરંતુ એટલું અવશ્ય ધ્યાનમાં રાખજે કે, જે હું તને આપીશ, તે તારા પાડોશીઓને પણ વિના માગ્યે મળશે."

ખેડૂતમાં જરા હિંમત આવી. તેણે હાથ જોડીને પ્રાર્થના કરી : "હે ગોપાળ, મારે માટે આના કરતાં વધારે ખુશીની વાત બીજી કઈ હોય કે, હું જે માગું તે મને મળી જાય? પ્રભો! મારા મનમાં કોઈની પ્રત્યે ઈર્ષા-દ્વેષ નથી. મારે માટે વધારે આનંદની વાત તો એ છે કે, મને જે મળે તે મારા પાડોશીઓને પણ મળે."

ભગવાન અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા : "તું ઘણો નેક માણસ છે, એ હું જાણું છું. હવે તને જે જોઈએ તે માગ. પરંતુ જરા થોભ. તું પહેલો તારી ઘરવાળી સાથે આ બાબતમાં વાતચીત કરી લે તો સારું. કારણ કે, તને જે વરદાન આપીશ તે પછી બદલી શકાશે નહીં."

ખેડૂતે જવાબમાં કહ્યું, બરોબર છે, બાપજી! ઘરવાળીને પૂછીને જ તમને જણાવીશ. ખરી રીતે મને હમણાં શું માગવું એની સમજ પણ પડતી નથી! પરંતુ તમે મને આવતી કાલ સુધીની મુદત આપશો ખરા?"

"જરૂર. તું કાલ સુધીમાં નક્કી કરી લેજે." એટલું કહીને ભગવાન અંતર્ધાન થઈ ગયા.

ખેડૂતે ઘેર જઈને રાતે પોતાની પત્નીને ભગવાનના વરદાનની વાત કહી. બંનેએ એના પર ખૂબ ખૂબ વિચાર કર્યો કે, ભગવાન પાસે શું માગવું. લાંબા સમય પછી તેઓ એક નિર્ણય પર આવ્યાં.

બીજે દિવસે જ્યારે ખેડૂતે ભગવાનનું ધ્યાન ધર્યું ત્યારે તે આછું આછું હસતા પ્રગટ થયા અને ખેડૂતને પૂછવા લાગ્યા : "કેમ ભાઈ, શો નિશ્ચય કર્યો?"

"હે કરુણાના અવતાર, મારા પર નાખુશ ન થતા. હું એક ગરીબ ખેડૂત છું. મારામાં બુદ્ધિ પણ બહુ ઓછી છે. મારી પત્નીની સાથે મસલત કરીને કંઈ વિચાર્યું છે ખરું." ખેડૂતે બોલવા માંડ્યું.

"હાં, હાં; કહે. તું જે માગશે એ તને જરૂર આપીશ. પરંતુ મારી શરત યાદ છે ને? જે વસ્તુ તને મળશે એ તારા ગામ-લોકોને પણ મળશે."

"દયાનિધિ! બધું બરોબર યાદ છે. મને એવું વરદાન આપો કે, મારી પેટી રૂપિયાથી ભરાઈ જાય. હું તેમાંથી કેટલાય રૂપિયા કાઢું, તોયે તે કદી ખાલી ન થાય. મારી આ જ અભિલાષા છે." ખેડૂતે પોતાની ઇચ્છા આમ પ્રગટ કરી.

ભગવાન જરા થોભ્યા; પછી બોલ્યા : "ભાઈ, રૂપિયાની લાલચ તને ક્યારથી સતાવવા લાગી છે? તું પહેલાં ધનનો લોભી ન હતો."

પરંતુ ખેડૂતે વિનયપૂર્વક આગ્રહ કર્યો કે, તેને જે વરદાન જોઈએ છે તે એને મળી જાય તો સારું.

"તથાસ્તુ!" કહીને ભગવાન ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

વાત એમ હતી કે ખેડૂતની પત્ની એવું માનતી હતી કે, જો પાસે પૈસા હોય તો દુનિયાની બધી વસ્તુઓ સુલભ થઈ જાય છે.

ખેડૂતને પણ આ વાત ગળે ઊતરી ગઈ હતી.

તેણે ઘેર આવીને પેટી ઉઘાડીને જોયું તો તે રૂપિયાથી ખીચોખીચ ભરાયેલી હતી!

બીજે દિવસે તે ખીસામાં ખૂબ રૂપિયા ભરીને બજારમાં કપડાં ખરીદવા નીકળ્યો. તેને પોતાની પત્નીને માટે સાડીઓ ખરીદવી હતી.

રસ્તામાં તેને જેટલા લોકો મળ્યા એ બધા ખૂબ આનંદમાં મહાલતા દેખાયા. ખેડૂતને વરદાનની શરતનો ખ્યાલ આવ્યો કે, એને એકલાને જ કંઈ ઓછું વરદાન મળ્યું છે! બીજાની ખુશી જોઈને તે પણ ખૂબ રાજી થયો.

તે એક કાપડિયાની દુકાને ગયો અને દુકાનદારને કહેવા લાગ્યો : "સારી સાડીઓ કાઢીને મને બતાવો."

"શું આપશો?" દુકાનદારે ખેડૂતને પૂછ્યું.

"તમે જે કિંમત માગશો તે હું ખુશીથી આપીશ. ચાલો, સાડીઓ બતાવો જોઉં." ખેડૂતે જવાબમાં કહ્યું.

પરંતુ દુકાનદાર ખેડૂતના જવાબથી પ્રભાવિત ન થયો. તે કહેવા લાગ્યો : "કિંમત? મારે પૈસા ન જોઈએ. રૂપિયા-પૈસાની હવે કશી કિંમત રહી નથી! એ તો સૌની પાસે ખૂબ ખૂબ છે. મને તો એ બતાવો કે, સાડીઓના બદલામાં મને તમે અનાજ કેટલું આપી શકશો?"

"શું કહ્યું? રૂપિયાની કશી કિંમત રહી નથી? એવું કદી બને ખરું?" ખેડૂતે આશ્ચર્યચકિત થઈને પૂછ્યું. એને એમ લાગ્યું કે, દુકાનદાર કદાચ એની મશ્કરી તો નથી કરતો ને?

દુકાનદારે કહ્યું : ભાઈ, હવે દરેકની પાસે જોઈએ તેટલા રૂપિયા-પૈસા થઈ ગયા છે. કોઈને એની જરૂર હવે રહી નથી. તેથી એની કિંમત પણ ઘટી ગઈ છે."

દુકાનદારે એને ખૂબ સમજાવ્યો, પણ ખેડૂતની સમજમાં એ વાત ન આવી. તે ત્યાંથી બીજી દુકાને, બીજીથી ત્રીજી દુકાને ગયો; એમ કેટલીયે દુકાને ફરી વળ્યો. પરંતુ સૌનો એક જ જવાબ હતો : "ઘઉં, ચોખા, દાળ, ચણા એવું કશું અનાજ લઈ આવો; રૂપિયા અમારે ન જોઈએ."

બિચારો ખેડૂત પરેશાન થઈ ગયો. જ્યારે જ્યારે તે કોઈ પણ વસ્તુ ખરીદવા જતો, ત્યારે ત્યારે આ જ મુશ્કેલી આવતી. પૈસા લેવાની બધા ના પાડતા.

છેવટે તેણે એક દિવસ ભગવાનનું ધ્યાન ધર્યું અને પ્રાર્થના કરી : "હે કૃષ્ણ, તેં

મને છેતર્યો! આવા વરદાનને લઈને હું શું કરું?"

ભક્તની અરજ સાંભળીને ભગવાન પ્રગટ થયા અને બોલ્યા: "અરે ભાઈ, મેં તને છેતર્યો નથી; તું તારી જાતે જ ધોખામાં પડ્યો છે!"

"પરંતુ બાપજી, હવે હું શું કરું? આ રીતે તો અમે બધાં મરી જઈશું." ખેડૂતે ગળગળા અવાજે કહ્યું.

"તો પછી વરદાનને પાછું લઈ લઉં?" ભગવાને હસતાં હસતાં પૂછ્યું.

ખેડૂતના જીવમાં જીવ આવ્યો. તે કહેવા લાગ્યો: "હા, મહારાજ! તમારી માયા તમે સમેટી લો. મારે વરદાન ન જોઈએ. હું પહેલાંની માફક મારા પોતાના પરિશ્રમથી જીવવા ચાહું છું."

શ્રીકૃષ્ણ હસતા હસતા બોલ્યા: "એ બરોબર છે. તું પણ પરિશ્રમ કરીને જીવ અને બીજા લોકો પણ પરિશ્રમ કરીને જીવો. એમાં જ જગતનું કલ્યાણ છે."

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

અનુ૦ મુ૦ ક૦

# વિચારતરંગિણી

## ૧
## હાર્દિક આભાર

ગુજરાત યુનિવર્સિટીની સેનેટે, તેના વાઇસ-ચાન્સેલરની નિમણૂકને માટે, ભલામણ રૂપે ચાર નામ મોકલવાનાં હોય છે, જેમાંથી ચાન્સેલર એકને નીમે. તે ચારમાં એક તરીકે સેનેટે મારી વરણી કરી છે, તેને માટે હું સેનેટના સૌ સભ્યોનો હાર્દિક આભાર માનું છું. આ નામો હવે સરકારમાં જશે. તેથી અત્યારે આ બાબતમાં મારે વિશેષ ચર્ચા કરવી ઘટે નહીં. સેનેટે આ વરણી દ્વારા મારામાં જે વિશ્વાસ વ્યક્ત કર્યો છે, તેને માટે ઊંડો આભાર દર્શાવવા પૂરતું આ લખું છું.

૮-૧૦-'૫૭

## ૨
## સત્તા અને બેજવાબદારી

ગયા મહિનાની ૧૩મી તારીખે પં૦ જવાહરલાલ દિલ્હી યુનિવર્સિટીની એક સમારંભ-સભામાં ગયા હતા. ત્યાં એમણે એક બહુ મજાની વાત કરી. પોતાના એક જૂના સાથીએ તેમને કહ્યું હશે તે ટાંક્યું કે, "તમે સત્તામૂઢ થઈ ગયા છો; અને લૉર્ડ ઍક્ટનનું પેલું વાક્ય તો તમે જાણો જ છો કે, 'સત્તા ભ્રષ્ટકારક છે અને સદંતર સત્તા સદંતર ભ્રષ્ટકારક છે."

આમ કહીને પંડિતજીએ કહ્યું, "વાત તો ઠીક છે. પણ ખરેખર કોઈની પાસે સદંતર સત્તા સંભવે ખરી? જબરામાં જબરી આપખુદીમાંય તેમ સંભવતું નથી, તો લોકશાહીમાં તો એ કેમ જ સંભવે!"

અને વિવેચન કરતાં આગળ તેમણે કહ્યું કે, ઉપરની ટીકાની કે કોઈની બીજાની પણ જલદમાં જલદ ટીકા સામેય ફરિયાદ ન હોઈ શકે; બલ્કે તે આવકારપાત્ર લાગવી જોઈએ.

પરંતુ, તેમણે વાત આગળ ચલાવી કે, સાથીના એ વાક્ય પરથી મને લૉર્ડ ઍક્ટનના જેવું બીજા એક જણે-યોજેલું વાક્ય યાદ આવ્યું કે, "બેજવાબદારી ભ્રષ્ટકારક છે અને સદંતર બેજવાબદારી સદંતર ભ્રષ્ટ-કારક છે."

સત્તા કોઈ પણ રીતની હો, — ધનની, પદની, અમલની કે કોઈ જાતની,— તેનો કેફ ચડે છે. પણ એનો અર્થ એટલો જ કે, માણસ બેજવાબદાર બને છે; બીજાને વિષે બેપરવા બને છે. અને લોકશાહીમાં સત્તા કે પદ ઉપર જવાબદારીનું વજન હોય છે.

રાજાશાહી આપખુદી અને લોકશાહીમાં આ જ ફરક મુખ્ય છે. પ્રજા જાગ્રત રહીને લોકશાહી સરકારનો જવાબ માગી શકે છે.

લૉર્ડ ઍક્ટનના ઉપરના વાક્યને મળતી એક શાણી શીખ આપણે ત્યાં કહેવાય છે: રાજા કાચા કાનના હોય; એને ખુશામત વહાલી લાગે છે. રાજાને બદલે સત્તાધારી માનીએ તોય ચાલે. કોઈ પણ બાબતમાં એને ચારે બાજૂથી સાંભળવાનું મળે. પણ સૌ સરખી રીતે કહી કે સંભળાવી નથી શકતા. કોઈને લાગ હોય અને કોઈને ન હોય. એટલે, આપોઆપ અમુક બાબત પહોંચતી રહી જાય. તેથી જ છાપાં લોકશાહીમાં કીમતી કામ કરનારાં મનાય છે. તેમાં બધી વાતો ચલવાય. જોકે તેઓ પણ આમ સત્તાવાન બને છે, તેથી તેમાંય 'કાચા કાન' અને ખુશામત-પ્રેમ ઘર આવી શકે છે. છતાં જેને છાપું કાઢવું હોય તે કાઢીને, સત્તાને ભાંડી પણ શકે છે, એવી છૂટ લોકશાહીમાં રહે છે.

અને ગાંધીજીએ એથી આગળ વધીને સત્યાગ્રહનું સાધન યોજ્યું, તેથી એકલ વ્યક્તિને પણ કાર્ય દ્વારા સંભળાવવાની યુક્તિ મળી છે. પરંતુ છાપા પેઠે, — તેનાથી વધારે, — એની આવડત અને યોગ્યતા હોવી જોઈએ; તો સત્તાભ્રષ્ટતાનું ઓસડ થઈ શકે.

૪-૧૦-'૫૭

## ૩

## પાર્લામેન્ટની હિંદી સમિતિ

હિંદી કમિશનનો રિપોર્ટ પાર્લામેન્ટમાં રજૂ થઈ ગયો. ત્યાર બાદ બંધારણપૂર્વક આગળનું પગલું તે પાર્લામેન્ટે પોતાની સમિતિ ચૂંટવાનું. આ પગલું ભરાયું અને તે સમિતિ હવે કામ શરૂ કરશે. તે રિપોર્ટ પર વિચાર કરીને આ સમિતિ પોતાની સૂચનાઓ રાષ્ટ્રપતિ આગળ મૂકશે.

સમિતિની ચૂંટણી કરવાની દરખાસ્ત લોકસભામાં આવી, ત્યારે કેટલાક સભ્યોએ કમિશનના રિપોર્ટ પર ચર્ચા કરવાની ઇચ્છા બતાવી. એ સ્વાભાવિક હતું, કેમ કે વિષય જ એવો છે. ગૃહ-પ્રધાને આના જવાબમાં કહ્યું કે, અત્યારે વખત લેવાને બદલે સમિતિનો રિપોર્ટ તૈયાર થાય ત્યારે તક લઈ શકાશે. આથી કરીને ચર્ચા વિના સમિતિ ચૂંટાઈ અને તે હવે કામ કરશે.

આ સમિતિ પોતાના કામને માટે કેટલો વખત લેશે ને ત્યાર પછી હિંદીના અમલ અંગે ક્યારે રાષ્ટ્રપતિ આદેશ કાઢશે, એ નક્કી નથી. આ ઢીલથી બંધારણની આજ્ઞા ચોળાઈ જતી લાગે છે. પરંતુ તેમાં સ્પષ્ટ સમય-નિર્દેશ નથી અને કામ એવું અઘરું છે કે, અનિચ્છાએ પણ સરકારને આમ કરવું પડતું હશે કે શું, તે એના જવાબદાર માણસો જ કહી શકે. અંગ્રેજીને બદલે આંતરભાષા હિંદીને અપનાવવાનું બંધારણીય કામ આગળ ચાલશે કે કેમ, એ જ સવાલ અત્યારે ઊઠ્યો છે. ફરી દસેક વરસે રાષ્ટ્ર આગળ આ સવાલ નવે રૂપે છતાં મૂળે એ જ આવે છે. આશા રાખીએ કે, રાષ્ટ્રના નેતાઓ અને પ્રતિનિધિઓ ખરે વખતે ખૂટશે નહીં.

૪-૧૦-'૫૭

## ૪

## ચાલુ વિચારકણિકા

શ્રી. જવાહરલાલજીએ હૈદરાબાદમાં તા. ૨૩-૯-'૫૭ ના રોજ એક વિદ્યાર્થીસભામાં સરસ વ્યાખ્યાન આપ્યું. નીચેનાં કેટલાંક વાક્યો તેમાંથી વીણી લીધાં છે, તે આજના વાતાવરણમાં વિચારપ્રેરક લાગ્યા વગર નહીં રહે એમ માનું છું:—

> માનવમાં જે જુદાઈ પ્રેરે છે તે ખરાબ છે, અને એવી ખરાબી આપણી પાસે પૂરતી છે — પ્રાંતવાદ, જ્ઞાતિવાદ અને કોમવાદ; તથા કેટલીક વાર તો ધર્મ પણ, — કે જે લોકોને એક કરનારો મનાય છે.

* * *

> કોઈ પણ વ્યવસ્થિત કોમ પાસે શિસ્ત કે (આંતર) શાસન હોવું જોઈએ, નહિ તો ઝઘડાને ત્યાં લાગ મળશે.

* * *

> જે ચરિત્રમાંથી કશા સારાની આશા નથી રાખી શકાતી અને જેને ઉદાત્ત ઉમદાપણાની ભૂમિકા નથી, એવું જીવન અને જીવાત્માની અધોગતિ એ ખૂન કરતાંય ખરાબ વસ્તુ છે.

* * *

નબળાઈઓ તો બધા લોકોમાં હોય છે. પરંતુ તમારામાં કાંઈકેય કામનું કે કીમતી ન હોય તો તમારું નહીં ચાલે. અધ્યાત્મ અને ચારિત્ર્યના અમુક પાયા વિના કોઈ રાષ્ટ્ર વધી ન શકે. અમે બધા ગાંધીયુગનાં સંતાન છીએ. અમારે મન, સાધ્ય કરતાં સાધન વધારે નહિ તોય એટલા મહત્ત્વનું તો છે જ.

૨૫-૯-'૫૭

## ૫

## માધ્યમિક શિક્ષણ બોર્ડ અને અંગ્રેજી

મુંબઈ રાજ્યના મા૦ શિ૦ બોર્ડે વડી સરકારે સૂચવેલા ભાષાશિક્ષણના નકશા વિષે ઠરાવ કર્યો, તે જોઈને એ બોર્ડ વિષે અફસોસ થાય છે. આ બોર્ડ આટલું બધું અધ્ધર રહીને આજે વિચારી શકે છે, તે એની રચના વિષેય સવાલ ઊઠેલો તે સકારણ હતો, એમ બતાવે છે. આમ કહેવું કઠે છે, પણ તેણે કરેલા ઠરાવથી એમ કહ્યા વિના છૂટકો નથી.

બોર્ડ 'સેકંડરી સ્કૂલ'નો જે અર્થ સમજીને ચાલ્યું તે જોવા જેવો છે. ધોરણ ૫ થી ૧૦ 'સેકંડરી' માન્યાં છે; અને ધો૦ ૧૧ને 'હાયર સેકંડરી' કહ્યું છે. આ ભેદ આ બોર્ડે ક્યાંથી આણ્યો અને શી રીતે શા આધારે માન્યો? કોઈ પણ સરકારી નિર્ણય આવો હોય, તો હજી સુધી જાણમાં નથી. 'સેકંડરી'માં ૧૦ ધોરણ રાખવાં કે ૧૧ ધોરણ રાખવાં અને એક વધુ વર્ષ 'હાયર' ગણવું, એ વાતનો હજી તોડ થયો નથી.

બીજું, ધો૦ ૫ થી ધો૦ ૭ 'હાઈસ્કૂલ' નથી, એ સ્પષ્ટ છે. તે 'પ્રાથમિક' છે, અને બહુ તો 'મિડલ' કહેવાયાં છે. તે 'હાઈસ્કૂલ' નથી જ. અને તે પ્રકારનો સ્પષ્ટ ઠરાવ વડી સરકારના શિક્ષણ સલાહકાર બોર્ડનો થયેલો છે. મુંબઈ મા૦ શિ૦ બોર્ડ તે જાણે જાણતું જ નથી કે શું? અને આમ કરીને તેઓ શિક્ષણપ્રથાને નવેસર ગોઠવવાના કેવી રીતે? બોર્ડને આ નક્કી વાતની પડી જ નથી!

ત્રીજું, સૌને સરખી તક મળે તે સારુ, આ બોર્ડે એવો વિચાર કર્યો કે, 'લોકલ ઑથૉરિટી'-ઓએ પ્રાથમિક શાળાઓમાં ધો૦ ૫ થી ૭ માં અંગ્રેજી શીખવવાની તજવીજ કરવી! જ્યાં આજે ઠીક શિક્ષણ અને હિંદી દાખલ કરવાનાય સાંસા છે, ત્યાં આ બોર્ડ શું જોઈને 'અંગ્રેજી'ની સૂચના કરે છે! એ બતાવે છે કે, તેમની વૃત્તિ પેલી આપણી કહેવત જેવી છે — "વર મરો …… પણ ગોરનું તરભાણું ભરો!" આ બોર્ડ જાણે છે કે, બ્રિટિશ રાજ્યકાળમાં પણ આ રીતની વાત કરી શકાઈ નહોતી. અને 'ઍંગ્લો-વર્નાક્યુલર' નામે નવી જાતની શાળા જાગી હતી! ઈ. સ. ૧૯૫૭માં સ્વરાજ્ય સરકારનું એક શિક્ષણ બોર્ડ, પ્રાથમિક સ્કૂલ બોર્ડ અંગ્રેજી શીખવે એમ સમાનતાને નામે કહે, ત્યારે માથું ખંજવાળવું પડે છે કે, આપણે ક્યાં છીએ અને ક્યાં જઈએ છીએ!

આ બોર્ડને મુદલિયાર કમિશનનીય પડી નથી. એ કહે છે કે, ધો૦ ૫થી હિંદી અને અંગ્રેજી બંને શરૂ કરો! એકનુંયે ઠેકાણું નથી, ત્યાં બે! વાચામાં દરિદ્રતા શું કામ રાખવી? "આપણે આપણી હાઈસ્કૂલોમાં કરીશું, પછી બીજા ફોડે એમનું! આપણે શું?" — આવી અતિ સંકુચિત અને અરાષ્ટ્રીય વૃત્તિ આ બોર્ડ દાખવે છે, એમ જ એનો આ ઠરાવ જોતાં કહેવું પડે છે. આવો ઠરાવ જોઈને તો વડી સરકારેય કદાચ ઠંડી થઈ જશે! મુંબઈ સરકાર એ કેમેય ન સ્વીકારી શકે, એય સ્પષ્ટ દેખાય છે.

૫-૧૦-'૫૭

## ૬

## પ્રાચીન કાંચનવાદ

ભણેલા લોક ઘણે ભાગે મનમાં એવી છાપ લઈને ચાલે છે કે, મૂડીવાદ અને તેનો પરિવાર જાણે કે અર્વાચીન શોધ છે. મને લાગે છે કે, આમાં ઐતિહાસિક સરતચૂક થાય છે. કેમ કે, જે માણસે નીચેનો સંસ્કૃત શ્લોક રચ્યો, તેને આ વાદનું બરોબર દર્શન હતું — કેવળ આર્થિક નહીં, પરંતુ સામાજિક અને સાંસ્કૃતિક પણ.

> यस्यास्ति वित्तं स नरः कुलीनः ।
> स पंडितः स श्रुतवान् गुणज्ञः ।
> स एव वक्ता स च दर्शनीयः
> सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥

અને તે ઉપરથી એક સુભાષિતકારે સલાહ કે શિખામણ તારવીને કહ્યું —

धनैर्निष्कुलीनाः कुलीना भवन्ति
धनैरापदं मानवा निस्तरन्ति ।
धनेभ्यः परो बान्धवो नास्ति लोके
धनान्यर्जयध्वम् धनान्यर्जयध्वम् ॥

આજના મૂડીવાદી સમાજ અને તેનાં મૂલ્યોનું સરળ-સુંદર નિરૂપણ આના કરતાં ચડિયાતી ભાષા કે શૈલીમાં બીજે ભાગ્યે મળી શકે. ભારતીય સંસ્કૃતિના આલેખકોને આ મૂલ્યો પણ સારી રીતે જાણીતાં હતાં, એટલાં બધાં કે, તેમને આમ ટૂંકીટચ અને રોકડી ભાષામાં તે ઉતારી શકેલા.

અને આ જ મૂલ્યોમાંથી પેદા થતો જીવનધોરણ-વાદ પણ એમને અજાણ્યો હતો, એમ કહી શકાય? ચાર્વાક-દર્શન તરફ નજર કરીએ તો જવાબ મળે છે કે, ન કેવળ આ વાદ, પરંતુ એના પાયામાં રહેલું અનાત્મ- કે જડ- વાદી દર્શન પણ એમને સારી પેઠે અવગત હતું.

પરંતુ આ સંસ્કૃતિના દર્શનકારોની વિશેષતા એટલી હતી કે, સંસાર વિષે આ જાતની વાસ્તવિકતા જોતાં છતાં, એ જ પરમ કે સત્ય છે, એમ તેઓ માનતા નહોતા. અને એમણે કહ્યું કે, આવી પ્રેયોમુખી ફિલસૂફી ગમે એવી છે, પરંતુ તે સાચી નથી, તે કલ્યાણકારી નથી; તેમાંથી લોકસંગ્રહ નહીં, પણ દ્વેષ, અસૂયા અને મત્સર ઉપર માતતા વર્ગવિગ્રહ દ્વારા લોકવિગ્રહ અથવા, આજની ભાષામાં કહીએ તો, વિશ્વયુદ્ધ જન્મશે.* તેથી સમાજ અને વ્યક્તિ માટેની સાચી ફિલસૂફી શ્રેયોમુખી હોવી જોઈએ. એટલે, નહીં કે કાંચનવાદ યા ધનવાદ કે જીવનધોરણવાદ સંસારનું સત્ય છે, પરંતુ સર્વનું શ્રેય કે કલ્યાણ એ સત્ય છે. તેથી સંસારની ગતિ શ્રેયોભિમુખ હોવી જોઈએ. તેનાં સર્વ ઘટકોએ શ્રેયનો ધ્રુવતારો પકડીને હંકારવું જોઈએ.

આ દર્શન, છેવટે જોતાં, ભારતીય સંસ્કૃતિનું સનાતન તારક બળ છે, એમ ગણાય.

૮-૧૦-'૫૭

---

* અને અહીંયાં શ્રી રામકૃષ્ણની વાત ઉમેરી લઈએ તો સંસારનું સત્ય પૂરું થઈ જાય — કાંચન અને કામિની, એ બે આપણાં ભયસ્થાનો છે.

## ૭

## કુટુંબ-નિયોજન

અંગ્રેજી 'બર્થ-કંટ્રોલ' — સંતતિનિયમન શબ્દ બદલીને વધારે રૂપાળો, એટલે કે, વાતને બીજા ભાવ દ્વારા ઢાંકી શકે એવો શબ્દ વપરાય છે: 'ફૅમિલી પ્લૅનિંગ' — કુટુંબનિયોજન.

હવે જુઓ કે, એનો અર્થ સંતતિનિયમન જ થાય છે એમ નથી. દા૦ ત૦ રશિયા તથા બીજા કેટલાક દેશોમાં કુટુંબનિયોજન અર્થે સંતતિવૃદ્ધિ જરૂરી મનાય છે અને અનેકપુત્રી માતાને ધન્યવાદ અને ઇનામ અપાય છે.

અ૦ ભા૦ યુવક કૉંગ્રેસના મંત્રી શ્રી. રામલાલ પરીખ હમણાં રશિયા જઈ આવ્યા. તેમણે કહ્યું કે, રશિયામાં ગયા યુદ્ધ બાદ સ્ત્રી-પુરુષની વસ્તીનું પ્રમાણ ૩ : ૨ જેવું થઈ ગયું છે. વસ્તી વધારવાને માટે ત્યાં માતાઓને 'ધન્ય-પત્ર' અપાય છે. કેટલીક જગાએ આ ધન્યપત્ર-ધારી માતાઓને ગૌરવપૂર્વક પરદેશના મહેમાનો આગળ રજૂ કરવામાં આવતી.

આપણા દેશમાં કુટુંબનિયોજનનો બીજો અર્થ આપણે લઈને બેઠા છીએ.

એટલે 'કુટુંબનિયોજન' શબ્દ કેવો ભ્રામક છે તે આ પરથી જોઈ શકાય છે.

આપણે ત્યાં પ્રશ્ન એ છે કે, કૃત્રિમ સાધનો દ્વારા સંતતિનિયમન બરોબર છે? સંયમ અને બ્રહ્મચર્ય દ્વારા જ પ્રજા ચડે અને સંતતિ પણ મર્યાદિત થઈને હિતાવહ કુટુંબનિયોજન થાય. કૃત્રિમ રસ્તે નિયોજન કરવામાં નૈતિક ભ્રષ્ટતા અને બેજવાબદાર ભોગ વધે, તેથી પ્રજા ચડી ન શકે. આ આપણો સવાલ છે, અને ગાંધીજીએ તે આપણી આગળ મૂક્યો છે.

ઉપરનું કહેવાનું એ પરથી સૂઝ્યું કે, ગાંધી જયંતી સમારંભ દરમિયાન અમદાવાદ મહિલા કૉંગ્રેસની એક સભામાં શ્રી. હંસાબહેન મહેતાએ કુટુંબનિયોજનનો પ્રશ્ન છેડ્યો હતો તેમાં, ઉપરની મૂળ વાત જોતાં, વિચારની સ્પષ્ટતા ન લાગી.

૮-૧૦-'૫૭

## ૮

## ખેતી અને પંચવર્ષી યોજના

તા. ૨૭-૯-'૫૭ના રોજ માઇથૉન બંધ ઉઘાડતાં શ્રી. જવાહરલાલજીએ કહ્યું કે, આપણા દેશનું આખું અર્થતંત્ર ખેતી સાથે સંકળાયેલું છે. તેથી તેની પેદાશ વધે તે ઉપર યોજનાની સફળતા રહે છે.

આ બાબત દીવા જેવી છે. એનો અર્થ એ કે, ખેતીને પગભર અને પુષ્ટ કરવામાં યોજનાની સફળતાને સીધો સંબંધ રહેલો છે.

આપણા દેશની અંદર ખેતી માટે બે ત્રણ બાબત જરૂરી છે — ખાતર અને પાણી. આને માટે ગંજાવર બંધ-યોજનાઓ ગઈ ૫-વર્ષી યોજનામાં ઉપાડી હતી. તેનાથી ખેતી ઉપર શી અસર થઈ તે ખબર નથી. નાની નાની પીતયોજનાઓ દેશભરમાં ચાલે તે રીત ખરો ફાયદો કરે. જોકે, એનો અર્થ મોટી બંધયોજના ન જોઈએ એવો નથી.

તથા ખાતર માટે સીંદરી કારખાનાની રીત ઠીક હશે. પણ સાચી રીત તો એ કે, રોજ-બરોજ દેશભરમાં કરોડો મણ છાણ-મૂતર અને મળ તથા કચરોપૂંજો એકઠો થાય, તેનું ખાતર થયા કરવું જોઈએ. એમાં આરોગ્ય અને સ્વચ્છતાની સિદ્ધિ અને તેના પાઠો પણ સમાયેલા છે.

પણ, ખેતીને ઉદ્ધારવાને માટે ચાવીરૂપ વાત તો નવરાશમાં કરવાના ખાદી-ગ્રામોદ્યોગ છે. આ જ તેની સાચી રીત છે, જેથી બેકારી જઈ શ્રમનું સોનું થવા લાગે. 'ધૂળમાંથી ધાન'નો આ માર્ગ ખેતીની ખરી મદદ છે. દેશ આગળ આનું મહત્ત્વ નહીં વધારીએ, તો ભારે ભૂલ કરીશું. ખેતીનો આર્થિક પાયો જ તેના વગર નહીં ટકે.

૮-૧૦-'૫૭

## ૯

## ગુ૦ યુનિ૦ ના બે પદવીદાન-સમારંભ

ગુ૦ યુનિ૦એ એકસાથે બે દિવસમાં બે અલગ પદવીદાન-સમારંભો રાખ્યા હતા! પહેલા સમારંભમાં તેણે પ્રજ્ઞાચક્ષુ પં. સુખલાલજીને 'ડૉક્ટર'ની માનદ પદવી આપી. આ વસ્તુ ઉભય પક્ષે શોભાવનારી ગણાય. પંડિતજીના કેટલાક પ્રશંસકોએ તેમની ૭૫મી જયંતીને નિમિત્તે થેલી અર્પણ કરી અને તેની સાથે યુનિ૦ને પણ આ વિચાર પ્રેર્યો. યુનિ૦એ તે સ્વીકારી, વિદ્યા અને વિદ્વતાની અનોખી કદર કરી છે. અને આ જાતની પદવીને પાત્ર પંડિતજી લેખાયા, તે એમના આજીવન વિદ્યા-તપને મંદિરે કળશ ચડ્યો ગણાય.

પદવી સ્વીકારતાં પંડિતજીએ કેટલીક બાબતો કહી, તે આ યુનિ૦ને માટે બહુ શાણી શિખામણરૂપ હતી. "વિદ્વાનો અને વિદ્યાર્થીઓને ઉત્તેજનાર્થે દ્રવ્ય ખરચો, ઇંટચૂનામાં ના વેડફો." "મૂળે જોતાં જ્ઞાન એ ઉપાસનાનો વિષય છે અને ભાષા તો તેનું સાધન છે. એટલે જે ભાષા વડે જ્ઞાન સરળ સુલભ હોય એ બરોબર; પણ અમુક કોઈ ભાષાનું ભૂત નહીં કરી મૂકવું જોઈએ. ડૉ. ઇંદ્રજીને જર્મનીએ પદવી આપી ત્યારે એમને પૂછ્યું હતું ખરું કે, તમને અંગ્રેજી આવડે છે? જર્મન આવડે છે? હિંદી આવડે છે? નિશાળે શું ભણ્યા છો?— વગેરે. આ નિષ્ઠાથી વિદ્યોપાસના કરવી અને ખીલવવી, એ વિશ્વવિદ્યાલયનું કાર્ય છે."

પદવીદાન પછી સ્વ૦ આનંદશંકર ધ્રુવની પ્રતિમા સેનેટ હૉલમાં મૂકવાને માટે યુનિ૦ને તેઓશ્રીના વારસો તરફથી મળી છે, તેનું ઉદ્ઘાટન શ્રી. કનૈયાલાલ મુનશી-એ કર્યું. તે પ્રસંગે બોલતાં શ્રી. દિવેટિયાએ અધ્યક્ષ-પદેથી કહ્યું કે, સ્વ૦ ધ્રુવ છેવટના જીવનમાં એવા વિચારના થયા હતા કે, સ્વભાષા દ્વારા બધું શિક્ષણ અપાવું જોઈએ. આમ કહીને, જરા વિશેષ ઉદ્રેકભેર શ્રી. દિવેટિયાએ કહ્યું, 'પણ તેમાં તેમની અમુક શરત હતી અને તે એ કે, થોડાં પણ પુસ્તકો ભાષામાં મળવાં જોઈએ અને અંગ્રેજી જ્ઞાનભંડારનો પણ ઉપ-યોગ બરોબર ચાલુ રહેવો ઘટે.' શું કોઈએ આની અંદર વાંધો લીધો છે કે એમાં ઉદ્રેક દાખવવો પડ્યો? અરે, આગળ વધીને તેમણે એમ કહ્યું કે, 'હવે પછી સેનેટ જ્યારે માધ્યમનો વિચાર કરે, ત્યારે આ પ્રતિમા તે હૉલમાં હશે તે તરફ ધ્યાન રાખીને ચાલે!' ઉપરની બંને બાબતો ધ્યાનમાં છે જ. ધ્યાનમાં રાખવું ઘટે એવું તો એ છે કે, આ સંભાળીને ૧૦ વરસમાં માધ્યમાંતર સિદ્ધ કરવાની કાનૂની ફરજ છે, તે વિષે સતેજ રહો. અને યુનિ૦ના વાઇસચાન્સેલરનો ધર્મ હતો કે, સેનેટને તેનું ઉદ્બોધન કરે. અસ્તુ.

શ્રી. મુનશીએ બીજે દિવસે બીજો પદવીદાનસમારંભ થયો, તેમાં માધ્યમ બાબતમાં એમ જ અજુગતું ઝૂડ્યું! તેમણે કહ્યું કે, હિંદી તૈયાર નથી, સ્વભાષા તો લેવાય નહિ, માટે અંગ્રેજી રાખો; નહીં તો શિક્ષણમાં શું શું ઊતરી જશે એ ભૂલતા નહીં. પહેલું તો મુખ્ય મહેમાને આમાં ભારે અવિવેક ના કર્યો? માધ્યમ બાબતમાં ગુ૦ યુનિ૦ની નીતિરીતિ તથા કાયદાથી તે વાકેફ હતા. ત્યાં જો મહેમાન થઈને આવ્યા, તો યા તો ચૂપ રહેવું જોઈએ અથવા ન આવવું જોઈએ. આને જ મળતું જરા અણછાજતું સ્વ૦ ધ્રુવ વિષે જે વિવેચન તેમણે કર્યું તેમાં પણ થયું લાગે છે. સ્વ૦ ધ્રુવ એક વિદ્વાન અને ફિલસૂફ હતા. તેમનાં લખાણો ને વિચારોના અભ્યાસ પરથી કાંઈક ગંભીર મનનીય વક્તવ્યની આશા આવે પ્રસંગે રખાય. તે આશા ન પુરાઈ, એ આ પ્રસંગની ઊણપ સૌને સાલી હશે.

૮-૧૦-'૫૭

## ૧૦

વડોદરાથી, કૈં૦ મહારાજા સયાજીરાવ ત્રીજા સ્મારક સંશોધન સમિતિના મંત્રી (સરનામું, ફેકલ્ટી ઑફ આર્ટ્સ, બરોડા કૉલેજ બિલ્ડિંગ) નીચે મુજબની જાહેરાત કરવા જણાવે છે :—

"કૈં૦ મહારાજા સયાજીરાવ ત્રીજા સ્મારક સંશોધન સમિતિ તરફથી 'અણુ અને અણુશક્તિ' (Atom & Atomic energy) એ વિષય ઉપર ઇનામી નિબંધ લખાવવાનો નિર્ણય થયો છે અને તે માટેની હરીફાઈમાં મુંબઈ રાજ્યના બનાસકાંઠા, સાબરકાંઠા, મહેસાણા, અમરેલી, વડોદરા, અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત જિલ્લાનો કોઈ પણ વતની ભાગ લઈ શકશે. હરીફાઈમાં ભાગ લેવા ઇચ્છનારે પોતાનો નિબંધ તા. ૧૫મી જૂન ૧૯૫૮ સુધીમાં (ઉપરના સરનામે) મોકલવો. શ્રેષ્ઠ નિબંધ લખનારને રૂ. ૫૦૦) અંકે રૂપિયા પાંચસોનું ઇનામ આપવામાં આવશે. નિબંધ ફૂલ્સકેપ કાગળની એક બાજુએ સ્વચ્છ અક્ષરે લખવો. નિબંધનો વિસ્તાર ઓછામાં ઓછા દસ હજાર શબ્દોનો હોવો જોઈએ અને તે ગુજરાતી, હિન્દી અને મરાઠી એ ત્રણમાંથી ગમે તે એક ભાષામાં લખી શકાશે."

**મગનભાઈ દેસાઈ**

# નવું વાચન

**તુંગનાથ** લે૦ યશોધર મહેતા; પ્રકા૦ ધી અમદાવાદ કંપની, અમદાવાદ-૪; કિં૦ ૫.૦૦; પૃ૦ ૩૧૦.

'સરસ્વતીચંદ્ર'ના કર્તાએ તેની પ્રસ્તાવનામાં એવી નોંધ કરી છે કે, ભણેલા તેમ જ અભણ વર્ગનો મોટો ભાગ મદન- અને સ્ત્રી- રસવાળી નવલકથાઓ વાંચી કામવિહ્વળ થઈ જાય છે અને એવી કથાઓના અતિ સંભોગથી અંતે નિર્વીર્ય થાય છે. 'વીર્યવાન' ગ્રંથકારે તેથી અભીષ્ટ સદ્રુચિ વાંચનારમાં ઉત્પન્ન કરવામાં પોતાના પુરુષત્વને સફળ કરવું, એવી પણ તેમણે સૂચના કરી છે.

પરંતુ, શ્રી. જ્યોતીન્દ્ર દવે જેને માત્ર 'યશોધરીય વિશિષ્ટતા' કહીને બિરદાવવાની હદે જાય છે, તેવી કામક્રીડાના ઉદ્દામ ઉચ્છૃંખલ મદનરસવાળી યશોધર મહેતાની નવલકથાઓ એક પછી એક બહાર પડવા માંડી છે, ત્યારે ખરેખર શ્રી. ગોવર્ધનરામભાઈએ આપેલ ચેતવણી સૌએ યાદ કરવા જેવી છે.

લેખકની આ ગંદી કલ્પનાઓને ભલે પછી તેમને ઇતિહાસના કહેવાતા વસ્તુ સાથે ભેળવવામાં આવી હોય, કે કહેવાતી યોગ-માનસ-વિદ્યાઓની છાંટથી આધ્યાત્મિકતાનો આભાસ ઊભો કરવામાં આવ્યો હોય, તથા મન ફાવે તેવી બીભત્સ ગંદી ફિલમોને પણ માન્ય રાખનારી સરકારે આ ચોપડીઓને માન્યતા આપી હોય,— તોપણ, તેમને આપણાં ભાઈ-બહેન કે પુત્ર-પુત્રીના કે આપણા પોતાના હાથમાં આવવા દેવી કે કેમ, એનો વિચાર કરવા જેવું છે.

આ આખી ચોપડીમાં પ્રકરણે પ્રકરણે, જળમાં સ્થળમાં, દિવસે રાત્રે, ભર દરબારમાં કે મંદિરમાં કાશ્મીરની એક વિલાસી વિધવા જુવાન રાણી પોતાના સેનાપતિ, પ્રધાન અને છેવટે એક સુભટ સાથે કામક્રીડા કર્યા કરે છે તેનું જ વર્ણન આવે છે. ભલે એવી ગંદી કલ્પનાઓને વાગોળ્યા કરવાનું કોઈને ગમે. પરંતુ તેથી કરીને માટીના બનેલા શરીરનો જે સામાન્ય નિયમ છે, તેની કેવળ અવજ્ઞા કરીને લેખક તે બંનેને તેમના અમર્યાદ કામભોગથી વધુ શક્તિમાન, વધુ તેજસ્વી, વધુ પ્રભાવશાળી અને વધુ યશસ્વી બનતાં રજૂ કરે છે, એ એક જૂઠાણું જ છે. કલ્પનાસૃષ્ટિએ પણ વાસ્તવિક જીવનના કેટલાક મહાનિયમોને વફાદાર રહેવું જોઈએ.

લેખક આ ઉદ્દંડ રાણીમાં 'શક્તિનો ધ્રુવવાદ' જ જોવા અને દેખાડવા માગે છે; અને તેને અંગે એક વ્યર્થ ફિલસૂફી પણ આ શબ્દોમાં રજૂ કરે છે —

"વિશ્વમાં એવો નિયમ છે કે, જે દ્રવ્યોથી મનુષ્યનું પતન થાય છે, તે જ દ્રવ્યોથી તેનો ઉદ્ધાર પણ થાય છે. કામવૃત્તિનું સ્થૂલ સ્વરૂપ લોપાતાં મહત્ત્વાકાંક્ષાની વૃત્તિ જાગે છે અને મહત્ત્વાકાંક્ષા લોપાતાં આધ્યાત્મિક વૃત્તિ જન્મે છે."

પરંતુ ખૂબીની વાત એ છે કે, કામવૃત્તિનું સ્થૂલ સ્વરૂપ અમર્યાદપણે સેવવાથી જ જાણે પછીની મહત્ત્વાકાંક્ષાની કે આધ્યાત્મિક વૃત્તિ આપોઆપ જન્મતી હોય, એવું નિરૂપણ આ પુસ્તકમાં કરાયું છે. અને એ વસ્તુ પ્રત્યે જ સાવચેત રહેવાની કે થવાની જરૂર છે. વસ્તુતાએ તો भोगा न भुक्ता वयमेव भुक्ताः — ભોગોને અમે નથી ભોગવ્યા, અમને જ અમારા ભોગો ખાઈ ગયા! — એ પરિણામમાંથી ગમે તેટલી યશોધરીય ચાલાકીઓ કોઈને બચાવી નહિ શકે.

'વાચક'

**ગરીબની લક્ષ્મી** લે૦ ઇન્દ્ર વસાવડા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; કિં૦ ૨-૧૨-૦; પૃ૦ ૧૮૭.

સુંદર સીધી સાદી વાર્તા છે! માતૃભૂમિની આઝાદીનાં આહ્વાન ઉત્તર પ્રદેશના જુવાનોને જુદી જુદી રીતે થાય છે. તેમાંનો એક કલકત્તા તરફ જઈ આવી હિંસાવાદી થાય છે. પાછો આવી પોતાના મિત્રોને એ વાદ તરફ ખેંચવા જાય છે; પણ ખેંચી શકતો નથી. અને છેવટે તેની ટોળીની એકમાત્ર બચેલી લીના આવીને નરેનને કહી જાય છે કે, તમારો અહિંસાનો માર્ગ હવે અજમાવો; અમારો હિંસાનો માર્ગ કામ દે તેમ લાગતું નથી.

આ મૂળ વાતની આસપાસ બીજી એક સીધીસાદી વાત પણ ગોઠવાઈ છે. પરંતુ કેટલી સીધીસાદી! મા-બાપનું ઘર છોડી નીકળનાર યુવાનને કોઈ શ્રીમંત મિત્ર કે મિત્રની સુંદર યુવાન બહેનનો પ્રેમ અને પૈસા નથી મળી જતા. ઘર છોડ્યું એટલે ભૂખે જ મરવાનું વળી! એક ચમારણ છોકરીના લૂખાસૂકા ભાથામાંથી જ ત્રણ દિવસે તેને ખાવાનું મળી શકે!

એ બધા તાપમાંથી તવાતો યુવાન નરેન છેવટે જુદી જાતના પણ એથીય વધુ આકરા સંતાપોમાં તવાતી ચમારણ છોકરીનો જ સાથ અને હાથ પકડી, દેશની આઝાદી માટે અને સમાજના સ્પૃશ્યાસ્પૃશ્યતાના અત્યાચારો સામે ઝઝૂમવા નીકળી પડે છે. તેને ગરીબની એ લક્ષ્મી જ લાધે છે; બીજી કોઈ નહિ.

'વાચક'

**ગરવી ગુજરાતણ** લે૦ ધનસુખલાલ મહેતા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; કિં૦ ૨-૧૨-૦; પૃ૦ ૧૭૬.

લેખકની આ વાર્તાઓમાંથી કેટલીક પહેલાં છૂટીછવાઈ પ્રસિદ્ધ થયેલી વાંચવામાં આવેલી છે; તે બધીને એક નામ હેઠળ અહીં એકઠી કરવામાં આવી છે.

જોકે છેક છેલ્લી વાર્તા 'ગરવી ગુજરાતણ' ઉપરથી આખા સંગ્રહનું નામ આપવામાં આવ્યું છે; પરંતુ ખરી રીતે જોઈએ તો પહેલી વાર્તાનો હસનો ફિલસૂફ 'ગરવી ગુજરાત'ને જ જોતો અને નિરૂપતો આપણને આખા સંગ્રહમાં દેખાય છે.

ગુજરાતનાં કેટલાંય વ્યક્તિત્વો — દાક્તાર, અમલદાર, ગુંદરિયા વાનોડિયાઓ, બડાઈખોરો, હિંમતના (!) નમૂનાઓ, વકીલ વર્ગ, પુસ્તકપ્રકાશકો, લેખકો. કહ્યાગરા પતિઓ, જાજરમાન પત્નીઓ, દાદાઓ અને તેમની મિલકત ઇચ્છનારાં સંબંધીઓ, પેટે પાટા બાંધી દીકરાઓને ઉછેરનારી બા, અને મોટા થઈ પત્નીના કહ્યામાં આવી જનારા સુપુત્રો — એમ કેટલાં બધાં પાત્રો લેખકની મીઠી મજાકભરી અને છતાં ધીરગંભીર કલમ વડે ચીતરાઈ જાય છે!

ત્યારે સવાલ એ થાય છે કે, લેખકે જાણી જોઈને આ સંગ્રહનું નામ ગરવી ગુજરાતણ એવું કેમ આપ્યું છે? આ સંગ્રહની કેટલીય વાર્તાઓમાં સ્ત્રીપાત્ર પણ નથી; તથા કેટલીય વાર્તાઓમાં મુખ્ય પાત્ર સ્ત્રી નહીં પણ પુરુષ છે. તેમાંય જે વાર્તાના નામ ઉપરથી આ સંગ્રહને નામ મળ્યું છે, તે વાર્તામાં જે ગુજરાતણ ચીતરી છે, તે તો વહુ ઉપર સીતમ ગુજારી છેવટે તેને અફીણ ઘોળવાની ફરજ પાડનાર 'સાસુ' છે!

ચરોતર તરફ તો આવી સાસુઓના નમૂનાઓ જાણીતા છે. સુરત ભણી પણ એ જ સ્થિતિ છે, એમ આ સંગ્રહ ઉપરથી કહી શકાય. અને સૌરાષ્ટ્રમાં તો એ સીતમની ચક્કી લગભગ ઘેર ઘેર છે, એમ કહેવાય છે. અર્થાત્ સમગ્ર ગુજરાતમાં સ્ત્રી જ સ્ત્રીની દુશ્મન થઈ રહી છે અને કેટલાંય ઊગતાં ખીલતાં જીવનો એ સીતમનો ભોગ બન્યાં છે.

લેખકે કેટલાય પતિદેવોને પણ એ 'ગરવી' ગુજરાતણને હાથે સાથેસાથ લપડાકો ખાતા ચીતર્યા છે.

પણ લેખક આડકતરી રીતે એમ સૂચવવા માગે છે શું, કે વિલાસની પૂતળી અને પુરુષની વાસના-દાસી બની ન ગયેલી એ ગુજરાતણમાંથી જ છેવટે ગુજરાતને ઉપયોગી એવું વ્યક્તિત્વ પ્રગટશે?

'વાચક'

**આધાર** લે૦ ડૉ. કુ. સુમતિ ક્ષેત્રમાડે; અનુ૦ ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૨૮૮; કિં૦ ૪.૦૦.

'વહી જતો વારસો', અને 'ગારંબીનો બાપુ' જેવી સુંદર નવલકથાઓને મરાઠીમાંથી સુંદર રીતે ગુજરાતીમાં ઉતારી આપનાર શ્રી. વિદ્વાંસ પ્રત્યે સહેજે આભારની લાગણી ગુજરાતી વાચકને રહે છે. રવીન્દ્રનાથ ટાગોર અને શરદ્-બાબુની બંગાળી વાર્તાઓની બાબતમાં ગુજરાતને એવું સદ્ભાગ્ય પ્રાપ્ત નથી થયું. શરદ્બાબુની કૃતિઓના અનુવાદોની હવે લગભગ પ્રમાણભૂત કહેવાય એવી સારી એકત્રિત આવૃત્તિ બહાર પડી છે, એટલું આશ્વાસન લેવા જેવું થયું છે. પરંતુ 'સુભા' નામે ટાગોરની વાર્તાઓનો જે અનુવાદ

તાજેતરમાં બહાર પડ્યો, તે જોઈ નિરાશા જ થાય તેમ છે. ટાગોરના અક્ષરદેહનું સુયોગ્ય તર્પણ ગુજરાતે કરવાનું હજુ બાકી છે.

શ્રી. વિદ્વાંસે એ બધાંની સરખામણીમાં, ઉપર જણાવ્યું તેમ, ગુજરાતી વાચકવર્ગને મરાઠી લેખકોની કેટલીક સારી ચોપડીઓના સુંદર અનુવાદો આપ્યા છે. જોકે થોડા વખત ઉપર 'મુક્તાત્મા' ચોપડી તેમણે આપી, તેનો અનુવાદ ન કર્યો હોત તોય ચાલત! માત્ર અંગ્રેજ સરકારે તેના ઉપર પ્રતિબંધ મૂકેલો, તે સિવાય તે ચોપડીમાં કશું ખાસ રજૂ કરવા જેવું ન હતું. તે ચોપડીનું રાજકારણ પણ પ્રાંતીય, એકાંગી અને નિષ્ફળ પુરવાર થયેલું હતું, તેમ જ વાર્તાની દૃષ્ટિએ પણ તેમાં કશું સુઘડ નહોતું.

ત્યારે આ વાર્તામાં તો લેખિકા બહેને જાણે ગુજરાતી-મહારાષ્ટ્રી એવો ભેદ સાંધવા માટે કે ભૂંસવા માટે જ રજૂ કર્યો છે. ગુજરાતની કેટલીય સારી તેમ જ માઠી બાજુઓનું તેમાં વર્ણન છે; પરંતુ તેમાં પ્રાંતીયતાની જરાય બૂ નથી.

આખી વાર્તા મનોરમ છે, તથા આડવાતના આડંબર વિનાની સાદી છે; છતાં સંપૂર્ણ છે. જે પરિણામ એ વાર્તામાં અંતે આવે છે. તેનો સુંદર સુભગ વિકાસ તાદૃશ આપણી સમક્ષ રજૂ થાય છે.

'વાચક'

**હદપાર** લે૦ શ્રી. ના. પેંડસે; અનુ૦ ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨; પૃ૦ ૨૯૩; કિં૦ ૪.૦૦.

થોડા વખત ઉપર 'ગારંબીનો બાપુ' એ નામની આ જ લેખકની ચોપડીનો અનુવાદ વાંચવામાં આવ્યો હતો. ત્યારથી જ એ લેખક વિષે મનમાં અનુરાગ ઉત્પન્ન થયો હતો. આ બીજી ચોપડીએ તે અનુરાગ દૃઢ કર્યો. ક્ષત્રિયવટની પરંપરામાં જન્મેલો એક નબીરો જે નિર્વંશ જવાનો છે, અને જેના વખતમાં કુળની આબરૂ નષ્ટ થવાની છે એવું જ્યોતિષીઓએ ભાખેલું છે, તે ખરેખર 'માસ્તર' થાય છે; અને એ પ્રાથમિક શિક્ષકની સામાન્ય માસિક દશ પંદર રૂપિયાની નોકરીમાં રહીને પણ પોતાના અને અનેક વિદ્યાર્થીઓના જીવનને કેવું ધન્ય કરી મૂકે છે, તેની સુંદર કથા આ વાર્તામાં નિરૂપવામાં આવી છે. વાર્તાના વસ્તુ તરીકે આવો મુદ્દો લઈને આવી વાર્તા લખવી એ એક કળા છે તેમ જ હિંમત પણ છે.

શ્રી. દાંડેકરનો 'વહી જતો વારસો' એ પુસ્તક વાંચીને પણ એવો જ ખ્યાલ આવતો હતો. આ બે લેખકોમાં એકસરખી છટા તથા પ્રતિભા છે.

'વાચક'

**સતી** લે૦ જયા ઠાકોર; પ્રકા૦ પ્રકાશ સાહિત્ય ભંડાર; અમદાવાદ; પૃ૦ ૧૮૪; કિં૦ ૩.૦૦.

અખંડ હિંદુસ્તાનમાં મુસ્લિમ લીગે ભાગલાનો જે દાવાનળ સળગાવ્યો, તેમાં કેટલાંય માનવજીવનનો ભોગ લેવાયો. બંગાળા તરફ કેટલીય હિંદુ સ્ત્રીઓ કોમી ગુંડાગીરીનો ભોગ બની. એ અપહૃતા સ્ત્રીઓ પાછી હાથ આવે, ત્યારે તેમને હિંદુ સમાજે અને કુટુંબે પાછી અપનાવવી જ જોઈએ, એવો આદેશ રાષ્ટ્રપિતાએ આપવો પડ્યો.

તેનું કારણ પણ સ્પષ્ટ છે. ધર્મને બહાને વહેમ અને રૂઢિને, તથા નીતિને બહાને કેવળ ઢાંકપિછોડાને વરેલો જડ હિંદુ સમાજ અપહૃતા સ્ત્રીઓને વટલાયેલી અને ભ્રષ્ટ થયેલી માની પાછી સંઘરવાની ના જ પાડતો હતો.

એવો આ કારમો ઐતિહાસિક બનાવ સહૃદયી લેખકોને પાર વગરનું વસ્તુ પૂરું પાડી શકે. હિંદી વગેરેમાં તે વસ્તુને કેટલાક લેખકોએ બહેલાવ્યું પણ છે. ગુજરાતમાં એ વસ્તુએ ઘણાને આકર્ષ્યા હોય એમ લાગતું નથી. જયાબહેન ઠાકોરે પૂર્વબંગાળની યાતનાઓને વસ્તુ તરીકે લીધી છે. તેમને અભિનંદન.

જયાબહેને પોતાના વસ્તુને ઓપ આપવા શરૂઆતમાં યુવાન પતિપત્નીના સુભગ દાંપત્યનું ચિત્ર પણ રંગભરેલી રીતે રજૂ કર્યું છે. પણ તે કેવું સુંદર, શાંત છે! એક બહેનને હાથે એ પ્રણયલીલા કેવી મર્યાદાશીલ છતાં કેવી સુંદર આલેખાઈ છે! ઘણા પુરુષલેખકો એ પ્રસંગે નિર્લજ્જ બન્યા હોત; અને સામાન્ય રીતે બને જ છે.

જયાબહેને વાર્તામાં પુરુષને જરૂર કરતાં વધુ ખરાબ નથી ચીતર્યો. છેવટે તો સ્ત્રી જ પુરુષની મા, બહેન કે પત્ની છે ને! બહેનને હાથે પુરુષને અન્યાય શી રીતે થાય? જોકે, લેખિકાએ ધાર્યું હોત તો તે પુરુષને યથેચ્છ પશુ ચીતરી શકત. પરંતુ તેમને હાથે મુસલમાન ગુંડો પણ જરૂર કરતાં વધુ ઘેરો રંગ પામ્યો નથી; શેખર મિયાં નામથી તેમ જ કાર્યથી વધુ હિંદુ જ લાગે છે; કદાચ હિંદુ સમાજના કેટલાક ધુરંધરો જેટલો ખરાબ તો તે નથી જ!

નરજાતિના પાત્રને માટે 'તેઓ આવ્યાં, તેઓ બોલ્યાં' એવો નપુંસકલિંગ બહુવચનનો અશુદ્ધ પ્રયોગ પુસ્તકમાં ઠેર ઠેર જોવા મળે છે, તેને સરતચૂક જ ગણવાનું મન નથી થતું.

લેખિકાની સોહામણી કલમને ચિત્રકારે ઓપાવી નથી. લગભગ ક્ષયરોગથી મરવા પડેલી સતીને આખર ઘડીએ નિમિષ મળવા આવે છે; તે પ્રસંગનું પૂંઠા ઉપરનું ચિત્ર કોઈ રોગીનું નહીં પણ ભોગીનું દેખાય છે.

'વાચક'

**હેતનાં પારખાં** લે૦ મોહનલાલ પટેલ; પ્રકા૦ પ્રકાશ સાહિત્ય ભંડાર, અમદાવાદ; પૃ૦ ૨૭૦; કિં. ૪–૮–૦.

ગામડાની — જંગલની એક છોકરીને (જે આખી દુનિયામાં સૌથી વધુ સ્વરૂપવતી છે!), તેને જંગલની પેદાશોનો શહેરી ઠેકેદાર (જેના ઉપર જગતની સૌ સુંદર સ્ત્રીઓ વારી જાય છે!) ભોળવીને બદદાનતથી ઉપાડી લાવે છે; અને પછી ધીરે ધીરે પેલી છોકરી પોતાના ગામડિયા — જંગલી પ્રેમીને ભૂલી, ઠેકેદારને વશ થાય છે. ઠેકેદારની આ આખી પ્રણય-પ્રક્રિયાને, તે પોતે એ પ્રેમથી શુદ્ધ–પવિત્ર થતો જતો હોવાની રીતે, રજૂ કરવામાં આવી છે; પરંતુ છેવટે પરિણામ એક જ આવે છે, જે ઉપર જણાવ્યું છે.

'વાચક'

**અધૂરાં તપ** લે૦ ભૂપત વડોદરિયા; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ પ્રાઇ૦ લી૦ અમદાવાદ; પૃ૦ ૧૪૧+૧૪૬; કિં૦ ૪–૮–૦.

અત્યાર સુધી એમ જ મનાતું આવ્યું છે કે, ગુજરાત લક્ષ્મી પાછળ ઘેલું છે, અને ખૂબ પૈસાદાર છે. એ વાત અમુક મર્યાદિત અર્થમાં જ ખરી છે. ગુજરાતમાં જે તંગી અને કરકસરમાં સામાન્ય માણસ જીવન વિતાવે છે, તેની તુલનામાં ભારત દેશનો બીજો કોઈ પ્રદેશ ન આવી શકે. ગરીબાઈ તો દેશમાં સર્વત્ર છે. પરંતુ થોડા ઘણા પૈસા હાથમાં આવે ત્યારે સામાન્ય ભૂખડી-બારશ ભૈયો 'બાલ' બનાવવા પાછળ, બાલની અંદર ફુલેલ સીંચવા પાછળ, પાનપટ્ટી પાછળ, કે વિકટોરિયન પંપ શૂઝ ખરીદવા પાછળ જે ખર્ચ કરી નાખે છે, તેવું ગુજરાતના ખેડૂત–ઠાકરડામાં ભાગ્યે જોવા મળે. અને સામાન્ય મહારાષ્ટ્રી પૈસા તથા સગવડ મળ્યે જેવો ચાર્વાક કે, 'એપિક્યોર' થઈ શકે છે, તેની તો વાત જ ન કરવી. સામાન્ય ગુજરાતી પૈસા મળ્યે એમ વેડફી નાખવા ઉતાવળો નથી થતો. પૈસાઘેલો તો તે નથી જ. અમુક વેપારીઓ કે ઉદ્યોગપતિઓ પૈસાઘેલા હશે; પણ તેમને અમુક પ્રદેશના ગણવાની કંઈ જરૂર નથી. અને સામાન્ય ગુજરાતી જે પ્રદેશમાં ધંધો કરે છે, ત્યાંનો જ થઈને રહેવાની ડાહી વૃત્તિ ઠીક ઠીક દાખવે છે જ.

પરંતુ નવું ગુજરાત અત્યારે એક ચીજ પાછળ ઘેલું થયું કહેવાય ખરું, અને તે 'સ્ત્રી' પાછળ! એ નવો 'સુધારો' કે, 'ઉમેરો' છે. દેશના બીજા પ્રદેશોમાં પણ કદાચ એ જ 'વા' વાયો હશે. પણ ગુજરાતની તોલે કદાચ કોઈ ન પહોંચે! ડાહી-માનો દીકરો કહેવાતો ગુજરાતી હવે કોણ જાણે 'સ્ત્રી' પાછળ એવો ગાંડો થઈ જાય છે કે, તે જોઈને આપણને આપણી દૃષ્ટિ વિષે જ શંકા ઊપજે. અને ગુજરાતમાં મનગમતી યુવાન સ્ત્રી પ્રાપ્ત થવામાં પણ કાંઈ વિશેષ મહેનત પડતી હોય એમ લાગતું નથી. કાંઈ નહિ તો વાર્તાઓ ઉપરથી તો એમ જ લાગે.

જુઓ આ ચોપડીમાં તથા તેવી બીજી અનેક નવલકથાઓ અને વાર્તાઓમાં. રાજેન્દ્ર નામનો સુખી ઘરનો એક યુવાન બાપે નક્કી કરેલ સુંદર સ્ત્રી સાથે પરણવાનું ન ગમતાં મુંબઈ ભાગી જાય છે. ત્યાં તેનો નાનપણનો પૈસાદાર ભાઈબંધ મળી જાય છે. તેમના ઘરમાં 'પેઇંગ ગેસ્ટ' તરીકે નહિ પણ ઓળખાણવાળા તરીકે, ઠેકાણું ન પડે ત્યાં સુધી, તે મોજમાં રહે છે, અને થોડા દિવસમાં તો તે ભાઈબંધની બહેન રાજેન્દ્રને શાંતિથી કહે છે કે, 'આઈ એમ પ્રેગ્નન્ટ'.

ચોપડીની બીજી વાર્તામાં પણ એક છાત્રાલયમાં રહેતો છોકરો ગૃહપતિની યુવાન દીકરી સાથે પ્રેમમાં પડી, તેની સાથે બહારગામ ભાગી જઈને લગ્ન કરી નાખે છે અને મુંબઈમાં ભાઈબંધને આશરે ગોઠવાઈ જાય છે. પછી પાછો એ જ છાત્રાલયમાં તે ગૃહપતિ તરીકે નિમાય છે — ખાધું પીધું ને રાજ કર્યું!

જાણે ગુજરાતના યુવાનને બીજો ધંધો નથી; પૈસા તો આપણા નહીં તો ભાઈબંધના છે જ! અને પછી જોઈએ યુવાન સ્ત્રી. તે પણ ગુજરાતમાં બહુ જ સહેલાઈથી મળી રહે છે. તો પછી બોલો. 'ગરવી ગુજરાત ઝીંદાબાદ!'

'વાચક'

**નાટ્યમંજરી** લે૦ ચૂનીલાલ મડિયા; પ્રકા૦ હરિહર પુસ્તકાલય, સુરત; કિં૦ ૩.૦૦; પૃ૦ ૨૧૫.

**અબીલ ગુલાલ** લે૦ અનંત આચાર્ય; પ્રકા૦ ઉપર મુજબ, કિં૦ ૩.૦૦; પૃ૦ ૨૦૩.

બંને પુસ્તકોમાં લેખકોનાં 'તખ્તાલાયકીથી સભર' નાટકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. તે નાટકોમાંનાં કેટલાંક જુદાં જુદાં પણ પ્રસિદ્ધ થયાં છે. પરંતુ અમુકને વીણીને જુદા પુસ્તક રૂપે જુદા નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

શ્રી. મડિયાનાં નાટકો મુખ્યત્વે નવા જમાનાને સ્પર્શે છે; જ્યારે શ્રી. આચાર્યનાં નાટકો કંઈક જૂનું વસ્તુ ધરે છે. બંનેનાં પૂંઠાં ઉપરનાં ચિત્રોથી પણ તે વસ્તુ પ્રગટ થાય છે.

એકાંકી નાટક એ નવા જમાનાએ અપનાવેલો નવો પ્રકાર છે. રેડિયો ઉપર પંદર-વીસ મિનિટ કે અર્ધો કલાક બહુ થઈ જાય. થોડી વાતચીતની ચટાકી, રંગ-રોગાન-વાળી એક ક્ષણિક ચપલા સૃષ્ટિનો ઝબકારો, અને ખેલ ખલાસ! ત્રણ ત્રણ અંકનાં, રાતના ત્રણ વાગ્યા સુધી ચાલતાં, જૂનાં નાટકો જાણે જૂનાં મહાકાવ્યોનાં વારસદાર હતાં. ને हि नो दिवसा गताः ।

'વાચક'

## अखिल भारतीय सेवाओंके लिए परीक्षाका माध्यम

इस समय विभिन्न अखिल भारतीय सार्वजनिक सेवाओंकी परीक्षाओंके लिए एकमात्र माध्यम अंग्रेज़ी भाषा है। फलस्वरूप मां-बाप इस बातके लिए उत्सुक होते हैं कि उनके बच्चे शिक्षाके माध्यमिक- और विश्व-विद्यालय- स्तरों पर अंग्रेज़ी भाषाका अच्छा ज्ञान हासिल कर लें। इस चिंताकी वजहसे मां-बाप यह मांग करते हैं कि मिडिल-स्कूल-स्तर पर भी छात्रोंको अंग्रेज़ीकी शिक्षा दी जानी चाहिए। लेकिन इसमें शक नहीं कि हमारी शिक्षा-प्रणालीमें अंग्रेज़ीको सिर्फ़ इस लिए ही अनुचित महत्त्व दिया जा रहा है कि यह महत्त्वपूर्ण सार्वजनिक सेवाओंकी परीक्षाओंका अनिवार्य माध्यम है।

इस सवाल पर कांग्रेस कार्यसमितिने ३ वर्ष हुए पूर्ण रूपसे विचार किया था। समितिका यह निश्चित मत था कि, अखिल भारतीय सार्वजनिक सेवाओंकी परीक्षाके लिए अंग्रेज़ीके अलावा हिन्दी, और यदि आवश्यक हो तो दूसरी प्रादेशिक भाषाएं भी, माध्यम बना दी जानी चाहिए। खेर-कमिशनने भी इसी तरहकी सिफ़ारिश की है। उसका कहना है: "जहां तक अखिल भारतीय और केन्द्रीय सेवाओंका सम्बन्ध है (और यह बात उन अखिल भारतीय सेवाओं पर भी, जो कि अबसे आगे चालू की जायेंगी, लागू होगी, बशर्ते कि अन्यथा व्यवस्था न हो), वर्तमान अंग्रेज़ी माध्यमके अलावा हिन्दी माध्यमका विकल्प भी उचित सूचनाके बाद चालू किया जा सकता है। जैसे-जैसे और जब दूसरी प्रादेशिक भाषाएं विश्वविद्यालयोंमें ग्रेजुएट-स्तर पर शिक्षाका माध्यम बन जायें, जैसा कि हिन्दीके सम्बन्धमें हुआ है, तो अन्य भाषा सम्बन्धी माध्यम चालू करनेके सवाल पर भी विचार करना पड़ेगा।"

हम दृढ़तासे महसूस करते हैं कि, भारत सरकारको यह सवाल बहुत ही शीघ्र अपने हाथमें लेना चाहिए। हम आशा करते हैं कि संसद-सदस्योंकी समिति भी इस मामले पर तुरन्त ध्यान देगी।

('आर्थिक समीक्षा' सप्टें० '५७से)

**श्रीमन्नारायण**

## अंग्रेज़ी भाषाका स्थान

हमारी शिक्षा और प्रशासन प्रणालियोंमें अंग्रेजी भाषाके स्थान संबंधी विवाद पर तुरन्त ध्यान देना ज़रूरी है। बेशक, अंग्रेज़ी एक समृद्ध भाषा है और आन्तर-राष्ट्रीय क्षेत्रमें इसका व्यापक रूपसे प्रयोग होता है। इस लिए, इसे भारतीय शिक्षा-प्रणालीमें उचित स्थान देना ज़रूरी है। लेकिन अपने छात्रोंको अंग्रेज़ी पढ़ानेकी उत्सुकतामें हमें प्रादेशिक भाषाओं और राष्ट्रभाषा हिन्दीके उचित महत्त्वका बलिदान नहीं कर देना चाहिए।

माध्यमिक-शिक्षा-आयोगने सुझाव दिया था कि, शिक्षाके हाईस्कूल-स्तर पर अंग्रेज़ीकी पढ़ाई अनिवार्य होनी चाहिए और मिडिल-स्कूल-स्तर पर इसकी शिक्षा देना ज़रूरी नहीं। लेकिन पिछले साल शिक्षा-मंत्रियोंके सम्मेलनने यह सुझाव दिया कि, मिडिल स्कूलके स्तर पर भी अंग्रेज़ीकी शिक्षा अनिवार्य होनी चाहिए, हालांकि जिस सालसे अंग्रेज़ीकी

शिक्षा शुरू की जाय, उसका निर्णय विभिन्न राज्य-सरकारों पर छोड़ दिया जाना चाहिए। इससे देशके मुख्तलिफ हिस्सोंमें काफ़ी असंतोष और वाद-विवाद पैदा हो गया है। अब सरकारी भाषा-आयोगने सुझाव दिया है कि, अंग्रेज़ीकी शिक्षा 'ज्ञानकी भाषा'के रूपमें ही, न कि साहित्यिक भाषाके रूपमें, दी जानी चाहिए। अतः उसका विचार है कि अंग्रेज़ीकी पढ़ाई 'माध्यमिक स्तर पर कुछ बादमें चल कर' शुरू होनी चाहिए। कुछ राज्य-सरकारों, और विशेष रूपसे बम्बई, के सामने यह मुश्किल सवाल खड़ा हो गया है और इस पर शिक्षा-मंत्रियोंको, जिनका सम्मेलन गत २० और २१ सितम्बरको दिल्लीमें हुआ, सावधानीसे विचार करना चाहिए।

सभी बातों पर विचार करते हुए यही उचित होगा कि, हमारी शिक्षा-प्रणालीमें मिडिल और बुनियादी स्तरके बाद ही अंग्रेज़ीकी शिक्षा शुरू की जाय। दरअसल, ऐसा कुछ भी नहीं करना चाहिए जिससे बम्बई तथा दूसरी राज्य-सरकारोंको अपनी प्रगति उलट देने और फिरसे मिडिल-स्कूल-स्तर पर अंग्रेज़ीकी पढ़ाई चालू करनेके लिए मजबूर होना पड़े। इस तरहका कदम न सिर्फ़ मूर्खतापूर्ण होगा, बल्कि भारतमें बुनियादी शिक्षाकी प्रगतिके लिए हानिकारक भी होगा। भारत सरकार और सभी दूसरी राज्य-सरकारें वर्तमान माध्यमिक और प्राथमिक शिक्षाकी प्रणालीको बुनियादी शिक्षा-प्रणालीमें तब्दील कर देनेकी अपनी नीति घोषित कर चुकी हैं। कोई भी क़दम, जो कि इस बुनियादी नीतिके विरुद्ध होगा, निश्चय ही, अनुचित होगा।

('आर्थिक समीक्षा' सप्टें० '५७से)

श्रीमन्नारायण

## दंड और दया – ३

### (४)

### दरिद्रनारायण

इसी तरह बहुत समय अनजान मुहल्लोंमें घूमते रहनेके बाद एकाएक जिन वालजिनको भूक सताने लगी। बड़े ढाबेमेंसे तो उसको निकाला गया था। अब किसी ऐसे वैसे छोटे ढाबेमें जानेका उसने विचार किया। इधर उधर नज़र डालनेसे एक जगह जलता हुआ दीवा उसे दिखाई दिया। पास जाकर उसने देखा तो वहाँ शराबकी दुकान और ढाबा दोनों एक साथ थे। जब ढाबेवालेने उसे खाना और बिस्तर देना क़बूल किया, तो वह अपना थैला कंधेसे उतारकर थकानसे सूजे हुए पैरोंको आगके पास सेकनेके लिये बैठा।

कितने ही लोग एक मेज़के पास शराब पी रहे थे, वे उसको घूरघूर कर देखने लगे। इतनेमें उनमेंसे एक आदमी उठा। वह थोड़े समय पहले ही बड़े ढाबेके तबेलेमें अपना घोड़ा बांधने गया था। वहाँ उसने नये आनेवालेके बारेमें हुई बातचीत सुनी थी। उसने ढाबेवालेको छूपा इशारा करके एक तरफ़ बुलाया और उसके कानमें कुछ कहा। ढाबेवाला तुरन्त उस मुसाफ़िरके पास गया और उसके कंधे पर ज़ोरसे हाथ रखकर बोला, "अरे, उठ, यहाँसे चला जा।"

मुसाफ़िर आरामसे विचारोंके मंथनमें

पड़ा हुआ था, वह चौंक पड़ा। उसने धीरेसे कहा, "ओहो, तो क्या, आपने भी जान लिया है?"

"हाँ"

"तो मैं कहाँ जाऊँ?"

"दूसरी किसी जगह।"

तुरन्त वह अपना थैला और डंडा उठाकर चलता बना। जब वह बाहर निकला तब कितने ही बच्चे, जो उसके पीछे पीछे आये थे और उसकी राह देख रहे थे, उस पर पत्थर फेंकने लगे। उसको ऐसा ग़ुस्सा आया कि वह अपना डंड़ा घूमाता हुआ उनकी ओर दौड़ा और बच्चे रफ़ूचक्कर हो गये। थोड़ी दूर जाने पर जेलका दरवाज़ा आया। उसने अंदरके घंटेकी डोरी खींची। दरवाज़ेकी छोटी खिड़की खुली। नम्रतासे टोपी उतारकर मुसाफ़िरने कहा:

"जेलर साहब, मेहरबानी करके दरवाज़ा खोलकर एक रात मुझे अंदर सोने देंगे?"

अंदरसे जवाब मिला: "बेटाजी, जेल कोई ढावा नहीं है; पहले कुछ पराक्रम करके क़ैदमें आ, फिर मैं दरवाज़ा खोलूंगा।"

अब मुसाफ़िर एक छोटी गलीमें दाखिल हुआ। उस गलीके दोनों ओर छोटे छोटे बग़ीचे थे। उन बगीचोंमेंसे एकमें उसने एक छोटा मकान देखा। उस मकानकी खिड़कीमेंसे प्रकाश आ रहा था। उसने खिड़कीके शीशेमेंसे देखा कि, सफ़ेदी किया हुआ एक बड़ा कमरा था, उसमें कुर्सी पर चालीसेक सालका आदमी अपनी गोदमें एक बच्चा लिये बैठा था। पासमें ही दूसरी कुर्सी पर एक जवान औरत बैठी दूसरे बच्चेको दूध पिला रही थी। बाप हँस रहा था, बच्चे हँस रहे थे, और माँके मुँह पर भी मधुर हँसी थी। सारा दृश्य इतना प्रेमभरा था कि आशावंत हृदयसे मुसाफ़िरने धीमेसे दरवाज़ा खटखटाया। यह किसीने सुना नहीं। इससे उसने फिरसे दरवाज़ा खटखटाया। तीसरी बार खटखटानेसे आदमी उठा और लालटेन हाथमें लेकर दरवाज़ेके पास आया।

"माफ़ करें, साहब," मुसाफ़िरने कहा, "पैसे लेकर आप मुझे कुछ खाना देंगे? और बाहरके कमरेमें रातभर सोने देंगे?"

"आप कौन हैं?"

"मैं बन्दरगाहसे आया हूँ, और सारा दिन चला हूँ। हाँ, मैं पैसे ज़रूर दूंगा।"

"लेकिन आप ढाबेमें क्यों नहीं जाते?"

"वहाँ जगह नहीं है।"

"अरे, यह तो कुछ बात है? आज न तो बाज़ारका दिन है और न मेलेका।"

मुसाफ़िरने कुछ हिचकिचाटसे कहा, "मैं नहीं जानता क्यों, मगर ढाबेवाला ना कहता है।"

"तो फिर फ़लाने ढाबेमें गये थे?"

मुसाफ़िरकी झझक बढ़ने लगी। उसने लड़खड़ाती आवाज़से कहा, "उसने भी ना कहा।"

घरमालिकके मुँहके हावभाव एकदमसे बदलने लगे। उसने आनेवालेको सिरसे पाँव तक अच्छी तरहसे देखा और फिर तुरन्त लालटेन नीचे रखकर दीवार परसे बंदूक़ उतारकर उसके सामने निशाना लगाकर कहा, "तुम वही तो नहीं?"

उसकी स्त्री भी अब एकदमसे उठकर खड़ी हो गई और दोनों बच्चोंको अपने पास लेकर पतिके पीछे जाकर अचरजसे उसे देखने लगी।

यह सब इतनी जल्दीसे हुआ कि वह मुसाफ़िर घबराहटसे स्तब्ध हो गया। मालिकने ज़ोरसे कहा,

"चलो चलते बनो।"

"कृपा करके पानीका एक प्याला. . ."

"ले जा बन्दूक़की एक गोली।" ऐसा कहकर तुरन्त उसने ज़ोरसे दरवाज़ा बन्द कर दिया और अंदरसे दोनों संकलें लगा दीं।

अब रात होनी शुरू हो गई थी। और सख़्त ठंड ठिरठिराने लगी थी। थोड़ी दूर उसने दूसरे बग़ीचेमें एक छोटी कुटिया जैसा कुछ देखा। उसका दरवाज़ा बहुत नीचा था। उसने सोचा कि रास्ता ठीक करने-वाले रास्तेके पास छोटे झोंपड़े बना लेते हैं उनमेंसे यह एक होगा; रातको उसमें कोई भी नहीं होगा। ठंडसे बचनेके लिये हिंमत करके बग़ीचेकी सलाखें कुदकर वह बग़ीचेमें गया और कुबड़ा होकर वह झोंपड़ेमें घुसा। अंदर ख़ासी गरमी थी। वहाँ घासका बिस्तर जैसा कुछ बिछाया हुआ था। उस पर वह लेट गया। वह इतना थक गया था कि अपना थैला भी उतारना भूल गया। लेकिन बादमें उसको थैलेके बंद चुभने लगे इस लिये वह उनको खोलने लगा। इतनेमें दरवाज़ेके पास कुछ घुरघुराहट जैसी आवाज़ उसने सुनी। उसने बाहर नज़र डाली तो दरवाज़ेके पास एक शिकारी कुत्तेका भयानक मुँह दिखाई दिया। तुरन्त उसकी समझमें आया कि यह तो कुत्तेका घर है और अब उसके मुँहसे बचना बड़ी मुश्किल बात है। अपना डंडा ऊँचा कर और थैलेका ढालकी तरह उपयोग करके वह बाहर तो निकला, लेकिन कपड़ोंके सुराख़ ज़्यादा बड़े हो गये।

अब वह शहरके बाहर आ गया और सिर नीचा किये आगे बढ़ता जा रहा था। थोड़ी देरमें चाँद निकलनेका समय हुआ। उस थोड़े प्रकाशमें दूर तक कहीं पेड़ या झोंपड़ी कुछ भी नज़र न आया; इस लिये ठंडसे कँपकँपाता वह शहरकी ओर वापस आया। दरवाज़ा बंद हो गया था इस लिये थोड़ी दूरी पर क़िल्लेके टूटे हुए भागमेंसे वह शहरके अंदर गया। किसी भी रास्तेको वह जानता नहीं था इस लिये जैसे समझमें आया वैसे वह चलने लगा। अचानक बड़े गिरजाघरका ऊँचा शिखर उसकी नज़रके सामने दिखाई दिया। उसके सामने देखकर उसने मुट्ठी बताई, और उसके बाद वह उसके पासके पत्थरके बेंच पर लेट गया। थोड़ी देरके बाद एक वृद्धा उस गिरजाघरसे निकली। उसे अंधेरेमें इस तरह लेटा हुआ देखकर उसने पूछा, "भाई, तुम यहाँ क्या करते हो?"

उसने कठोरतासे और खिजकर कहा, "बुढ़िया, देखती नहीं मैं यहाँ सो रहा हूँ।"

"इस पत्थर पर?"

"१९ साल तक मैं लकड़ीके तख़्ते पर सोया हूँ, और आज यह पत्थर मिला है।"

"तुम लश्करमें थे?"

"हाँ"

"तुम ढाबेमें क्यों नहीं जाते ?"

"मेरे पास पैसे नहीं हैं।"

"अरेरे, मेरे पास भी अभी दो पैसे ही हैं", बुढ़ियाने कहा।

"लाओ, इतने तो इतने सही।"

जिन वालजिनने पैसे ले लिये। वृद्धाने कहा, "इतनेमें तुम किसी भी ढाबेमें तो नहीं रह सकते। फिर भी कोशिश करके देख लो। कड़कड़ाते जाड़ेमें तुम सारी रात कैसे बिताओगे ? तुम भूखे भी होंगे। कोई दया करके शायद तुम्हें घरमें भी ले ले।"

"मैंने सब दरवाज़े खटखटाये हैं।"

"फिर ?"

"सब जगहसे मुझे निकाला गया है।"

उस भली बुढ़ियाने उसके कंधे पर हाथ रखकर बिशपके महलके पासका छोटा मकान दिखाकर कहा, "तुमने सब दरवाज़े खट-खटाये हैं, लेकिन क्या वह दरवाज़ा खट-खटाया है ?"

"नहीं।"

"तो तुम वह दरवाजा खटखटाओ।"

अनु० **निर्मला परळीकर**

## સાભાર સ્વીકાર

**हरिहर पुस्तकालय, सुरत**

**સરળ સામુદ્રિક શાસ્ત્ર** (હસ્તરેખા વિજ્ઞાન) ભા. ૧ થી ૪ સાથે. લે૦ જ્યોતિષી રમણલાલ ગાંધી, કિં૦ ૨.૫૦. **ચિત્રમય બાળપોથી** કિં૦ ૨૫ નવા પૈસા. **કરિયાવર** લે૦ અનંત આચાર્ય, કિં૦ ૧.૦૦. **સહેલી સાથિયાપોથી** લે૦ નીનાબહેન મહેતા, કિં૦ ૨૫ નવા પૈસા. **આધુનિક પાકશાસ્ત્ર** લે૦ નીનાબહેન મહેતા, કિં૦ ૨.૫૦. **હુન્નરસાર શિક્ષક** લે૦ રમણલાલ ગાંધી, કિં૦ ૨.૫૦. **સુભા** (રવીન્દ્ર-નાથ ટાગોર) અનુ૦ રમણલાલ ગાંધી, કિં૦ ૨.૨૫. **શોન-વાનનાં સાહસો** રૂપાં૦ શાંતિ ના. શાહ (સત્યમ્) કિં૦ ૪.૦૦

**बालगोविंददास कुबेरदासनी कंपनी, अमदावाद**

**સર્વોદયની વાતો** ૧–૪ (અલગ) લે૦ બબલભાઈ મહેતા, કિં૦ પહેલા ભાગના ૨૦ નવા પૈસા, બાકીના દરેકના ૧૫ નવા પૈસા. **દરિદ્રનારાયણનાં દર્શને** (સાચા પ્રસંગો) લે૦ હર્ષકાંત વોરા, કિં૦ ૨૫ નવા પૈસા.

**अनडा-बूक डीपो, अमदावाद**

**આપણું સાહિત્ય** લે૦ રામપ્રસાદ શુક્લ, બિપિનચંદ્ર ઝવેરી, કિં૦ ૩.૦૦. **લઘુનિબંધ** લે૦ રતિલાલ સાં. નાયક, કિં૦ ૧.૨૫.

**गुजरात विद्यासभा, अमदावाद**

**મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો** લે૦ ભોગીલાલ જ૦ સાંડેસરા, કિં૦ ૬.૦૦. **જ્ઞાનસુધા** (ભાષણો અને લેખોનો સંગ્રહ) વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ, કિં૦ ૧.૫૦.

**अन्य प्रकाशको**

**રૂંધાયેલો અવાજ** લે૦ નવલભાઈ શાહ, પ્રકા૦ હરિભાઈ આચાર્ય, અમદાવાદ. **૧૮૫૭ : આટલું તો જાણજો** લે૦ વિજયશંકર મંછારામ ભટ્ટ, પ્રકા૦ ધી ન્યૂ ઑર્ડર બૂક કંપની અમદાવાદ, કિં૦ ૨.૭૫. **નિરુત્તમા** લે૦ બળવંતરાય ક. ઠાકોર, પ્રકા૦ મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા, કિં૦ ૨.૦૦. **भालणकृत नलाख्यान** સંપા૦ કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા), પ્રકા૦ ઉપર મુજબ, કિં૦ ૮.૦૦. **ભારતીય સમાજવ્યવસ્થા** લે૦ તારા પટેલ, પ્રકા૦ મહાજન પબ્લિશિંગ હાઉસ, અમદાવાદ, કિં૦ ૭.૫૦. **'૫૭ની ક્રાંતિના જ્યોતિર્ધરો,** પ્રકા૦ ૧૯૫૭ સ્વાતંત્ર્ય સંગ્રામ સમિતિ, ઉત્સવ સમિતિ, સુરત, કિં૦ ૨૫ નવા પૈસા. **સાહિત્ય વિવેચનના સિદ્ધાંતો** (ઍબર ક્રોમ્બી) અનુ૦ નગીનદાસ પારેખ, પ્રકા૦ વોરા ઍન્ડ કંપની પબ્લી૦ પ્રાઇ૦ લી૦ મુંબઈ, કિં૦ ૨.૦૦. **આઝાદીનાં ગીતો** (યાને 'થોડાંક ફૂલડાં') લે૦ કાન્તિલાલ લ. રાવલ, પ્રકા૦ શ્રી. જગદંબા પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં૦ ૭૫ નવા પૈસા. **પછાત વર્ગોમાં શિક્ષણ પ્રવૃત્તિઓ, પ્રદર્શન દ્વારા અસ્પૃશ્યતા નિવારણ, પછાત વર્ગોને ઔદ્યોગિક શિક્ષણ** પ્રકા૦ સૌરાષ્ટ્ર પછાતવર્ગ બોર્ડ, રાજકોટ. **ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત ભા-૨** લે૦ ચંદુભાઈ ભગુભાઈ દલાલ, પ્રકા૦ સાબરમતી આશ્રમ પ્રિઝર્વેશન ઍન્ડ મેમોરિયલ ટ્રસ્ટ, અમદાવાદ, કિં૦ ૭૫ નવા પૈસા.

# કેટલુંક ગાંધી સાહિત્ય

## [ કેળવણી વિષયક ]

**ખરી કેળવણી** બીજી આવૃત્તિ ગાંધીજી

કેળવણીના તત્ત્વ અને આદર્શની ચર્ચા કરતાં તેમ જ વિદ્યાર્થીજીવનને અંગેના પ્રશ્નોને સ્પર્શતાં ગાંધીજીનાં લખાણો અને વ્યાખ્યાનોનો સંગ્રહ. પ્રસ્તુત પુસ્તકના વિષયને લગતાં ગાંધીજીનાં બધાં લખાણો આમાં આવી જાય છે.

કિં. રૂ. ૨–૮–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

**કેળવણીનો કોયડો** ગાંધીજી

આ પુસ્તક 'ખરી કેળવણી'ની પૂર્તિરૂપે છે. આપણી કેળવણીના ગૂંચવણભર્યા વિવિધ પ્રશ્નોની છણાવટ કરીને ગાંધીજીએ તેનો ઉકેલ શી રીતે આણી શકાય તેની ચર્ચા કરી છે.

કિં. રૂ. ૨–૮–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

**કેળવણીના પાયા** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

આ પુસ્તકમાં લેખક કેળવણી લેનાર બાળક અને તેને કેળવવા મથનાર શિક્ષકને નજર સમક્ષ રાખી, પોતાના હાથ તળે રહેલા બાળકને કેળવવા માટે કેળવણી સંબંધી વિચારોમાં શિક્ષકના મનમાં ધ્યેયની કેવા પ્રકારની સ્પષ્ટતા જોઈએ તે રજૂ કરે છે.

કિં. રૂ. ૧–૮–૦ ટપાલરવાનગી ૦–૮–૦

**કેળવણીવિવેક** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

'કેળવણીના પાયા'નો અનુગ્રંથ. આ નાના પુસ્તકમાં લેખકે પોતાના કેળવણી વિષેના વિચારો વિશદ રીતે રજૂ કર્યા છે.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**મનુષ્યની સર્વાંગીણ કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

સમર્થ વિચારક આચાર્ય એલ. પી. જૅક્સના 'ધી ઍજ્યુકેશન ઑફ ધી હોલ મૅન' નામના, અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલા અને વિચારની નવી જ દિશા બતાવનારા પુસ્તકનો અનુવાદ. શ્રી કિશોરલાલ મશરૂવાળાની પ્રસ્તાવના સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**સર્વોદયની કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

ગાંધી ફિલસૂફીના પ્રખર મીમાંસક અને અર્થકાર આચાર્ય કૃપાલાનીના વર્ધા યોજનાની ખૂબીઓ અને મૂલ્ય સમજાવતા પુસ્તક 'લેટેસ્ટ ફૅડ'નો અનુવાદ.

કિં. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**શિક્ષણ અને સંસ્કૃતિ** રવિશંકર મહારાજ

વલ્લભ વિદ્યાલય, બોચાસણમાં પાયાની કેળવણીનું હાર્દ સમજાવતાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**પાયાની કેળવણી** ગાંધીજી

ગાંધીજીના પાયાની કેળવણી વિષેના લેખોનો સંગ્રહ. આમાં એમના લેખોને વિષયવાર ગોઠવ્યા છે, જેથી એમના કથનને સમજવામાં વાચકને સરળતા થાય. પાયાની કેળવણીનાં તત્ત્વો અને એની પાછળ રહેલી દૃષ્ટિ સમજવા માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૬–૦

**કેળવણીવિકાસ** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

પાયાની કેળવણીનો ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો અને તે આજની સ્થિતિએ આવી તે દર્શાવતા અને તેના વિકાસનાં પગથિયાંની તથા પાયાની કેળવણીમાં રહેલાં તત્ત્વની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ. શ્રી નરહરિભાઈની વિસ્તૃત ભૂમિકા સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા** નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે, નરહરિ પરીખ ઇ૦

ગાંધીજીના વિચારો પ્રમાણેની ગ્રામવિદ્યાપીઠ કેવી હોય તથા ગ્રામવિદ્યાપીઠ માટે પૂર્વતૈયારી કેવી હોવી જોઈએ, અને તે માટે શું શું કરવું જોઈએ તેની આમાં સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે.

કિં. રૂ. ૦–૧૪–૦ ટપાલરવાનગી ૦–૪–૦

**શિક્ષણનું માધ્યમ** લે૦ ગાંધીજી
સંપા૦ ભારતન કુમારપ્પા

શિક્ષણના માધ્યમ અંગેનાં ગાંધીજીનાં લખાણોનો નાનકડો સંગ્રહ. આજે કેળવણીના માધ્યમની ચર્ચા ચાલે છે ત્યારે કેળવણીકારો તથા સામાન્ય જનતા બંનેને રાષ્ટ્રપિતાના એ અંગેના વિચારો માર્ગદર્શક નીવડશે.

કિં. રૂ. ૦–૩–૦ ટપાલરવાનગી ૦–૨–૦

**અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ** મગનભાઈ દેસાઈ

હમણાં કેટલાક વખતથી એક વિચાર જોરથી પાછો ઊપડ્યો છે કે, અંગ્રેજી ભાષાનું શિક્ષણ આઠમા ધોરણ કરતાં વહેલેથી શરૂ કરવું આથી, ગુજરાતનાં શિક્ષણ- અને શિક્ષક- મંડળોમાં ખૂબ ચર્ચા અને મનોમંથન જાગ્યાં છે. આ સ્થિતિમાં આ સમયસર બહાર પડેલી પુસ્તિકા માર્ગદર્શકરૂપ નીવડશે અને વિચારોને સાફ કરવામાં સહાયરૂપ થશે.

કિં. રૂ. ૦–૬–૦ ટપાલરવાનગી ૦–૨–૦

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪**

# સાધનોના ગુલામ

આપણો દેશ આઝાદ થયો છે. હવે સુધરવાનું કે બગડવાનું બંને તેના હાથમાં છે. આપણી નજર સામે બીજા દેશો છે — ખાસ કરીને યુરોપ અને અમેરિકા. આપણે માનીએ છીએ કે ત્યાંના લોકો બહુ સુખી છે; કારણ કે તેમની આવક આપણા દેશના લોકોની આવક કરતાં ઘણી વધારે છે. તેમની પાસે સુખી જીવનનાં બાહ્ય સાધનો ઘણાં છે, અને એવાં સાધનો પ્રાપ્ત કરવાની શક્તિ તેઓ રોજ વધારતા જાય છે. એ જોઈને આપણે મોહમાં પડીએ છીએ અને આપણને થાય છે કે, શું કરીએ તો આપણો દેશ પણ એ દેશોની હરોળમાં આવે. એ માટે આપણે પ્રયત્ન પણ કરી રહ્યા છીએ.

'ભૂખ્યા પેટે ભક્તિ ન થાય' એ વાત સાચી છે. મહાત્માજી કહેતા હતા કે જેની પાસે ખાવાનું અન્ન નથી, તેની આગળ મોટા મોટા સિદ્ધાંતો મૂકવાનો કંઈ અર્થ નથી. ભૂખ્યાને માટે ઈશ્વર રોટીના રૂપમાં જ આવે. એટલે દેહને જિવાડવાને કેટલાંક સાધનો આવશ્યક છે. પણ તેની મર્યાદા હોવી જોઈએ. મર્યાદા છોડીને આપણે આવશ્યકતાથી અધિક સાધનોની ખોજમાં પડીએ છીએ, ત્યારે ઉદ્દેશ છોડીને સાધનોના ગુલામ બની જઈએ છીએ.

દુનિયાની આજની સમાજરચનામાં ત્યાગની ભાવના રહી નથી અને ભોગને જ શ્રેય માનવામાં આવે છે. આપણે એ તરફ ખેંચાતા જઈએ છીએ. ગાંધીજીએ પોતાનાં વ્રતો દ્વારા આ સાચી ભાવના જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો હતો. પણ આજે આપણે બીજા દેશોના લોકો પાસે છે તેવાં સુખી જીવનનાં બાહ્ય સાધનો પર અધિકાર જમાવવાના વિચારમાં રાતદિવસ મગ્ન રહીએ છીએ.... દરેક જણ પોતાના સુખ માટેનાં સાધન એકઠાં કરવામાં રોકાયો છે, અને એ સાધનો એકઠાં કરવાના એના પ્રયત્નની બીજાઓ પર શી અસર થશે તેની એ પરવા કરતો નથી. વ્યક્તિ, સમાજ, દેશ અથવા રાષ્ટ્ર પોતાના સુખને માટે બીજાનાં સુખદુઃખની પરવા કર્યા સિવાય, ગમે તે રીતે — લાંચરુશવતથી, કાળાં બજાર કરીને, બીજાઓને સતાવીને અને તેમનું શોષણ કરીને, કે પછી સીધેસીધી લૂંટ કે ચોરી કરીને સુધ્ધાં પોતાના સુખ માટેનાં સાધનો મેળવી લે છે. ક્યાંક જબરો માણસ નબળાને દબાવી રહ્યો છે તો ક્યાંક જબરો દેશ નબળા દેશ પર સત્તા જમાવવાનો લાગ શોધે છે.

આપણે આપણું વલણ બદલવું જોઈશે. અને સુખને માટે બાહ્ય સાધનો પર આધાર ન રાખતાં સુખને પોતાની અંદરથી જ શોધી કાઢવું જોઈશે. આમાં બાહ્ય પદાર્થોનો તિરસ્કાર કરવાની વાત નથી; પણ બાહ્ય પદાર્થો પર અધિકાર મેળવવાની વાત છે. પણ તે અધિકાર એક બાહ્ય પદાર્થ પર બીજા પદાર્થ મારફતે નહીં, પરંતુ आपणा સંયમ નિયમ મારફતે મેળવવાનો છે.

('બાપુને પગલે પગલે' માંથી) — બાબુ રાજેન્દ્રપ્રસાદ

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये



તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

અંક ૧૧
વર્ષ ૧૬
૧૯૫૭
નવેમ્બર
નવજીવન, અમદાવાદ

# નવજીવન

નવેંબર, ૧૯૫૭

વર્ષ ૧૬ . અંક ૧૧


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનોટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**નવજીવન**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૬ : અંક ૧૧]　　　　અમદાવાદ　　　　નવેમ્બર, ૧૯૫૭


"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

## અંગ્રેજ અને અંગ્રેજી

આજકાલ, દેશમાં સ્વતંત્રતા આવ્યા બાદ, એક બાબત ખાસ જે જોવા મળે છે તે એ કે, મોટા ગણાતા લોકો એવું કહેવા લાગ્યા છે કે જાણે અંગ્રેજી ભાષાને બદલે દેશી ભાષાઓ દ્વારા કામ કરવાની વાત નવી જ નીકળી હોય! દા૦ ત૦ હિંદના માજી સરસેનાપતિ કરિયાપ્પાએ હમણાં લખ્યું કે, "કોણ જાણે શાથી, સ્વતંત્રતા આવ્યા પછી કેટલાક લોકે અંગ્રેજી ભાષા સામે ઓચિંતો ધિક્કારભાવ જગવી દીધો!"

આમાં એ રીતે નામ૦ સેનાપતિએ ભૂલ કરી છે. હિંદમાં અંગ્રેજોને જ નહિ, અંગ્રેજીને પણ કોઈ ધિક્કારતું નથી. સૌ કોઈ એટલું જ માગે છે કે, અંગ્રેજ રાજ્ય ગયું એમ, અંગ્રેજી ભાષાનું રાજ્ય પણ કાઢો અને હવે લોકોની ભાષાઓ અને આંતર-ભાષા હિંદીથી બધું કામ લેવાનું શરૂ કરો અને અંગ્રેજીએ પચાવી પાડેલી જગા તેની પાસેથી હવે છોડાવો.

અને આ વાત કાંઈ ૧૯૪૭ પછી શરૂ નથી થઈ. સેનાપતિ કરિયાપ્પા બ્રિટિશ નોકરીમાં તે અગાઉ હતા; એટલે કદાચ તે ન જાણે કે, રાષ્ટ્રીય હિંદે,—નહિ નહિ તોય ૧૯૨૪–૫ થી તો ચોક્સ રૂપે,—જાહેર કરેલું છે કે, અંગ્રેજીની જગાએ દેશની રાષ્ટ્રીય ભાષાઓ પોતપોતાનું યોગ્ય સ્થાન લેશે.

પણ એ વાતેય જવા દઈએ. હિંદનું સ્વતંત્ર રાજ્યબંધારણ તો આ વફાદાર સેનાનીને ખબર હોય જ. તેમાં શું કહ્યું છે, તે તો તે જાણે જ ને! છતાં તે આમ કેમ બોલે? કારણ એ છે કે, અંગ્રેજી-વાળા લોકોએ ઉપરની રાષ્ટ્રીય ક્રાંતિની સામે થવા આ અધ્ધર વાત જોડી કાઢી છે. નહિ તો આમ તેઓ વર્તે નહીં.

જુલમ તો એ છે કે, સરસેનાની કરિયાપ્પા એમની આવી અધ્ધર વાતમાં, રાજકુમારી અમૃતકોર દારૂ બાબતમાં કરે છે તેમ, ગાંધીજીનું નામ વટાવે છે! તે કહે છે, મહાત્મા ગાંધી વસુધૈવ કુટુંબકમ્ ચાહતા. બરોબર છે. પણ તેને સારુ તેમણે અમુક ફાવેલા લોકની વર્ગભાષા અંગ્રેજી નહીં, પણ દેશની લોકભાષાઓને આગળ કરી હતી. શ્રી. કરિયાપ્પા ગાંધીજીની, આ વાત ખાઈ જાય છે. તેમાં શું ઊંડું રહસ્ય રહ્યું હતું તેય જાણવાની તેમને પરવા નથી. ઊલટા સામેથી ગાંધીજીનો હવાલો આપી પોતાની વાત આગળ કરે છે કે, "હવે એક દુનિયા કરવા માટે એક ભાષા જોઈએ જ; અને તે અંગ્રેજી જ હોય. એટલે તે ભાષા હિંદની રાષ્ટ્રીય ભાષા તરીકે સદાને માટે રહેવી જોઈએ!"—'ઇતિ સિદ્ધમ્'ના ભાવથી એ આવી દલીલ કરે છે; અને નામાંકિત લેખાતાં છાપાં મોટે અક્ષરે આવી અધ્ધરવાણીને છાપે છે!

વાત ટૂંકામાં એ છે કે, હિંદની નવી ક્રાંતિ— સાંસ્કૃતિક અને સામાજિક, (હવે રાજકીય પૂરી થયા બાદ અને તેને જ લઈને)—શરૂ થાય છે. તે વખતે ૧૯૨૦ પેઠે જ 'મૉડરેટ' વિચારનાં દળો

એને ગૂંચવવાને માટે સુફિયાણી વાતો કરવા લાગ્યાં છે. તે કાળે શ્રી. ઍની બૅસંટ જેવાં આગેવાન હતાં. હવે અત્યારે જુઓ તો, જેમ કે, કેટલાક દક્ષિણ હિંદના ગઈ પેઢીના આગેવાનો તરફથી બહાર પડેલું નિવેદન. 'હિંદી રક્ષા' ઉત્તરમાં ચાલે અને 'અંગ્રેજી રક્ષા' દક્ષિણમાં ચાલે,— એવા દુઃખદ ઘાટ રાષ્ટ્રીય હિંદને અત્યારે જોવા મળી રહ્યા છે! બંને જણ જોતા નથી કે, તેઓ ઊલટી હાનિ જ કરી રહ્યા છે: અંગ્રેજી એક ટકા લોકને આવડે છે. તેની રક્ષા તેઓએ જો કરવી હોય, તો ગાંધીજીની નીતિ વડે જ થઈ શકશે. નહીં તો બાવાનાં બંને બગડશે. આવી ઘાંટીમાંથી બચવાને માટે મક્કમ પગલે હિંદની લોકશાહીએ ચાલીને આ પ્રતિગામી આવેશને શમાવી લેવાનો રહે છે. હિંદની આગેકૂચ અંગ્રેજી દ્વારા ન સાધી શકાય. દેશની લોકભાષાઓ જ આ કામ કરી શકે, અને અંગ્રેજી કોઈ અર્થમાં આપણી લોકભાષા નથી. તે અર્વાચીન વિદ્યાઓ માટેનું સાધન છે; તેનો સદુપયોગ કરીને આપણે ખરેખર વિદ્યા શીખવી છે. તે કામ તો સ્વભાષા દ્વારા જ બની શકે. એમ કહેવા છતાં, તેમ કરવું નહીં, એ વિચિત્ર મિથ્યાચાર આજે દેશની કેળવણીને બલાની પેઠે વળગી પડ્યો છે. તે બલા ઉતારવી જ જોઈએ.

૨૯–૧૦–'૫૭ **મગનભાઈ દેસાઈ**

# ગૂજરાત વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ

[તા. ૩–૧૧–'૫૭ના રોજ સવારે ૮ વાગ્યે કુલપતિ શ્રી. રાજેન્દ્રબાબુના પ્રમુખપદે તે થયો. ત્યારે તેના કુલનાયક તથા મહામાત્રે કરેલાં નિવેદનો અને તે બાદ કુલપતિએ આપેલો આદેશ, એ ત્રણ અનુક્રમે નીચે આપ્યાં છે.]

## ૧

## શ્રી. કુલનાયકનું નિવેદન

श्री. कुलपतिजी,

विद्यापीठ परिवारकी तरफसे मैं आपका स्वागत करता हूँ। यह उत्सव हम पूरे तीन वर्षके बाद मना रहे हैं। इस प्रसंग पर बम्बई राज्यके प्रधान-मंत्री भाई यशवंतराव पधारे हैं, इससे हमें और भी अधिक आनंद है। इनका और दूसरे सब मेहमानोंका मैं विद्यापीठकी ओरसे स्वागत करता हूँ।

पिछले पदवीदानके प्रसंग पर आप आये उसके बाद अब तक तीन वर्षोंमें जो काम हुआ है, उसका वार्षिक अहवाल छप गया है। १९५६–५७का अभी छपा है। इन तीन वर्षोंके कामकाजकी बाबत मेरे बाद श्री. महामात्र आपके सामने एक छोटा-सा निवेदन रजू करेंगे, इस लिये आपका स्वागत करते हुए मैं इस काममें आपका समय नहीं लेता।

पिछले तीन वर्षोंमें विद्यापीठका काम ठीक तरहसे चला है और आगे बढ़ा है। राज्योंके पुनर्निर्माणके कारण पिछला वर्ष अहमदाबादके लिये दुःखदाई रहा, और उस समय हमारी संस्थाकी अच्छी तरहसे कसौटी हुई। यह कहते हुए मुझे खुशी होती है कि हमारी संस्था उस कसौटीमेंसे कुशलक्षेमसे पार उतरी।

आजकल देशके सामने शिक्षाकी पुनर्रचनाका सवाल बड़े महत्त्वका है। हम विद्यापीठमें इस बारेमें अपनी मर्यादाओंमें रहकर प्रयोग कर रहे हैं। यह स्पष्ट है कि सरकार और प्रजाका सहयोग मिलनेसे हम इस प्रश्नको बहुत जल्दी हल कर सकते हैं। विद्यापीठका काम इस दिशामें यत्किंचित भी सहायक हो, तो मैं मानता हूँ कि इसमें विद्यापीठकी सार्थकता है। अब श्री. महामात्र अपना निवेदन रजू करेंगे।

તા. ૩–૧૧–૧૯૫૭ **મોરારજી દેસાઈ**

## ૨

## શ્રી. મહામાત્રનું નિવેદન

શ્રી. કુલપતિજી,

આપ ૧૯૫૪ના નવેમ્બરમાં પધાર્યા, ત્યાર પછીના સમયમાં થયેલા કામકાજનો ખ્યાલ ટૂંકમાં આપની આગળ રજૂ કરું છું.

વિદ્યાપીઠની વિવિધ પ્રવૃત્તિઓ માટે, નાનાં મોટાં બધાં કામોમાં થઈને, કુલ ૧૨૧ સેવકો કામ કરે

છે. અમદાવાદમાં ૧૦૧ અને બહાર બોચાસણ તથા સુખાલામાં મળીને ૨૦ છે. અમદાવાદમાં કામ કરતા સેવકોમાંથી ૭૫ જણ વિદ્યાપીઠની ભૂમિ પર રહે છે.

### ૧. શિક્ષણ પ્રવૃત્તિ

પ્રત્યક્ષ શિક્ષણનું કામ પ્રાથમિક શાળાના પ્રથમ વર્ષથી શરૂ કરીને સ્નાતક કક્ષા સુધીનું પૂરું યોજાઈ ગયાને ચાર વરસ થયાં. ગયે વરસે તેમાં એક પગલું આગળ ભર્યું હતું તે એ કે, ખાદી ગ્રામોદ્યોગ મહાવિદ્યાલયનો એક વર્ષનો અનુસ્નાતક અભ્યાસક્રમ શરૂ કર્યો. તે ઉપરાંત હિંદીનો અનુસ્નાતક અભ્યાસક્રમ ગોઠવવા ધાર્યું છે, પણ તે હજી યોજી શકયા નથી.

ઉપરના સામાન્ય અભ્યાસની સાથે શિક્ષકોને માટે ઉદ્યોગ તાલીમ વર્ગ તથા હિંદી શિક્ષક સનદ વર્ગ ચાલે છે. તથા ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના સહકારમાં ગ્રંથપાલ તાલીમ વર્ગ પણ ચલાવવામાં આવે છે.

આ બધાં કામોમાં કુલ ૬૧૩ વિદ્યાર્થી છે. સમાજસેવા મહાવિદ્યાલયમાં હવે કુલ ૧૨૩ વિદ્યાર્થીઓ છે, જેમાંથી ૧૧૦ છાત્રાલયમાં રહે છે. તેમાં બહેનોની સંખ્યા ધીમે ધીમે વધે છે, તેથી તેમના છાત્રાલયના મકાનની સવડ હવે વધારવાને માટે કાર્યવાહક સમિતિએ નક્કી કર્યું છે.

કુમાર-વિનય મંદિર, એટલે કે, ધો. ૧ થી ૧૧ વર્ષના વિનીત કક્ષા સુધીના અભ્યાસ માટેનું વિદ્યાલય પાયાની કેળવણીના સિદ્ધાંત મુજબ ચલાવીએ છીએ. તેમાં કુલ ૩૬૨ વિદ્યાર્થીઓ ભણવા આવે છે. તેને માટે આ વરસે અલગ મકાનની ગોઠવણ થઈ છે, તેથી આ પ્રવૃત્તિને હવે સારો વેગ મળવાની આશા છે. આ વિદ્યાલયના વિદ્યાર્થીઓ ઇચ્છે તો સરકારી પી. એસ. સી. તથા એસ. એસ. સી. (પ્રાથમિક તથા માધ્યમિક શાળાન્ત) પરીક્ષા પણ આપી શકે એવી સવડ રાખવામાં આવી છે, જેનો લાભ વિદ્યાર્થીઓ લે છે.

### ૨. હિંદી પ્રચાર કામ

બીજી મોટી પ્રવૃત્તિ ચાલે છે તે હિંદી પ્રચારકામની છે. તેમાં પણ સારી પ્રગતિ થઈ રહી છે. દેશમાં આજે હિંદી અને અંગ્રેજી ભાષાના સ્થાન વિષે તથા હિંદી અને બીજી રાષ્ટ્રીય ભાષાઓ વચ્ચેના સંબંધ વિષે સારી પેઠે ગૂંચવાડો અને ગેરસમજ ચાલે છે. ગુજરાતમાં આ બાબતનું વાતાવરણ, તેની સરખામણીમાં, કાંઈક સાફ છે, એમ જણાવતાં આનંદ થાય છે. છતાં અહીં પણ જાગ્રત રહેવાની જરૂર છે ખરી.

હિંદી પ્રચારનું કામ ધર્મ, જાતિ કે કોમ, તથા પ્રાંત કે પ્રદેશની વાડાબંધીથી પર રહીને તથા બીજી પ્રદેશભાષાની કશી સ્પર્ધામાં પડ્યા વગર અને તેમના વાજબી હકને માન આપીને કરવું જોઈએ. તો જ તે આખા દેશનાં સૌ અંગોને સરખું આવકારપાત્ર બની શકશે અને તો જ આપણે અંગ્રેજીના અનિષ્ટ અતિ-મહત્ત્વને દૂર કરી શકીશું. ગાંધીજીએ હિંદુસ્તાની પ્રચાર સભા સ્થાપીને આ આદર્શ દેશની આગળ મૂક્યો. વિદ્યાપીઠનું હિંદી પ્રચાર-કામ આ વ્યાપક દૃષ્ટિથી કરીએ છીએ.

ગયે વરસે લગભગ એક લાખ ઉપર પરીક્ષાર્થીઓ પાંચ ક્રમિક હિન્દી પરીક્ષાઓમાં બેઠા હતા. આ કામ પણ હવે વધતું જતું હોવાથી, તેને ખીલવવાને માટે અલાયદું મકાન જરૂરનું લાગે છે. તેથી કાર્યવાહક સમિતિએ તે બાંધવાનો ઠરાવ કર્યો છે.

### ૩. પુસ્તક પ્રકાશન

ત્રીજી મુખ્ય પ્રવૃત્તિ પુસ્તક પ્રકાશનની ગણાય. અત્યાર સુધીમાં કુલ ૨૨૩ પુસ્તકો પ્રસિદ્ધ થયાં. તેમાં ગયે વરસે ૧૭ થયાં હતાં. આ કામમાં લગભગ ૫ થી ૬ લાખ રૂપિયાનું રોકાણ થાય છે. સામી બાજુએ તેમાંથી આવક મળે છે, તેથી સંસ્થાના ખર્ચમાં કીમતી મદદ થાય છે. બધી પ્રકાશન-પ્રવૃત્તિ નવજીવન ટ્રસ્ટની દ્વારા અને તેના સહકારથી ચાલે છે.

પ્રકાશનોમાં મુખ્ય ત્રણ ચાર બાબતો નોંધપાત્ર છે:

૧. પ્રાથમિક શાળા તથા માધ્યમિક શાળાઓનાં કુલ ૧૧ વરસને માટે ૧૧ પુસ્તકોની ક્રમિક ગુજરાતી વાચનમાળા;

૨. ભણતરનાં આ ૧૧ વરસોમાં ૭ વર્ષ હિંદી શીખવાય છે, તેને માટે ૬ પુસ્તકોની હિંદી વાચન-માળા; તથા

૩. ગુજરાતી, હિંદી તથા સંસ્કૃત કોશ પ્રવૃત્તિ.

આ ઉપરાંત, પુરાતત્ત્વના અભ્યાસ અંગે બે ટ્રસ્ટ-ફંડનું કામ વિદ્યાપીઠને સોંપાયું છે, તે અંગેનું અધ્યયન અને પ્રકાશન પણ મહત્ત્વની એક ભાત પાડે છે.

મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ, ખાસ વિષય પસંદ કરીને, તે ઉપર મહાનિબંધ લખે છે. આથી દર વરસે કેટલુંક લોકોપયોગી સાહિત્ય સહેજે તૈયાર થાય છે. તેમાં ગુજરાતના અનેક પ્રશ્નોનો અભ્યાસ આવે છે. તેમાંથી પ્રજાને ઉપયોગી સાહિત્ય, મહાદેવ દેસાઈ સ્મારકમાળા રૂપે, બહાર પાડવાનું શરૂ કર્યું છે. તે માળામાં ૪ ચોપડીઓ બહાર પડી છે.

બે વરસથી બાળકો તથા નવશિખાઉ પ્રૌઢોને માટે સમાજ શિક્ષણ ગ્રંથમાળા શરૂ કરી છે, તેમાં કુલ ૩૧ ચોપડીઓ બહાર પડી છે. આ માળામાં સોએક ચોપડીઓ વિવિધ વિષયો પર યોજવાની ધારણા રાખી છે. વિજ્ઞાનની પરિભાષાનું કામ પણ ઠીક પ્રગતિ કરી રહ્યું છે. ગુજરાતી મારફતે શીખવવા માટે આત્મવિશ્વાસ પેદા કરવામાં આ કામે સારો ફાળો આપ્યો ગણાય.

આમાં એક હિંદીપ્રકાશન વિભાગ પણ સહેજે ખીલતો ગયો છે. તેમાં ૨૩ ચોપડીઓ અત્યાર સુધીમાં બહાર પડી છે. તેમની યોજના ગુજરાતમાં હિંદી પ્રચારને પ્રોત્સાહન આપવાની દૃષ્ટિથી કરી છે. તે ક્રમ પણ વધારવા ધારીએ છીએ.

આ ઉપરાંત, શિક્ષણકાર્યને મદદરૂપ એવાં નાનાં મોટાં બીજાં પ્રકાશન-કામ થાય છે. આ બધાંને ખીલવવાને માટે રોકાણ મૂડીની જરૂર વરસે વરસે વધતી જાય છે.

### ૪. ગ્રંથાલય પ્રવૃત્તિ

વધુ એક મુખ્ય ચાલુ પ્રવૃત્તિ છે તે ગ્રંથાલયની. તેને માટે નવું અલાયદું મકાન થવાથી આ કામને ભારે સવડ મળી ગઈ છે. તેમાં એક કાયમી સંગ્રહ-સ્થાન પણ અમે ગોઠવી શકયા છીએ.

ગ્રંથાલયમાં ગયે વરસે કુલ રૂ. ૫૮,૭૬૩ ખર્ચવામાં આવ્યા હતા. અત્યારે કુલ ૯૫,૨૮૦ ગ્રંથ તેમાં છે. એમનો ઉપયોગ દર વરસે સેંકડો અભ્યાસીઓ કરે છે. ખાસ કરીને ઉચ્ચ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તેનાથી સારી મદદ મળે છે. વિદ્યાપીઠના શિક્ષણ તથા પ્રકાશન કાર્યને માટે આ ગ્રંથાલય તો વરદાન સમાન થયું છે.

### ૫. ગ્રામ શિક્ષણ પ્રવૃત્તિ

વધુ એક નોંધપાત્ર ચાલુ પ્રવૃત્તિ પાયાનું ગ્રામ-શિક્ષણ યોજવાની છે. આ અંગે ગ્રામ વિસ્તારમાં બે વિદ્યાલય ચલાવીએ છીએ. તેમની ખિલવણી આશ્રમશાળાની ઢબે અને કેળવણી દ્વારા ગ્રામસેવકો તૈયાર કરવાના હેતુથી કરવામાં આવે છે.

એમાંનું પહેલું તે બોચાસણ વલ્લભ વિદ્યાલય. તેને ૨૫ વર્ષ થયાં. બીજું સુરત જિલ્લામાં અંભેટી સુખાલાના આદિવાસી પ્રદેશમાં આશ્રમશાળાથી શરૂ કરેલું વિદ્યાલય. તેને ચોથું વર્ષ ચાલે છે.

આ બે સંસ્થાઓ દ્વારા વિદ્યાપીઠ, ગામડાંમાં અને ખાસ કરીને પછાત અને આદિવાસી કોમોમાં, સાચા શિક્ષણ દ્વારા ગ્રામસેવા કરવા માગે છે. આપણા મહાવિદ્યાલય દ્વારા, ગ્રામવિસ્તારમાં આ જાતનાં કામો કરવાને યોગ્ય સ્નાતકો તૈયાર કરવા માગીએ છીએ. એ ધ્યેયમાં આપણને ઠીક સફળતા મળે છે, એ જણાવતાં આનંદ થાય છે.

### ૬. સ્નાતક સેવકો

આપ આજે ૪૧ સ્નાતકોને સમાજવિદ્યા-વિશારદની પદવી આપશો. તે અગાઉ ૪૨ જણને તે પદવી મળી ચૂકી છે. મહાવિદ્યાલયને સ્થપાયે ૧૦ વરસ થયાં તે દરમિયાન, આમ કુલ ૮૩ સ્નાતક બહાર પડ્યા છે. તેમાંના ઘણાખરા સ્નાતકો શિક્ષણ, ગ્રામસેવા તથા સરકારની સર્વોદય તથા ગ્રામવિકાસ યોજનાનાં નિરનિરાળાં કામોમાં જોડાયા છે; અને તેઓ તેમના કાર્યથી તેમના અધ્યક્ષોને સંતોષ

આપે છે, એમ જાણવા મળે છે. ગુજરાતનાં વિવિધ ગ્રામસેવાક્ષેત્રોમાંથી મહાવિદ્યાલયના આવા સ્નાતક સેવકો માટે માગ આવ્યા કરે છે, તે પણ આનંદની વાત છે.

આ સ્નાતકોને મુંબઈ સરકારે માન્ય રાખ્યા છે, તેમ વડી સરકારે પણ માન્ય રાખવા જોઈએ, અને બંને સરકારોએ મહાવિદ્યાલયના ખર્ચમાં વિદ્યાપીઠને મદદ કરવી જોઈએ. આજે તેનો બધો ખર્ચ શ્રી મહાદેવ દેસાઈ ટ્રસ્ટ ઉઠાવે છે, તેની સાભાર નોંધ લઉં છું. વિદ્યાર્થીઓને માટે શિષ્યવૃત્તિઓ સ્થાપવા દ્વારા પણ આ સંસ્થાને મદદની જરૂર છે. તથા વિદ્યાપીઠનાં બીજાં કામો પણ જેમ જેમ આગળ વધે છે, તેમ તેમ તેમને પણ મદદની જરૂર પડતી જાય છે. આશા છે કે, એ મદદ અમને મળતી રહેશે.

શ્રી. કુલપતિજી, આટલું નિવેદન કરીને, પદવીદાન માટે હવે આપની આગળ સ્નાતકોને રજૂ કરીશ. ત્યાર બાદ વિદ્યાપીઠ પરિવાર તરફથી ગયા પદવીદાન વેળા આપને અર્પણ કરેલા સૂતરના હારની ખાદીની ભેટ સ્વીકારવા અમારી વિનંતી છે. છેવટમાં, આપ તથા અન્ય સૌ મહેમાનો અત્રે આ પ્રસંગે પધાર્યા તેને માટે સૌનો હૃદયપૂર્વક આભાર માનું છું.

તા. ૩–૧૧–૧૯૫૭ **મગનભાઈ દેસાઈ**

## ૩

## કુલપતિનો આદેશ

उपकुलपतिजी, महामात्र, वहिनो और भाइयो!

मैं बहुत दिनोंसे इस इन्तजारमें था कि समय निकालकर विद्यापीठके पदवीदान समारोहमें शरीक होऊं। पर किसी न किसी कारणसे यह इच्छा पूरी न हो सकी। आज भी आया तो थोड़े समयके लिए जिससे न तो भाईबहनोंसे अधिक मिलनेका अवसर मिलेगा और न उनकी प्रवृत्तियोंको देखनेका मौका ही मिलेगा। तो भी जो अहवाल अभी सुनाया गया और समय-समय पर जो रिपोर्ट मैं पाता रहा हूँ, उनसे मुझे संतोष रहता है कि, विद्यापीठका काम सुचारु रूपसे चल रहा है।

जब इस विद्यापीठकी स्थापना आजसे ३६ वर्ष पहले की गई थी, तब समय दूसरा था, जनताकी अवस्था दूसरी थी, और देशके सामने प्रश्न भी दूसरे थे। विशेष करके शिक्षण संस्थाओंका रंगढंग अलग था। उस समय महात्माजीने इस प्रकारकी गैर-सरकारी संस्थाओंकी स्थापना इस लिए की थी कि हमारे देशके नवयुवकोंमें स्वतंत्र बुद्धिका विकास हो, वे देशकी परिस्थितिसे परिचित हो सकें, और उन्हें आधुनिक जगतकी पूरी वाकफियत रहे। इस लिए आरंभसे मातृभाषा द्वारा शिक्षा देनेका निश्चय रहा। साथ ही महात्माजीने इस चीज पर भी जोर दिया था कि, हमारे देशकी उन्नतिके लिए विद्यार्थियोंको हाथ-कारीगरी द्वारा जीवन-निर्वाहके लिए पैदा करनेकी शक्ति शिक्षालयोंमें ही मिलनी चाहिये। देशकी गुलामीके समय आरंभमें चली खादी-प्रवृत्तिमें बहुत कुछ रुकावटें पड़ीं। ऐसे समयमें चर्खेको पुनर्जीवित कर कमसे कम वस्त्रोंके संबंधमें उन्होंने स्वदेशी ही नहीं स्वाश्रयी बननेका भी प्रचार किया था। और इसी लिए उन्होंने कहा था कि, सब चरखा चलाना सीखें, खादीका व्यवहार करें और लोगोंमें इसका प्रचार करें। कई प्रांतोंमें विद्यापीठ स्थापित हुए और प्रायः सभी जगह बंद भी हो गये। कहीं-कहीं नामसे जीवित हैं, मगर उनका कोई महत्त्व-पूर्ण कार्य देखनेमें नहीं आता। गूजरात विद्यापीठ आज भी जीवित-जाग्रत है और अपने कार्यक्रमको समय-समय पर ऐसा बनाता गया है कि इससे देशकी बड़ी सेवा हो रही है। इसका मुख्य कारण यह है कि, विद्यापीठ सरकारसे अलग, स्वतंत्र रहकर अपने तरीकों पर नये विचार, नई पद्धति और नये प्रयोग कर सका और प्रयोगोंका फल अच्छा हुआ तो उसे उसने लोगोंके समक्ष रखा।

आज हम स्वतंत्र हो गये हैं इस लिए इस प्रकारकी प्रयोगशालाओंकी जरूरत है। हमें यह प्रयोग करके दिखाना है कि प्रचलित शिक्षापद्धतिमें कौनसी

खामियाँ हैं, कौनसी त्रुटियाँ हैं और उसमें कहाँ परिवर्तनकी आवश्यकता है। इसी लिए विद्यापीठने आजकी जरूरतोंके अनुकूल प्रवृत्तियोंको अपनाया है तथा उसीके अनुकूल अपना पाठ्यक्रम और कार्यक्रम बनाया है। जो स्नातक इसमेंसे शिक्षा पाकर निकलेंगे, वे देशकी जो हवा है उसमें धुल मिल कर उसकी अच्छी सेवा कर सकेंगे। मैं आशा करता हूं कि, यह काम जारी रहेगा और स्वतंत्र रूपसे जारी रहेगा।

जब ब्रिटिश सरकार थी तब हमें सरकारकी मदद लेनेमें हिचकिचाहट थी। हम इस लिए मदद लेना नहीं चाहते थे कि इससे हमारे स्वतंत्र कामकाजमें विघ्न और रुकावटें पैदा होंगी। आज यह स्थिति नहीं है। मैं आशा करूंगा कि, अगर हम सरकारसे मदद लेना चाहते हैं तो लें, मगर बिनशर्ती। मैं तो यह भी आशा करूंगा कि, सरकारको भी उसमें बंधन नहीं डालना चाहिये। वर्ना हम स्वतंत्र रूपसे प्रयोग नहीं कर सकेंगे और हमारे कामकी उपादेयता, आवश्यकता और शक्ति कम हो जायगी। इसी लिए मैं तो यह चाहूंगा कि, आप भी स्वतंत्र रहकर ही सरकारसे या कहींसे मदद लें, अपनी स्वतंत्रताको न छोड़ें। तभी विद्यापीठका जो ध्येय था, पूरा होगा।

उन दिनों लोगोंको चर्खे पर विश्वास नहीं था। और कोई यह नहीं सोच सकता था कि चर्खा चलानेसे शिक्षा मिल सकती है। पीछे महात्माजीने देखा कि, जब तक उद्योग-धंधा द्वारा शिक्षा नहीं दी जायगी तब तक शिक्षाका प्रचार वास्तविक ढंगसे नहीं होगा; या ऐसे लोग पैदा होंगे जो देशके मददगार नहीं हो सकेंगे।

हम देख रहे हैं, कि महात्माजीकी शिक्षापद्धतिको सरकारने पूर्णरूपसे मंजूर नहीं किया है। हमारी शिक्षापद्धति इसी लिए कमजोर चल रही है। यही कारण है कि, आज न मालूम कितने ही नये स्कूल, नये कॉलेज और नई युनिवर्सिटियाँ बनती हैं। एक ओर शिकायत की जाती है कि इनमें से जो छात्र निकलते हैं, पुराने ज़मानेके छात्रोंसे 'दव' निकलते हैं। दूसरी तरफ़ यह भी शिकायत की जाती है कि, कितने ही आदमी बेकार हैं और उन्हें धंधा नहीं मिलता, जिससे उनमें असंतोष फैल रहा है।

महात्माजीने चरखे द्वारा शिक्षाका प्रचार किया था। पर चरखा तो निमित्त मात्र था। जो कार्य करें हाथसे करें, धंधा करते जाएँ और सीखते जाएँ। प्रारंभिक शिक्षासे माध्यमिक शिक्षा तक गवर्नमेंटको बहुत खर्च न करना पड़े। जहाँ बेसिक एज्युकेशनका प्रयोग सही ढंगसे किया गया वहाँ देखा भी गया कि खर्चेका एक अच्छा अंश विद्यार्थियोंने पैदा कर लिया। मेरा विश्वास है कि, अगर अब भी योग्य शिक्षक मिल जायें तो रुपएमें बारह आने, ७५ फी सदी खर्च निकल सकता है। जो विद्यार्थी इस तरहकी शिक्षा पाकर निकलेंगे, वे ऐसे निकलेंगे कि जो अपने पैरों पर खड़े हो सकेंगे, वे नौकरियोंके लिए अर्जी नहीं करेंगे।

मैं जानता हूँ कि, विद्यापीठ इन्हीं तरीकों पर चलाया जा रहा है। और आगेके लिए भी मैं चाहता हूँ कि वह एक प्रकारकी प्रयोगशाला बनकर सारे देशकी सेवा करे, उसके प्रयोगोंका फल सारे देशके लिए लाभदायक हो।

मैं आशा करता हूँ कि आप अपने कामको उत्साहपूर्वक करते चले जायेंगे और चाहे जितनी भी दिक्कतें आएँ, गुस्सा किये बिना, उन्हें सहिष्णुता और सहानुभूतिसे बर्दाश्त करते रहेंगे और अपने कामको नहीं छोड़ेंगे।

मैं तीन वर्ष बाद आया, इसके लिए माफ़ी चाहता हूँ। मुझे यह देखकर प्रसन्नता होती है कि विद्यापीठने अपना काम खूबीसे चलाया है। आइन्दा मैं वह कोशिश करूंगा कि समय पर आऊं, पर यह तो ईश्वरके हाथ है।

आज जिन्हें पदवियाँ मिली हैं उन्हें बधाई देता हूँ और शिक्षकों, अध्यापकों और आचार्योंको धन्यवाद देता हूँ।

# આઝાદી પછીનાં દસ વર્ષ

## (એક વિહંગાવલોકન)

[ગયા અંકથી આગળ ચાલુ]

### પરદેશ-નીતિ

ચૂંટણી પછીનાં પાંચ વર્ષ દરમિયાન રાજકીય ક્ષેત્રે ભારતની પરદેશનીતિ સૌ પ્રથમ આપણું ધ્યાન ખેંચે છે. આ પરદેશ-નીતિને કારણે ભારત તરફ આખું વિશ્વ આજે મીટ માંડીને બેઠું છે. એશિયાના દેશોમાં તો ભારતે અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે. વિશ્વશાંતિ જાળવવાનો અને જગતને સદાને માટે યુદ્ધથી દૂર રાખવાનો આદેશ ભારત આપતું આવ્યું છે. પોતાના દરેક કાર્યમાં તે આ નીતિને અનુસર્યું છે. પાંચ વર્ષ દરમિયાન ભારતના વડા પ્રધાન પં. નહેરુ — ભારતના એ શાંતિદૂત — જ્યાં ગયા ત્યાં માન અને સત્કાર પામ્યા છે. તેનો મોટા ભાગનો યશ ભારતની પરદેશ-નીતિને આભારી છે. જગતે બે વિશ્વયુદ્ધો જોઈ લીધાં છે, ત્રીજું જોવાની તેની ઇચ્છા નથી. વળી ત્રીજાની તૈયારી ચાલતી નથી એમ ન કહી શકાય. આખું જગત આજે ઠંડા યુદ્ધનો અનુભવ કરી રહ્યું છે, અને મહદ્ અંશે ભારતે તે યુદ્ધને ઠાર્યું છે. કોરિયામાં તો તેણે પ્રત્યક્ષ રીતે જ શાંતિ સ્થાપવાના પ્રયત્નો કર્યા હતા. સુએઝના પ્રશ્ન સમયે પણ ભારતે એ જ વાત કહી છે. હંગેરીમાં ફાટી નીકળેલાં તોફાનો સમયે પણ ભારતે એ જ વાત સંભળાવી છે. અણુશસ્ત્રોના પ્રયોગો કરી શાંતિનું ઓઠું બતાવનાર દેશોને પણ ભારત વારંવાર એક જ વાત કહે છે અને કોઈની પણ શેહમાં તણાયા સિવાય, કોઈ પણ લાલચમાં ફસાયા સિવાય, ભારત હંમેશાં એક વાત કરતું આવ્યું છે: 'જીવો અને જીવવા દો!' ( Live and let live !)

૧૯૫૪ની સાલમાં ચીનના વડાપ્રધાન ચાઉ-એન-લાઈ ભારતના પ્રવાસે આવ્યા. આ સમયે ચીન અને ભારત વચ્ચે મૈત્રીના કરાર થયા અને તે કરારમાં અન્યોન્યના સાર્વભૌમત્વનો અને પ્રાદેશિક અખંડતાનો સ્વીકાર, બિન-આક્રમણ, દેશના આંતરિક વહેવારમાં બિનદખલગીરી, અરસપરસના હિતની સાધના અને શાંતિમય સહઅસ્તિત્વ એ પાંચ મુદ્દાને સમાવી લેવામાં આવ્યા. આજે આ પાંચ મુદ્દાઓને જગત 'પંચશીલ'ના સિદ્ધાંતો તરીકે ઓળખે છે. પાછળથી નહેરુજીની વિદેશયાત્રા દરમિયાન બીજા દેશોએ પણ ભારત સાથે મૈત્રીના કરાર કર્યા અને પંચશીલના સિદ્ધાંતો સ્વીકાર્યા. ઉત્તર વિયેટનામ, યુગોસ્લાવિયા, બ્રહ્મદેશ, ઇન્ડોનેશિયા, ઇજિપ્ત, કંબોડિયા વગેરે દેશોએ આજે આ સિદ્ધાંતો સ્વીકારેલા છે. ૧૯૫૫માં બાંડુંગ પરિષદ સમયે એશિયા અને આફ્રિકાના દેશોએ પણ તેનો સ્વીકાર કર્યો છે. રશિયા પણ તેનો સ્વીકાર કરે છે. માત્ર બ્રિટન અને અમેરિકા તેનો સ્વીકાર કરતાં નથી. પણ એક ઇતિહાસ-લેખક કહે છે તેમ, 'પંચશીલના વિકલ્પે યુદ્ધ અને સર્વનાશ સિવાય બીજું કશું જ નથી.'

### પરદેશી વસાહતો

ભારતના પંચશીલના સિદ્ધાંતો અને તેની પરદેશનીતિ અંગે આટલું જોયા બાદ આપણી સરકારની મહત્ત્વની કામગીરીઓ જોઈશું. તેમાં ફ્રેન્ચ વસાહતોનું વિલીનીકરણ, ભાષાવાર રાજ્યરચના અને ગોવા અંગેની વાત મુખ્ય છે.

૧૯૪૭માં ભારત અંગ્રેજી સલ્તનતની બેડીમાંથી મુક્ત થયું, તે સમયે દેશી રજવાડાંઓનો જેવો પ્રશ્ન હતો તેવો જ પ્રશ્ન ભારતમાં વસતી પરદેશી વસાહતોનો હતો. તેમાં ફ્રેન્ચ અને પોર્ટુગીઝ વસાહતોનો સમાવેશ થાય છે. અંગ્રેજોની સાથે જ, કંઈક અંશે પહેલી ભારતમાં આવેલી આ પ્રજા અંગ્રેજોની હરીફાઈમાં ન ટકી શકી, પણ અહીં તેમની કેટલીક વસાહતો રહી જવા પામી. બ્રિટિશ સલ્તનત જેવી સત્તાએ જ્યારે આખું ભારત છોડી દીધું, ત્યારે તેની સરખામણીમાં કઈ જ નહિ એવી આ વસાહતોએ હિંદ છોડવામાં આનાકાની કરવા માંડી. ફ્રેન્ચો ડાહ્યા નીકળ્યા એટલે સમજ્યા અને પોતાની વસાહતોને છોડીને, તેમનું ભારતમાં વિલીનીકરણ કરી, ભારત સાથે મૈત્રીભાવ રાખી ચાલ્યા ગયા. પરંતુ પેલી પોર્ટુગીઝોની દેડકી તો હજી આજે પણ બીજાની તાકાતે પેટ ફુલાવી ફૂદાફૂદ કર્યા કરે છે. પરંતુ જે શાંતિ અને અહિંસા ભારતની આઝાદી અને આબાદી સાથે વણાઈ ગયેલાં છે, તેમને નેવે મૂકી ભારત એક પણ પગલું ભરે તેમ નથી. જે સમજાવટથી અંગ્રેજો ગયા તે જ સમજાવટથી પોર્ટુગીઝો પણ જશે. ગોવાને મુક્ત કરવા માટે છેલ્લાં બે-ત્રણ વર્ષથી સત્યાગ્રહો થતા જોવા મળે છે. પણ તે સત્યાગ્રહીઓનું સ્વાગત પોર્ટુગીઝોએ બેયોનેટની અણીથી અને બંદૂકની ગોળીથી જ કર્યું છે. ભારત સરકારનું પોર્ટુગીઝ વસાહતો અંગેનું વલણ સ્પષ્ટ છે. જે સમજાવટથી બ્રિટિશ સલ્તનત ગઈ, તે જ સમજાવટનો શાંતિનો માર્ગ પોર્ટુગીઝોને હાંકી કાઢવામાં પણ મદદરૂપ થશે એવી આપણને શ્રદ્ધા છે.

આવા પ્રશ્નોમાં સંડોવાયા છતાં, રાજ્ય-પુનર્ઘટનાનું કામ તો ગયે વર્ષે જ ભારતે પૂરું કર્યું, જોકે તેના આઘાત-પ્રત્યાઘાતો તો આજે પણ હવામાં છે.

જિતેન્દ્ર ઠા. દેસાઈ

—ચાલુ]

# ગાંધીજીના છેલ્લા શબ્દ

૧૨

સત્યાગ્રહીની પ્રવૃત્તિના સંબંધમાં જે હિંસા ફાટી નીકળે, તે હિંસામાત્રને સારુ તે પૂરેપૂરો જવાબદાર છે. આ જવાબદારી વિષે બીજે પ્રસંગે ગાંધીજીએ કહ્યું,

'સત્યાગ્રહીને સારુ મરવાની કળા એટલે પોતાની ફરજ બજાવતાં બજાવતાં મૃત્યુને આનંદપૂર્વક ભેટવું... તમારા શત્રુને વગાડવા તમે ન ઇચ્છો એટલું બસ નથી; એને કોઈ મારી નાખતું હોય ને તમે ચૂપ રહો અથવા નિષ્ક્રિયપણે જોયા કરો, તો તમે સત્યાગ્રહી નહીં. તમારો જીવ આપીને પણ તમારે તેની રક્ષા કરવી ઘટે. આ કળા હજારો શાખી જાય, તો પછી કોઈ નહિ કહી શકે કે આપણી અહિંસા કેવળ આપણી નબળાઈને ઢાંકવાનો પડદો જ છે; અને તો પછી અઘટિત બનાવોની જવાબદારી લફંગાને માથે ઠોકી બેસાડવાનો મિથ્યા પ્રયત્ન આપણે ન કરીએ; લફંગાનો પણ હૈયાપલટો કરીને એના ઉપર આપણે અંકુશ રાખી શકીએ.'

'કાંઈક અનુચિત બનાવ બને, એટલે એ તો લફંગાનું કામ છે, એમ કરીને છૂટી જવાની આજકાલ ફેશન થઈ પડી છે. પણ એમ છૂટવું તે આપણને ન શોભે. લફંગા પણ છેવટે કોણ છે? આપણા એ દેશભાઈ જ છે, અને આપણો એક પણ દેશભાઈ એવાં કામ કરે ત્યાં લગી, આપણે એક રાષ્ટ્ર છીએ એવો આપણો દાવો છે તે જોતાં, એવા અત્યાચારને સારુ જે આપણી જવાબદારી છે તે આપણે નકારી ન શકીએ. મારા માનવા પ્રમાણે, મુંબઈમાં હમણાં હમણાં જે જાતના ગુના થયા છે, તેવા ગુના એનો પ્રતિકાર કર્યા વિના જોયા કરવા, તે કાયરતા છે.'

'દોષમાત્ર લફંગાને માથે ઢોળવાની ટેવ નહિ સારી. આપણે લફંગાનો વાંક હમેશાં કાઢીએ છીએ, પણ લફંગાને ઉત્પન્ન કરનારા ને એને ઉત્તેજન દેનારા આપણે જ છીએ. બધું ભૂંડું લફંગાઓએ જ કર્યું છે એમ કહેવું તે બરાબર નથી.'

આર્થિક સમાનતા રચનાત્મક કાર્યક્રમનું એક અંગ છે તે આપણે જોયું. સમાજવાદી તથા સહિયારાવાદી (કૉમ્યુનિસ્ટ)નો આદર્શ પણ તે જ છે. એટલે કોકે ગાંધીજીને પૂછ્યું કે, આ લક્ષ સિદ્ધ કરવાની તમારી પદ્ધતિ તથા આ બે પક્ષોની પદ્ધતિ વચ્ચે કેટલો ફેર છે? એટલે પોતે જવાબ આપ્યો:

"ડાબાપક્ષી કહે છે કે, 'આ વિષે આજ તો અમારાથી બીજું કાંઈ બને એમ નથી. અમે એ વિષે પ્રચાર કરીશું, અને એટલા સારુ થઈને દ્વેષનું નિર્માણ તથા વૃદ્ધિ કરીશું. અને જ્યારે રાજસત્તા અમારા હાથમાં આવશે, ત્યારે સમાનતાનો અમલ કરી બતાવીશું.' પણ મારી યોજના પ્રમાણે તો રાજસત્તાનું કામ લોકોની ઇચ્છાનુસાર વર્તવું એ જ છે; લોકો ઉપર હુકમ ચલાવવો તે એનું કામ નથી....હું તો અહિંસા દ્વારા સમાનતાની સ્થાપના કરીશ, એટલે દ્વેષ વિરુદ્ધ પ્રેમનું બળ વાપરીને હું મારું મત લોકોને ગળે ઉતારીશ. આખો સમાજ મારું માનતો થાય ત્યાં લગી હું વાટ નહિ જોઉં, પણ મારા પોતાથી તરત કામનો આરંભ કરીશ. જો હું પચાસ મોટર કે દસ વીઘાં જમીન પણ રાખું, તો મારી કલ્પના પ્રમાણેની આર્થિક સમાનતા સ્થાપવાની આશા હું ન રાખી શકું એ તો સ્પષ્ટ છે. એને સારુ તો ગરીબમાં ગરીબ માણસની પંક્તિમાં જઈને મારે બેસવું જોઈએ. છેલ્લાં પચાસ વર્ષ થયાં આ કામ કરવાનો મારો પ્રયત્ન છે; એટલે સાહુકાર મને મોટર વાપરવા આપે તે વાપરવા છતાં હું કૉમ્યુનિસ્ટ-શિરોમણિ છું એવો મારો દાવો છે. આ મોટરના પાશમાં હું ફસાતો નથી, એટલે મહાજનના હિતાર્થે એમ કરવાની જરૂર પડે તો એક ક્ષણમાં હું તેનો ત્યાગ કરી શકું."

(ક્રમશઃ)

દેસાઈ વાલજી ગોવિંદજી

# પાયાની કેળવણીનું શ્રાદ્ધ

તા. ૨૦ મી સપ્ટેંબરે રાજ્યોના કેળવણી-પ્રધાનોની પરિષદમાં બોલતાં મૌલાના અબુલ કલામ આઝાદે જણાવ્યું કે, 'વિશાળ વસ્તીવાળા હિંદુસ્તાન દેશની કેળવણીના પ્રશ્નનો ઉકેલ, પાયાની કેળવણીને ધોરણે દેશની કેળવણીને ગોઠવ્યા વિના તથા તેને સાર્વત્રિક બનાવ્યા વિના બીજો કોઈ હોઈ શકે નહિ.'

મૌલાનાએ ઉપરાંત ઉમેર્યું કે, 'એમ નહિ કરીએ, તો કેળવણીના પ્રચારનો અર્થ પોતાના વંશપરંપરાગત ધંધાઓમાંથી અળગા પડીને બેકાર બનનારાઓની સંખ્યા વધારવા જેવો જ થઈ રહેશે.'

તા. ૨૭-૮-'૫૭ના રોજ બિહાર-રાજ્ય-શિક્ષા-સલાહકાર સમિતિની પહેલી બેઠકમાં બોલતાં ડૉ. ઝાકિર હુસેને જણાવ્યું કે, "આપણું રાજ્યબંધારણ અમલમાં આવ્યું ત્યાર બાદ દશ વર્ષમાં, જે બાળકોને મફત અને ફરજિયાત કેળવણી આપવાની વ્યવસ્થા આપણે (બિહારમાં) કરવાની હતી, તેમની સંખ્યા ૧૯૫૦-૫૧ માં ૭૫ લાખ ઉપર હતી. તે ૧૯૫૫-૫૬ માં વધીને ૮૪ લાખ ઉપર ગઈ છે. એમાંથી માત્ર ૨૧ લાખથી થોડાં વધુ બાળકો જ અત્યારે શાળામાં આવે છે; બાકીનાં ૬૩ લાખની હજુ વ્યવસ્થા કરવાની છે. આ સંખ્યા આગળનાં પાંચ વર્ષમાં વળી વધશે. આ ભારે મોટી સમસ્યા છે. એનો અર્થ એ છે કે, બીજા એક લાખ અને એંસી હજાર વધુ શિક્ષકોનો તથા કેટલીય વધુ શાળાઓનો પ્રબંધ આપણે કરવો પડશે, જે માટે ૧૩ા કરોડ રૂપિયા આવર્તક ખર્ચ પેટે અને ૨૭ કરોડ રૂપિયા મકાન, સાધન વગેરે સ્થાયી ખર્ચ પેટે જોઈએ.

"દેશનાં તમામ બાળકોને જો શાળામાં ભરતી કરવાં હોય, તો શાળાનાં મકાનની મોટી સમસ્યા આપ સૌની સામે આવશે. જિનીવામાં ગયે મહિને મળેલા વીસમા આંતરરાષ્ટ્રીય કેળવણી સંમેલનમાં ચર્ચાનો મુખ્ય વિષય જ શાળાનાં મકાન અંગે હતો. અમેરિકાએ ગયે વર્ષે ૬૭,૦૦૦ વર્ગોના ઓરડાઓ નવા બાંધ્યા; અને હવેના વર્ષમાં પણ એટલા જ લગભગ બાંધશે. . . . સ્પેન, જ્યાં બીજા દેશો જેટલી પ્રગતિ નથી, ત્યાં ૨૫૦૦૦ શાળાનાં મકાનો બાંધવા માટે સરકાર પૈસા ઉધાર લેવાની છે.

"આપણે પણ શાળાનાં મકાન બાંધવા ઉધારથી પૈસા મેળવવાની વાત વિચારવાની છે. આપણે ત્યાં સરકારી બુનિયાદી શાળાઓ અને ઉત્તર-બુનિયાદી શાળાઓમાં થઈને કુલ ૭૫,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. તેઓએ શાળાના સમયના ઉદ્યોગો દરમ્યાન કરેલી પેદાશની આવક તરીકે બે લાખ રૂપિયા જેટલી રકમ સરકારી ખજાનામાં જમા કરાવી છે. હવે જો ૬ થી ૧૪ વર્ષ દરમ્યાનની ઉંમરનાં આપણાં ૨૦ લાખ બાળકો પાયાની કેળવણીની શાળાઓમાં હોત, તો તેઓ તેમના ઉદ્યોગથી દર વર્ષે લગભગ અઢી કરોડ રૂપિયા જેટલી આવક કરત, એમ માની શકાય. આ રકમ શાળાનાં મકાનો બાંધવા ઉધાર લીધેલી રકમ પાછી વાળવામાં કેટલી બધી મદદરૂપ થાય!"

અંતમાં તેમણે એક વિચિત્ર પરિસ્થિતિ તરફ પણ ધ્યાન ખેંચ્યું કે, બિહાર રાજ્યે પાયાની કેળવણીને માન્ય રાખી છે, પણ હજુ મોટા ભાગની શાળાઓમાં એ દાખલ કરવામાં આવી નથી. તેથી પાયાની કેળવણીની શાળાઓમાંથી નીકળતા વિદ્યાર્થીઓને આગળની માધ્યમિક શાળાઓમાં પ્રવેશ જ મળતો નથી. એટલે તેવા વિદ્યાર્થીઓ માટે થોડીક જુદી માધ્યમિક શાળાઓ (ઉત્તર-બુનિયાદી) કાઢવામાં આવી છે. પરંતુ તેમાં ભણેલા વિદ્યાર્થીઓને પાછો ઉચ્ચ શિક્ષણની કૉલેજોમાં પ્રવેશ નથી મળતો. એટલે હવે જુદી બુનિયાદી કૉલેજો કાઢવાની વ્યવસ્થા કરવાની વિચારાય છે!

આ પરિસ્થિતિ સામે ટીકા કરતાં ડૉ. ઝાકિર હુસેન જણાવે છે કે, "બુનિયાદી તાલીમને બુનિયાદી જ રહેવા દો. તમારે સમજી લેવું જોઈએ કે, તેની નીચે તેમ જ તેની આગળનું જે કાંઈ છે તે બુનિયાદી નથી. પૂર્વ-બુનિયાદી પણ બુનિયાદી નથી, ઉત્તર-બુનિયાદી પણ બુનિયાદી નથી; અને ગ્રામ-વિશ્વ-વિદ્યાલય પણ બુનિયાદી નથી. બુનિયાદી તાલીમ જ બુનિયાદી છે. . . . ૬ થી ૧૪ વર્ષની ઉંમરવાળાં

બધાં બાળકોની કેળવણીને પૂરેપૂરી બુનિયાદી તાલીમમાં જ બદલી નાખવી જોઈએ. અને એ શાળાઓને જ પછીની માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની સાથે જોડી આપવી જોઈએ."

આ વિચારોની સાથે દેશના મવાલપક્ષની સ્થિતિ શી છે તે પણ સરખાવવા જેવી છે. 'ઇંડિયન રિવ્યૂ' (ઑક્ટો૦ '૫૭) મૌલાનાના શરૂઆતમાં ટાંકેલા અભિપ્રાય ઉપર ટીકા કરતાં જણાવે છે કે, "રાષ્ટ્રપિતાએ પ્રવર્તાવેલા વિચારો પ્રત્યે લાગણીવેડાથી ભરેલી વફાદારીના ઓઠા હેઠળ, પાયાની કેળવણીની જે પ્રશંસા કરવાથાં આવે છે, અને કેળવણીકારોના તથા મોટા ભાગના જનસમુદાયના જાહેર ન કરાતા વિરોધની ઉપરવટ જઈને તેનો અમલ જે રીતે થઈ રહ્યો છે, તેની ચીરી નાખે તેવી આકરી ટીકા ભારત સરકારના એક નિષ્ણાતે જ પોતાના અહેવાલમાં કરી છે. . . . બીજા નિષ્ણાતોમાંના કેટલાક તો એ યોજના માટે 'Hypocracy' — ઢોંગ-છળ જેવા શબ્દો વાપરતાં અચકાયા નથી. . . . તે અહેવાલમાં જે ચિત્ર ચીતરવામાં આવ્યું છે, તે પાયાની કેળવણીના ગુણોની દૃષ્ટિએ જોતાં તેને બહુ ટેકારૂપ થઈ પડે તેવું નથી."

આ મવાલ-પક્ષના લોકો નવા રાજ્યતંત્રમાં કેળવણીકારો અને વિચારકોનું સ્થાન પામ્યા છે. સામાન્ય રીતે કેળવણી વિષયક સલાહકાર મંડળોમાં હવે ભારત સરકાર ચાહીને રાષ્ટ્રીય કેળવણીના કે રાષ્ટ્રપિતાએ પ્રવર્તાવેલા વિચારોથી વિરોધમાં હોય તેવા આ મવાલ-પક્ષના લોકોને જ જાણે નીમતી હોય તેવું દેખાય છે. પરિણામે રાષ્ટ્રીય કેળવણી માટેનો જે પુરુષાર્થ રાષ્ટ્રપિતાની હયાતીમાં ઊભો થયો હતો, તે સદંતર ધોવાઈ જવા બેઠો છે કે ફજેત થવા બેઠો છે. રાષ્ટ્રીય કેળવણીમાં કામ કરતા આવેલા અથવા કરવા ઇચ્છતા લોકોને હવે અંગ્રેજો અને તેમની ભાષામાં નિષ્ઠાવાળા મવાલ કેળવણીકારોને હાથે નવા પાઠ શીખવાના થયા છે. પછી જે ચાલે તેની સામે બૂમો પાડવાથી શું વળે?

— ગો૦

## यः जीवति सः पश्यति ।

એક વાર એક સાધુએ જીવન વિષે વાતચીત કરતાં આ ધર્મકથા કહી હતી :

એક નગરની બહાર નિર્જન પ્રદેશમાં બૌદ્ધ ભિક્ષુઓનો વિહાર હતો. ઘણા જુવાન ભિક્ષુઓ ત્યાં સંયમપૂર્વક રહેતા હતા અને જીવનનું સાચું રહસ્ય સમજવા મથતા હતા.

એ નગરમાં એક લાવણ્યમયી વારાંગના રહેતી હતી. નગરના રાજાથી માંડીને એકેએક યુવાન માણસ તેનાં દર્શન કરવા ઉત્સુક રહેતો.

એક વાર એ રૂપગર્વિતા વારાંગનાને થયું: 'પેલા યુવાન ભિક્ષુઓ નગરથી દૂર નિર્જન જગ્યાએ સ્ત્રીઓથી દૂર દૂર ભાગતા રહીને સંયમ કેળવવાની ડંફાસ મારે છે. એક રાત મારી સાથે રહીને પોતાના સંયમનો પરચો બતાવે તો ખરા.'

વારાંગનાએ આ વાત પત્ર પર લખી એ પત્ર એક માણસ સાથે વિહારપતિને મોકલ્યો.

વિહારપતિ પત્ર વાંચીને વિચારમાં પડી ગયા. આસપાસ ઊભેલા જુવાન ભિક્ષુઓ ગુરુજીની ઉદાસીનતા જોઈને પૂછવા લાગ્યા : "ભગવન્, પત્રમાં એવું તે શું લખ્યું છે કે, તમે આટલા વિચારમાં પડી ગયા?"

વિહારપતિએ બધી વાત ભિક્ષુઓને કહી અને પછી કહ્યું : "ભિક્ષુઓ, આવું સાહસ કરવું વ્યર્થ છે. જો અકસ્માત્ કોઈ માટે આવો પ્રસંગ ઊભો થાય અને આપણા સંયમની

કસોટી થવાનો વારો આવે, તો વાત જુદી. આવી રીતે જાણી જોઈને પીડા ઊભી કરવી મને અયોગ્ય લાગે છે."

પણ જુવાન ભિક્ષુઓ વારાંગનાની ધૃષ્ટતા જોઈને ઊંચાનીચા થઈ ગયા. તેઓ કહેવા લાગ્યા : "અરે, એવી સ્ત્રીઓની શી મજાલ છે કે અમારા જેવાને ચલિત કરે? ગુરુજી, એને ભોંઠી પાડવા અમારામાંથી કોઈને મોકલો. આમ સાહસ કરવામાં ડરીએ તો કેમ ચાલે ?"

ગુરુજીએ કહ્યું: "ભિક્ષુઓ, આવા વિચારને જતા કરો. શાસ્ત્રમાં કહ્યું છે કે:
न संशयम् अनारुह्य नरो भद्राणि पश्यति।
संशयम् तु पुनरारुह्य यः जीवति सः पश्यति ।।
—સાહસ કર્યા વિના માણસ સિદ્ધિ મેળવી શકતો નથી એ ખરું; પરંતુ એ સાહસ કર્યા પછી માણસ જો જીવતો રહી શકે, તો જ તે સિદ્ધિને માણી શકે. માટે આવું સાહસ કરવા ઉતાવળા થવામાં સાર નથી. એટલે આ વાતને અહીંથી જ બંધ કરો."

પરંતુ જુવાન ભિક્ષુઓ તો એકના બે ન થયા. એ લોકોમાં એક ભિક્ષુ ભારે સંયમી મનાતો. તેણે આ સાહસ ખેડવાની તૈયારી બતાવી. ગુરુજીએ તેને પણ ખૂબ વાર્યો. પરંતુ તે જરા પણ ડગ્યો નહીં. આખરે તેનો મક્કમ આગ્રહ જોઈને વિહારપતિએ એ સંયમી ભિક્ષુને ત્યાં જવાની કમને અનુજ્ઞા આપી.

[illegible]ન ભિક્ષુ પેલી વારાંગનાને ત્યાં સંધ્યાકાળે ગયો અને બહુ સ્વસ્થતાથી બોલ્યો : "હે નારી, હું આજની રાત તારે ત્યાં રહીશ."

વારાંગના કહે : "હે જુવાન ભિક્ષુ, તમારા જેવા સુંદર જુવાનને તમારા ગુરુવર્યે મારી પાસે એક રાત રહેવા મોકલ્યા, તેથી હું રાજી થઈ છું. પણ તમારે એક શરત પાળવી પડશે: આંખો ખુલ્લી રાખીને તમારે અહીં રહેવું."

ભિક્ષુએ ખુશીથી એ કબૂલાત આપી.

વારાંગનાએ એક આલેશાન ઓરડો ફૂલોથી શણગાર્યો. ભીંત પર શૃંગારને ઉદ્દીપિત કરે એવાં ચિત્રો ટાંગ્યાં. પછી ભિક્ષુને એ તેમાં તેડી ગઈ. આખા ઓરડામાં યુવાન ભિક્ષુ અને રૂપવતી વારાંગના સિવાય કોઈ ન મળે.

રાત ધીમે ધીમે વહી જતી હતી. ભિક્ષુએ સંયમનું બધું જ જોર વાપરીને પોતાની એકેએક ઇન્દ્રિયને નિર્જીવ કરી મૂકી. સ્વસ્થતાથી તે વારાંગનાના બધા જ હાવભાવ નીરખી રહ્યો. જાણે પોતે લાકડાનું પૂતળું જ ન હોય!

આખી રાત પસાર થઈ ગઈ. ભિક્ષુ સ્વસ્થ અને અચલિત રહ્યો. વારાંગના લજ્જા પામી ગઈ. તે ભિક્ષુના પગ આગળ આંસુ સારતી બોલી: "હે ધર્માત્મા, મારો અપરાધ ક્ષમા કરો. તમે જીત્યા, હું હારી. ધન્ય છે તમારા સંયમને! ભરજુવાનીમાં આવો સંયમ રાખવો એ ભારે સિદ્ધિ છે. તમે હવે અહીંથી સ્વસ્થાને પધારો; આવા નરકમાં તમને વધારે રાખવા એ પાપ છે. મને એકલીને અહીં સબડવા દો."

ભિક્ષુએ વિહારમાં આવીને પોતાના વિજયની વાત ગર્વભેર કહી સંભળાવી. બધાએ હર્ષથી તેને વધાવી લીધો. ગુરુવર્યે પણ તેને ધન્યવાદ આપ્યો.

પેલા ભિક્ષુને આખી રાતનો ઉજાગરો હતો. તે ખૂબ થાકી પણ ગયો હતો. એટલે તેણે ગુરુવર્યની રજા લીધી અને આરામ કરવા તે પોતાની ઓરડીમાં ગયો. થોડી વારમાં તો તે ઊંઘી ગયો.

પરંતુ ઊંઘમાં તેની આંખ સામે ગત રાતનાં દશ્યો એક પછી એક ખડાં થવા લાગ્યાં. ઉશ્કેરાયેલી દશામાં તે જાગી ગયો. તેનામાં કામની જ્વાળા સળગી રહી હતી. તેને થયું: "જ્યારે એ રૂપયૌવના મારી સામે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર હતી, ત્યારે મેં મૂઢે એ સુંદર તક શા માટે જવા દીધી?"

તે હવે ગભરાયો. ઝડપથી ઊભો થઈ તે તળાવ ઉપર ગયો. તળાવના શીતળ જળમાં તે એકાદ કલાક પડી રહ્યો. પણ મન તો તેને પેલી રૂપવતી વારાંગના તરફ જ ખેંચી રહ્યું હતું.

સાંજ પડી. પરંતુ ભિક્ષુની વ્યાકુળતા શમી નહીં. વારાંગનાને તે વધારે લોલુપતાથી યાદ કરવા લાગ્યો. તેને થયું કે, 'હવે તો એ રૂપવતી પાસે જઉં તો જ મને શાંતિ વળે.'

રાત્રિની શાંતિમાં બધા ભિક્ષુઓ સૂતા હતા, ત્યારે પેલો ભિક્ષુ છાનોમાનો વિહારની બહાર નીકળ્યો અને દોટ મૂકીને પેલી વારાંગનાને મંદિરે ગયો. પણ ત્યાં એ ન હતી. બાજુમાં કોઈને પૂછ્યું તો જાણવા મળ્યું કે, સવારથી એનો ક્યાંય પત્તો નથી. રાજા તેમ જ બીજા એના ચાહકો પણ એને શોધવા આકાશપાતાળ એક કરી રહ્યા છે.

ભિક્ષુ બેબાકળો બની ગયો. તે ભાન ભૂલી દૂર દૂર ચાલ્યો ગયો!

કેટલાંય વર્ષો પછી એક દિવસ સંધ્યાકાળે એક સાધ્વી નદીએ સ્નાન કરીને પાછી ફરતી હતી. રસ્તે થઈને જતાં એના પગ સાથે કશુંક અથડાયું. વાંકી વળીને જુએ છે તો એક પુરુષ રોગગ્રસ્ત દશામાં બેભાન પડ્યો હતો. તેણે રોગથી ગંધાતા એ પુરુષના મુખ પર પાણી છાંટ્યું. પેલા માણસને જરા શુદ્ધિ આવી અને તેણે આંખ ઉઘાડીને સાધ્વી તરફ જોયું.

સાધ્વીએ મધુર શાંત અવાજે પૂછ્યું: "ભાઈ, તમે કોણ છો અને આ દશાને શી રીતે પામ્યા?"

પેલા પુરુષે પોતાના વિનિપાતની કરુણ કથા ધીમે અવાજે તેને કહી સંભળાવી.

એ સાંભળીને પેલી સાધ્વી એકદમ ચમકી ઊઠી! તે બોલી: "અરે, આપ તો મારા ગુરુવર્ય છો! હું તે જ વારાંગના છું. તે ધન્ય રાતે તમારો અપાર સંયમ જોઈને હું ખૂબ શરમાઈ ગઈ હતી. અને મને પ્રભુકૃપાથી એવું જ્ઞાન થયું કે, 'આપ જેવા સાધુજન જે અનંત સુખ, જે અનંત સૌન્દર્ય માણી રહ્યા હોવાને કારણે સંસારની આ બધી લાલચોને ત્યાગી શકો છો, એની આગળ આ મારું રૂપ વગેરે ખરેખર તુચ્છ [illegible] જોઈએ. લાવ હું પણ એ જ [illegible] મારા જીવનમાં પ્રાપ્ત કરું.' એમ [illegible] કરીને હું બીજે જ દિવસે સર્વસ્વનો ત્યાગ

કરીને ચાલી નીકળી અને સાધુસંતોના ઉપદેશ પ્રમાણે વર્તી ધન્ય બની ગઈ. આ બધાનો જશ આપને જ છે અને આપ જ મારા ગુરુવર્ય છો. આપને આવો મોહ ન છાજે. કોઈ કારણે આવેલી આ ક્ષણિક નિર્બળતા તજી, આપ સ્વસ્થ થાઓ. આપની સંયમશક્તિ અમાપ છે."

ભિક્ષુ આ સાંભળીને રડી પડ્યો. તે બોલ્યો: "ગુરુજીએ અમને તે દિવસે જે શ્લોક સંભળાવ્યો હતો, તેનું રહસ્ય આજે મને સમજાય છે: 'यः जीवति सः पश्यति ।' હું સંયમ બતાવવાના સાહસ પછી જીવતો ન ન રહી શક્યો; ત્યારે તમે એ પ્રસંગમાંથી જીવી ગયાં, ઊગરી ગયાં અને સાચું જીવન-રહસ્ય પામ્યાં. મા, મને ક્ષમા કરો. અંતકાળે પણ તમે મને મળ્યાં, તેથી હું કૃતાર્થ થયો.'

એટલું કહીને એ ભિક્ષુ સાધ્વીના ચરણમાં ઢળી પડ્યો. તેનો ત્રસ્ત પ્રાણ શાશ્વત શાંતિમાં પોઢી ગયો.*

મુ૦ ક૦

* ગૂજરાત વિદ્યાપીઠના શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયના હસ્તલિખિત અંક 'સમાજ-સેવક'માંથી.

# ધારાસભ્યો કઈ ભાષા વાપરે છે?

[હિંદી કમિશનના તાજેતરમાં રજૂ થયેલા અહેવાલમાં, જુદાં જુદાં રાજ્યોની તથા કેન્દ્ર-સરકારની નીચલી તથા ઉપલી ધારાસભાઓમાં પ્રતિનિધિઓ કઈ ભાષા વાપરે છે, તેના ટકાવાર આંકડા આપ્યા છે, તે રસિક થઈ પડે તેવા છે.]

| | अंग्रेजी | हिन्दी | अन्य भाषाओ |
|---|---|---|---|
| લોકસભા | ૮૩.૨ | ૧૬.૨ | .૭ |
| રાજ્યસભા | ૮૫.૦ | ૧૩.૧ | ૧.૯ |
| આસામ ધારાસભા | ૮૯.૬૭ | ૦.૧૮ | ૯.૬૭ અસમી<br>૦.૧૮ બંગાલી |
| આંધ્ર ,, | ૧૦.૦ | — | ૯૦.૦ તેલુગૂ |
| બિહાર ,, | ૫.૦ | ૯૫.૦ | |
| ઉપલી ,, | ૨૭.૬૭ | ૭૨.૩૩ | |
| મુંબઈ ,, | ૫૦.૪ | ૩.૨ | ૪૦.૯ મરાઠી<br>૪.૫ ગુજરાતી<br>૧.૦ કન્નડ |
| ઉપલી ,, | ૮૯.૬ | ૧.૭ | ૭.૩ મરાઠી<br>૧.૪ ગુજરાતી |
| મધ્યપ્રદેશ ,, | ૧.૫ | ૮૩.૦ | ૧૫.૫ મરાઠી |
| મદ્રાસ ,, | ૫૨.૪ | — | ૪૨.૨ તામિલ<br>૫.૪ મલયાલમ |
| ઉપલી ,, | ૮૨.૦ | — | ૧૭.૬ તામિલ<br>.૨ મલયાલમ |
| ઓરિસા ,, | ૫.૦ | — | ૯૫.૦ ઊડિયા |
| પંજાબ ,, | ૦.૨૭ | ૫૬.૭ | ૪૩.૩ પંજાબી |
| ઉપલી ,, | ૩૪.૬ | ૩૫.૬ | ૨૯.૮ પંજાબી |
| ઉત્તરપ્રદેશ ,, | — | ૧૦૦.૦ | |
| ઉપલી ,, | ૩.૦ | ૯૭.૦ | |
| પશ્ચિમ બંગાળ ધારાસભા | ૫૦.૪ | ૦.૫ | ૪૯.૧ બંગાળી |
| ઉપલી ,, | ૬૯.૩ | — | ૩૦.૦ બંગાળી |
| હૈદ્રાબાદ ,, | ૫.૦ | ૨૧.૦ | ૬૩.૦ ઉર્દૂ<br>૮.૦ તેલુગૂ<br>૨.૦ મરાઠી<br>૧.૦ કન્નડ |
| જમ્મુ અને કાશ્મીર (સંવિધાનસભા) | ૬.૦ | ૦.૫ | ૯૪.૦ ઉર્દૂ<br>૦.૪ ફારસી<br>૦.૪ લડાખી |
| મધ્યભારત ધારાસભા | — | ૧૦૦.૦ | |
| મૈસૂર ,, | ૪૫.૦ | — | ૫૫.૦ કન્નડ |
| ઉપલી ,, | ૩૫.૦ | — | ૬૫.૦ કન્નડ |
| પેપ્સૂ ,, | ૨.૭ | ૩૩.૫ | ૬૩.૮ પંજાબી |
| રાજસ્થાન ,, | ૧.૩ | ૯૮ ૨ | ૦.૫ રાજસ્થાની |
| સૌરાષ્ટ્ર ,, | — | — | ૧૦૦. ગુજરાતી |
| ત્રાવણકોર-કોચીન ,, | ૧૯.૦ | — | ૭૮.૦ મલયાલમ<br>૩.૦ તામિલ |

# સુરત અને હિંદી

[ 'હિંદીના વિકાસમાં ગુજરાતીઓનો ફાળો' એ વિષય ઉપર ૧૯૫૧ની સાલમાં મેં એક વિસ્તૃત લેખ લખ્યો હતો. એ લેખ '૫૧-'૫૨ના 'શિક્ષણ અને સાહિત્ય'ના અંકોમાં ટુકડે ટુકડે છપાયો હતો. ત્યાર પછીના અભ્યાસ દરમ્યાન મને બીજી ઘણી વધારે માહિતી એ અંગે મળી છે. એટલે, એ લેખને વિસ્તારીને મોટો કરવા વિચાર્યું છે. દરમ્યાનમાં, એના એક ભાગ તરીકે ઉપલબ્ધ માહિતી અહીં 'સુરત અને હિંદી' એ નામે જાહેરમાં મૂકવા ધાર્યું છે.]

## ૧

### સુરતની સ્થાપના

અલાઉદ્દીન ખિલજીએ ઈ. સ. ૧૨૯૭માં ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણ વાઘેલાને હરાવી નસાડી મૂક્યો અને આખા ગુજરાતમાં મુસલમાની રાજસત્તા કાયમ કરી. પરંતુ ૧૩૨૦માં ખિલજી વંશનો અંત આવ્યો. ત્યાર બાદ ચૌદમી સદીની અધવચમાં જે મહાન રાજ્ય અલાઉદ્દીન સ્થાપી ગયો હતો, તે છિન્નભિન્ન થઈ ગયું; અને મહંમદ તઘલખના સમયમાં, હિંદુસ્તાનના બીજા કેટલાક ભાગોની જેમ, ગુજરાતના અમલદારો પણ સ્વતંત્ર થઈ ગયા. એ અરસામાં, એટલે કે ચૌદમી સદીના અંત ભાગમાં, સુરત પહેલવહેલું વસ્યું. રાંદેરના કોઈ અરબી સોદાગરની પરિત્યક્તા સૂરજના દ્રવ્યથી કોઈ નાગર વિધવાના પુત્ર ગોપીએ સુરતને વસાવવા માંડ્યું. ગોપીની રાહબરી નીચે સુરતનો ઝડપી વિકાસ થયો. ત્યાર બાદ, ફિરંગી ચાંચિયાઓની લૂંટફાટથી બચવા સુરત-રાંદેરના સોદાગરોએ ગુજરાતના સૂબા પાસે ધા નાંખી અને સુરતમાં નવાબી રાજ્યની શરૂઆત થઈ.

### સુરતની આબાદી

નવાબોનો કારભાર તો નવાબી જ હતો; પરંતુ, મુખ્યત્વે પશ્ચિમ સાથેના જહાજી વેપારની વધેલી અગત્યને કારણે સુરતની ઝડપી ખિલવણી થતી જ રહી. સુરતની જાહોજલાલી કૂદકે અને ભૂસકે વધવા લાગી. થોડા જ વખતમાં, દેશી અને પરદેશી વેપારીઓનું સંગમસ્થાન સુરત બન્યું. ચોરાશી બંદરના વાવટા અહીં ઊડવા લાગ્યા. દેશના બધા ભાગોમાંથી વેપારીઓ પોતાના માલની લેવડદેવડ માટે સુરત આવવા લાગ્યા. પરદેશીઓને પણ સુરત જ વધારે અનુકૂળ હતું. આમ સુરત આંતરરાષ્ટ્રીય વેપારનું મથક બની ગયું. અહીં આફ્રિકા, પશ્ચિમ એશિયા અને યુરોપના પણ કેટલાક ભાગોમાંથી ગુલામો વેચાવા આવતા; અને અહીં જ આરબો અને હબસીઓ લશ્કરી નોકરીની શોધમાં નસીબ અજમાવતા. અહીં જ ડચ વલંદા, ફિરંગી, આરબ અને ઇરાની એમ સૌ દેશોના સોદાગરો વહાણો ભરી ભરી પોતાના દેશનો માલ લાવતા અને બદલામાં અહીંથી જ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી આવેલો માલ લઈ જતા. દિલ્હીના બાદશાહો સિક્કે દેશભરના મુસલમાનો અહીંથી જ હજ કરવા ઊપડતા.

સોળમી સદીના ઉત્તરાર્ધમાં મુગલ સમ્રાટ અકબરે સુરતનો કબજો લીધો અને ખલીજખાન નામના ઉમરાવને સુરતનો કારભાર સોંપી દિલ્હી તરફ પ્રયાણ કર્યું. અકબર બાદશાહના દરબારનાં જે નવ રત્નો ગણાય છે, તેમાંના એક પ્રસિદ્ધ રાજા ટોડરમલે સુરતની મુલાકાત લીધી હતી અને ત્યારે એમણે સુરત વિષે નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા હતા એમ કહેવાય છે:

> लाहोर मुलतान अरु सारे सिंध देश दीखो
> मरुभूमि आन देखो मेवाडी सूरतको ।
> उज्जन प्रयाग अरु काशी हरिद्वार दीखो
> तीर्थोंमें नाद गुंजे तेरी ही नूरतको ।
> दक्खन मराठा अरु कच्छ सौराष्ट्र दीखो
> बड़े गुणग्राही लोग गुर्जर धूरतको* (धूरीको)
> टोडर कहत है सारे हिन्दमें अनूठ दीखो
> मुगल सम्राट तेरी सुहानी सुरतको ।।

અને સુરતની આ સુહાની સૂરતની પ્રવાસી-કથાઓ સાંભળીને કંઈ યાત્રીઓ અને સહેલાણીઓ સુરતને જોવા આવતા. દૂર દૂરના ભાગોમાંથી રૂપસુંદરીઓ પણ પોતાના ભાગ્યને અજમાવવાને આવતી, અને તેવી જ રીતે કૈંક સાધુ ફકીરો ખેરાતની લાલચથી તો બીજા કૈંક લોકકલ્યાણના ઉચ્ચ આદર્શ સાથે પણ આવતા. દેશમાં સુરતને માટે લોકો ઇશ્કેમજાજી ગાયનો લલકારતા:

* આ પદ ધરતકો નહીં હોય? —સં૦

तोहे दूंगी गलनहार बालम,
मोहे लेजा सुरतके बाझार ।

ઇસ્લામની તલવાર પણ અહીં આવતા સુધીમાં બુઠ્ઠી થઈ ગઈ હતી. અને તેથી જે જાતની વટાળ-પ્રવૃત્તિ અને જુલ્મોની કથાઓ ઉત્તર ભારત વિષે પ્રચલિત છે, એવું અહીં બહુ બન્યું દેખાતું નથી. નાગરો અને કાયસ્થોની નેતાગીરી નીચે હિંદુઓ પોતાનું સ્વત્વ જાળવી રહ્યા હતા. પરિણામે પરધર્મ-સહિષ્ણુતા સારા પ્રમાણમાં હતી. છતાં કોઈક વાર નવાબના માથા-ભારે નોકરો કે ક્વચિત નવાબ પોતે વીફરતો, તો લોકો જ એને સીધો કરતા.

વિક્રમની સોળમી સદીના ઉત્તરાર્ધ અને સત્તરમીના પૂર્વાર્ધના સમયની નીચેની બે કથાઓ રાજા અને પ્રજા વચ્ચેના આ સંબંધનો કંઈક ખ્યાલ આપશે. ૧૯મી સદીમાં થઈ ગયેલા દુલારામ નામના કવિએ પહેલો પ્રસંગ કાવ્યમાં વણી લીધો છે એ કાવ્ય જ જોઈએ.

### गाँगू भाटी

गाँगू भाटी बड़े गुणवाना राजपूता भाटी भारी कुलवाना।
मीरझाँ कोप किन्हा अपारा लूट लिया गाँगू घरवारा ।।
भाटीको जब खबर पठाया विकल हुई (होई) रजपूता धाया ।
दोनो पुत्र कतल हुई नारी पतिव्रता को दामन प्यारी ।।
भाटी करमें ग्रही तलवारा आय खड़े मीरझाँके द्वारा।
द्वारपाल अरु झूझे सिपैया, राजपूताने माझा मुकैया ।।
यवन कई धरता में लोटे शेरके आगे अजाजूथ छोटे ।
शोर सुनत निकसे हीरादासा अवधूतके मन भया उदासा ।।
भाटी वीर निश्चे ही मरेरी साधुने तव लीला करेही।
गाँगूको कोई देख न पाया करग्रही आप ही मंदिर आया ।।
सूनो वचन भाटी सुखदाया साच कहूँ यही [illegible] ची काया ।।
छांडो सबही बेर बुराई प्रेमे सुमिरो श्री रघुराई ।।
संतवचन प्रगटे अनुरागा, सद्‌गुरुचरण भये बड़भागा।
गाँगू अवधू भये अनूपा 'दुला' जपे निरंजन भूपा ।।

ગાંગુ ભાટી નામના કોઈક રજપૂતની પત્ની ઉપર મીરઝાં આશક પડ્યા અને ગાંગુ ભાટીની ગેરહાજરીમાં એને પોતાની પત્ની બનાવવા ચાહ્યું. પરંતુ, રજપૂતાણી સતી હતી. પછી તો સિદ્ધરાજ-રાણકદેવીનું નાટક ફરી ભજવાયું. મીરઝાંએ રજપૂતાણીના બે પુત્રોને એક પછી એક એની નજર આગળ કતલ કરી નાખ્યા. પણ એ સતીને તો પોતાના દામનની પવિત્રતા સૌથી વહાલી હતી. એ વશ ન થઈ, એટલે મીરઝાંએ એને પણ મારી નાખી. ભાટીને એની ખબર મોકલવામાં આવતાં એ ઘેર આવ્યો અને હાથમાં ઉઘાડી તલવાર લઈ મીરઝાંની હવેલીએ પહોંચ્યો. એ તત્કાળ વેર લેવા માગતો હતો, જીવ પર આવ્યો હતો. દરવાને એને અટકાવ્યો એટલે ધમસાણ થયું. રજપૂતે અનેક સિપાઈઓને ધૂળ ચાટતા કર્યા. પરંતુ વધારે કુમક આવી પહોંચી. નજીકમાં કબીરપંથી સંત હીરાદાસ રહેતા હતા, તે શોરબકોર સાંભળી બહાર આવ્યા. હકીકત જાણી એમનું મન ઉદાસ થયું. એમણે જોયું કે નિશ્ચય વીર રજપૂત હવે મરવાનો. એટલે યુક્તિ કરી ગાંગુને કોઈ દેખી ન શકે એ રીતે પોતાના મંદિરમાં લઈ આવ્યા. ત્યાં ગાંગુને શાંત પાડ્યો, જગતની નશ્વરતાનો ઉપદેશ કર્યો અને વેરભાવ છોડી રઘુરાયને શરણે જવા – ઈશ્વરભક્તિમાં શાંતિ શોધવા જણાવ્યું. ગાંગુના દિલમાં નવો પ્રકાશ રેલાયો અને એ સાધુ બન્યો.

બીજી કથા આ જ હીરાદાસના શિષ્ય માધવદાસના સમયની છે. અકબર બાદશાહે સુરત જીત્યા પછી જે ખલીજખાનને સુરતનો નવાબ બનાવી દિલ્હી તરફ પ્રયાણ કર્યું, તે ખલીજખાને ગેરમુસ્લિમો સાથે બૂરો વર્તાવ કરવા માંડ્યો. ત્યારે માધવદાસે એને ઉપદેશ આપતાં કહ્યું હતું :

मानो खलीज अय बावरे, येही कुफ्र प्रपंच ।
खड़े निशाना बैठिये बड़ो प्रेमको मंच ।।
बड़ो प्रेमको मंच नेकी साहेबको प्यारी ।
कहा हिंदवा कहा दीन साँईको सबी (भी) से प्यारी ।।
कहते माधवदास कहाँ तक रहो मिजमानो ।
यह मजहबका फंद खलील अब तो कुछ मानो ।।

સુરતના લોકોમાં તો બીજી અનેક દંતકથાઓ પ્રચલિત છે. નવાબના એક હવસખોર હબસીને હોળીમાં જીવતો બાળી મૂકવાની અને માત્ર તોફાન ખાતર ખુદ નવાબની ગાડી કે તેનો કોઈક ભાગ પણ બીજી

એક વાર હોળીમાં સળગાવી મૂકવાની કથાઓ જાણીતી છે.

આમ નવાબનું શાસન હતું, છતાં લોકો નીડરતાથી જીવતા અને પોતાનો ધંધો-રોજગાર ખીલવ્યે જતા.

અહીં ભેગી થતી આ અનેકરંગી પ્રજાની આંતર-વ્યવહારની ભાષા કઈ હોઈ શકે એનો ફેંસલો તો અમીર ખુશરોએ આપી દીધો હતો અને એ ભાષા હતી હિંદવી — હિંદીની ઉપભાષાઓના સૂક્ષ્મ ભેદોથી પર, ફારસી અરબી શબ્દોને પણ અપનાવતી, ક્યારેક આછા ગુજરાતીના પુટવાળી. મુગલાઈની સ્થાપના પછી તો કમમાં કમ દરબાર કચેરીની ભાષા ફારસી હતી અને સુરતમાં પણ સરકારી ભાષા ફારસી હતી. પરંતુ, દેશભાષા તો સ્થાનીય ફેરફારો સાથે આ હિંદવી જ હતી. એ ભાષામાં રચાયેલું ઘણું સાહિત્ય પ્રકાશનની રાહ જોતું પડ્યું છે.

ઉપર જણાવ્યું તેમ, સુરતનો ઇતિહાસ ઈ. સ.ની ચૌદમી સદીના અંતથી શરૂ થયો છે. એ વખતે હિંદી ભાષાના ઇતિહાસમાં ભક્તિયુગ પણ શરૂ થઈ ગયો હતો. ઇસ્લામનું સાંસ્કૃતિક આક્રમણ કંઈક નરમ પડ્યું હતું. વિચાર-વિનિમય અને સમન્વયનો યુગ બેઠો હતો. એમાંથી જ્ઞાનાશ્રયી નિર્ગુણ ભક્તિનો સંપ્રદાય આગળ આવ્યો. એને કબીરે વાણી આપી અને કબીરનો એ ઉપદેશ દેશના દૂર દૂરના ભાગોમાં ફેલાયો. સુરતના હિંદી સાહિત્યનો ઇતિહાસ પણ એક કબીર-પંથી સાધુથી જ શરૂ થાય છે.

— ચાલુ ] જનક દવે

# ટપાલપેટી

## અંગ્રેજીના વામનનાં ત્રણ પગલાં

(અંગ્રેજીના આક્રમણ સામે વિરોધ કરી લોકમત કેળવવા માટે ગૂજરાત નઈ તાલીમ સંઘનું ખાસ અધિવેશન અમદાવાદ ખાતે તા. ૨૯-૯-'૫૭ ને રોજ ગૂજરાત વિદ્યાપીઠમાં મળેલું, તે અંગે ઘણા સંદેશા આવ્યા હતા. એમાં પૂ. નાનાભાઈ ભટ્ટનો સંદેશો સંઘના પ્રમુખ પર પત્રરૂપે હતો, તે અહીં આપ્યો છે.)

લોકભારતી, સણોસરા,
સૌરાષ્ટ્ર
ભાવનગર, તા. ૨૫-૯-'૫૭

વહાલા દિલખુશભાઈ,

તમારો કાગળ અને નઈ તાલીમ સંમેલનનું આમંત્રણ બન્ને મળ્યાં છે. પાયાની કેળવણીમાં શરૂઆતમાં આઠ वर्षो दरमियान अंग्रेजी ने हरगिज दाखल न करवुं એવો સ્પષ્ટ અભિપ્રાય પાયાની કેળવણીમાં કામ કરનારા સૌ ભાઈઓનો છે. મધ્યસ્થ સરકાર અને પ્રાંતની સરકારો નઈ તાલીમને નામે શું કરવા માગે છે તે બિલકુલ સમજાતું નથી. આપણા કેળવાયેલા મોટા ભાગના લોકોને અંગ્રેજીના શિક્ષણ વિના જાણે आपणी संस्कृति મરી જશે એવો ખોટો ડર પેસી ગયો છે. ઉપરાંત સંભવ છે કે, જે લોકોની આજીવિકા અંગ્રેજી ભાષાના જ્ઞાન ઉપર ટકી રહી છે, તે લોકો અંગ્રેજીને ચિરંજીવ કરવા માટે તનતોડ મહેનત કરતા હશે. આપણે આટલાં વર્ષો થયાં નઈ તાલીમનું કામ કરીએ છીએ. એટલે આ પગલાનો आपणे પૂરેપૂરો विरोध કરવો જોઈએ. અને વિરોધની ખાતર સરકારનો રોષ વહોરવો પડે તો તેવા રોષને માટે પણ આપણે તૈયાર રહેવું ઘટે છે. પાંચમા ધોરણથી અંગ્રેજીના શિક્ષણને દાખલ કરવાનો સવાલ ઉપરથી જેટલો નાનો લાગે છે, તેટલો નાનો નથી. ए तो वामनजीए त्रण पगलां जमीन मागीने આકાશ પાતાળને આવરી લીધું, એના જેવો સવાલ છે. માટે, આપણે જાગ્રત રહીને આ પગલાનો સખત વિરોધ કરવો, એ આપણો ધર્મ થઈ પડે છે. કૉંગ્રેસ જેવી સંસ્થાના મોવડીઓ આ બાબતમાં આટલા બધા ઉદાસીન કેમ દેખાય છે, તે મને સમજાતું નથી. શ્રી મોરારજીભાઈ જેવાએ તો આ પ્રશ્ન ઉપર લડી લેવું ઘટે છે; અને પૂજ્ય બાપુના અને સદ્ગત ખેર સાહેબના સિદ્ધાંતોને વફાદાર રહેવું ઘટે છે.

છતાં મને આશા રહે છે કે, આપણું મુંબઈ રાજ્ય અંગ્રેજી દાખલ કરવાનું ઉતાવળું પગલું નહીં ભરે અને જરૂર પડ્યે મધ્યસ્થ સરકારની પાસે પણ પોતાની વાત રજૂ કરશે.

પ્રભુ આપણને સૌને સદ્બુદ્ધિ આપો અને નઈ તાલીમને દેશવ્યાપી કરવામાં પ્રેરણા આપો.

લિ૦
નાનાભાઈ ભટ્ટ

# દિલ્હીમાં ગાંધીજી

**[ શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીમાંથી ]**

( ગયા અંકથી આગળ ચાલુ )

**તા. ૩૦-૧૧-'૪૭**

**બિર્લા હાઉસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી મારી સાથે અત્યારની તેમની અને મારી જવાબદારી સંબંધી વાતો કરતાં કહ્યું, "તું જાણતી નથી કે, દિન પ્રતિદિન અહીંનો મામલો કેટલો વીફરતો જાય છે? આમપ્રજા કરતાં આપણા નેતાઓ જ એકબીજા પ્રત્યે શંકાની નજરે જુએ છે, એ તંત્ર આગળ કેમ વધશે? અને તેમાં મારે રહેવાનું છે. એટલે મારી ક્ષણે ક્ષણે જવાબદારી છે, તેટલી જ તારી છે. અને એથી જ મેં તને મહેરોલી જવાની ના કહી. કારણ કે, કઈ ઘડીએ કોણ શું કહે છે તેની નોંધની હવે મને ગમે ત્યારે જરૂર પડે તેવી નાજુક પરિસ્થિતિ છે. વળી જો પ્રાર્થનામાં હજારો બહેનો આવે છે તેમાંથી એકાદને એ સેવામાં પલટાવી શકીશ, તો સહુના લાભની વાત છે."

ઠંડી અસહ્ય છે. રાતે વરસાદ પડ્યો એથી શરણાર્થીઓના શા હાલ થતા હશે તેની બાપુજીને ખૂબ ખૂબ ફિકર થઈ રહી છે. ગરમ પાણી અને મધ લઈ મને થોડું લખાવ્યું. શરણાર્થીઓનો શો ધર્મ છે તે વિષે સુંદર લખાવ્યું. "હું જાણું છું કે, પોતાના વતનથી જેઓ સહુ વિખૂટા પડ્યા છે, તેઓના શા હાલ હશે. પણ તેમાંથીય આપણે તો માર્ગ કાઢવો જોઈએ. આપત્તિમાં પણ સુખ માનીએ તો સાચે જ એ સંપત્તિ છે. જો સમૂહજીવનમાં જેઓ રહે છે તેઓ યોગ્ય વર્તન રાખે, તો સહુના હિતમાં સદુપયોગ થઈ શકશે, તે વિષે મને જરાયે શંકા નથી. દાક્તરો, વૈદ્યો, પરિચારિકાઓ, શિક્ષિકાઓ, વેપારીઓ, શરાફો, અને એવાં જ બીજાં ખાસ ધંધાની આવડતવાળાં સહુ બહેનો અને ભાઈઓ એકબીજાને મદદકર્તા થઈ જવા માંડે, તો તેનાથી શુભ પરિણામ આવ્યા વગર નહિ રહે. છાવણીનું જીવન ગાળવું એ પણ એક લહાવો છે. એકબીજાની સાથે સહકાર રાખી સુવ્યવસ્થિત રીતે જો છાવણીનું જીવન ગાળવામાં આવે, તો કોઈને લાચારી ન ભોગવવી પડે. અને જગતને બતાવી આપીશું કે, ભલે અમારું સર્વસ્વ ગયું, છતાંય અમે આબાદ રીતે આપત્તિનો સામનો કરવા સમર્થ છીએ.

"...હું માનું છું કે સ્ત્રીઓ જો થોડીક બહાદુરી કેળવે અને ધર્મચુસ્તતામાંથી મુક્ત થાય, તો દેશની અપૂર્વ સેવા કરી શકશે. જે દેશ સ્ત્રીઓને ગુલામ બનાવે છે, તે દેશ કોઈ દિવસ આગળ નહીં જ વધે, એમાં મને જરાયે શંકા નથી. હું આશ્ચર્ય પામું છું કે, બહેનો પર આટઆટલા અત્યાચાર થાય છે છતાંય 'ભડ' કહેવાતા પુરુષો જોઈ રહે છે. પંજાબની હાલત તો જુઓ! આ તે કયા ધર્મશાસ્ત્રમાં લખ્યું છે? મારી તો ખાતરી છે કે, જો આપણે તથા આપણા નેતાઓ સવેળા નહીં ચેતીએ, તો પાકિસ્તાનમાં ગયેલી કન્યાઓ પાછી ફરવી મુશ્કેલ છે.

"અહીં લાવીને પણ તે કન્યાઓને યોગ્ય દિશામાં વાળવી જોઈએ. પરાણે લઈ ગયેલી કન્યાઓ ભ્રષ્ટ થયેલી જ નથી. શું 'ભ્રષ્ટતા' શબ્દ ફક્ત સ્ત્રીઓને જ લાગુ પડે છે? પુરુષોને નહીં? કેટલું લખું? શું લખું? મારું હૃદય રડી રહ્યું છે. આંખમાં પાણી સારીને શું કરું? મૌલાના સાહેબ સાથે ખૂબ વાતો તો કરું છું, પણ તેમાં કશું વળે તેમ નથી લાગતું.

"તમે તબિયત સાચવજો. હું ઠીક છું. વધારે તો ચિ. મનુ લખશે. એ હજુ નબળી જ છે; કારણ કે, પોતાની તબિયત કામમાં સાચવતાં નથી આવડતી. અને મને આવડે છે તેથી હું તંદુરસ્ત છું.

— સહુને આશીર્વાદ"

પત્રો લખાવી બાપુજી થોડી વાર સૂતા. પછી ફરવા ગયા. ફરતી વેળા આજે અમે જ હતાં. ખાસ કોઈ ન હતું. તેથી મૌન લઈ આંખો બંધ કરીને બાપુજી ફર્યા. ઠીક શાંતિ પણ રહી. જો આ રીતે કોઈ કોઈ વેળા થતું હોય, તો ઠીક ઠીક રાહત

અને આરામ મળે. પણ આજે કોણ જાણે કેમ રાહત મળી ગઈ. માલિશમાં પણ ઠીક ઠીક સૂતા. સ્નાન વેળા એક પત્રનો ખરડો ઘડાવ્યો. માલિશમાં બંગાળી પાઠ કર્યો. બહાર નીકળ્યા તો ખુરશેદબહેન તથા સ્થાનિક મૌલાનાઓ આવ્યાં હતાં. ખુરશેદબહેન આવે ત્યારે બાપુજીને ખૂબ હસાવે છે. મૌલાનાઓ જોડે બાપુજીએ ખૂબ દિલ ખોલીને વાતો કરીકે, "તમારે તમારા મૃત્યુના ભોગે પણ, હિંદમાંથી ઉઠાવી ગયેલી કન્યાઓને પરત કરવા, નિવેદનો પ્રગટ કરવાં જોઈએ; અને તમારે પોતે પણ જરૂર પડે તો જઈ આવવું જોઈએ," એમ હું તો સલાહ આપું. તો જ ઇસ્લામ ધર્મ ઊંચો ચડશે અને મુસલમાનોને તમે બચાવી શકશો."

મૌલાનાઓ એક શબ્દ પણ બોલ્યા નહીં. શું બોલી શકે? એમના ગયા પછી રામેશ્વરીબહેન આવ્યાં.

ભોજન પછી આરામ કર્યો. ઊઠ્યા ત્યાં તો બધાં બેઠાં હતાં: કસ્તૂરભાઈ લાલભાઈ, બિર્લાજી વગેરે. તે લોકો સાથે કંટ્રોલ બાબત વાતો થઈ. ૧–૫ વાગ્યે માટી લીધી. માટી લેતાં પણ વાતો ચાલુ જ રહી. અંકુશો ઉઠાવી લેવાની જોરદાર તરફેણ બાપુજી કહી રહ્યા છે. છેવટ થાય તે ખરું. એમના ગયા બાદ પટ્ટણી સાહેબ આવ્યા. તેમની સાથે તો દેશી રજવાડા અંગેની બધી વાતો ચાલે છે. કોઈ સાથે દેશી રજવાડાની, તો કોઈ સાથે અંકુશોની, તો કોઈ સાથે સ્ત્રીઓને પાછી લઈ આવવાની, તો કોઈ સાથે સત્ય અહિંસા દ્વારા દુનિયામાં શાંતિ સ્થાપવાની, તો કોઈ સાથે દવાદારૂની, કોઈ બાળકો જોડે રમતગમતની, મારા જેવી સાથે ખાખરા શાક તૈયાર કરવાની, આમ દસ દસ મિનિટે વાતોનો, પ્રસંગોનો અને વ્યક્તિઓનો અદલોબદલો થાય છે, અને સહુને બાપુજી સંતોષ આપે છે. એ દૃશ્ય સાચે જ અદ્ભુત છે.

૪ વાગ્યે સર રાધાકૃષ્ણન્ આવ્યા. ૪-૨૫ વાગ્યે સરદારસાહેબ આવ્યા. પેટ ભરીને વાતો કરી. જૂનાગઢ વિષે પણ વાતો થઈ. પ્રાર્થના સુધી તેઓ બેઠા હતા.

પ્રાર્થનામાં આજે અમે નીચે બેઠેલાં અને અહીંની ઠંડી ખૂબ જ આકરી છે, એથી બાપુજીએ તે તરફ સહુનું ધ્યાન દોર્યું. આવી વાતો સંભળાવે છે ત્યારે ખરેખર બાપુજીની 'બાપુ' તરીકેની ફરજની પરાકાષ્ઠાનું હૂબહૂ દર્શન થાય છે. પોતે બોલ્યા, "આવી ઠંડીમાં છોકરીઓ પથ્થર પર બેસે છે. મેં એમને કહ્યું છે કે, જૂની પસ્તી લાવી તે પર બેસવાનું રાખો; અને આવી ઝીણી ઝીણી બાબતોમાં જો આપણે બેદરકાર રહીએ, તો તે ઠીક ન ગણાય. તુરત શરદી થતાં વાર ન લાગે. આપણે નાજુક ભલે ન બનીએ. પરંતુ આપણાં શરીરો હવે એવાં નાજુક બની ગયાં છે કે, તેમને સાચવવાં જ જોઈશે. જૂના જમાનાથી હજુય જૈન લોકોમાં તો એક રિવાજ જ છે કે, તેઓ જ્યાં જાય ત્યાં પોતાનું આસન લઈને જ જાય. પણ કમભાગ્યે એ રિવાજ આજે તો આપણે ભૂલી ગયા છીએ. એવું આસન ઊનનું કે શણનું પણ રાખી શકો છો.

"કાઠિયાવાડથી મારી પાસે અસંખ્ય તારો આવીને પડ્યા છે. ત્યાં જે બનાવો બન્યા છે, તે વિષે તમને વાતો કહી જ હતી. છાપાંવાળાઓ ફાવે તેવા સમાચારો આપે છે. અને એ રીતે થાય તો સહુને માટે શરમ ભરેલું છે. મને રાજકોટથી એક સમાચાર એવા મળ્યા છે કે, 'કાઠિયાવાડમાં આમ કેમ બન્યું એથી તમે દુઃખી થયા છો.' હું કાઠિયાવાડમાં જન્મ્યો અને ૧૭ વર્ષ સુધી ભણ્યો; પણ બહુ વર્ષો તો ત્યાં નથી જ રહ્યો. પણ તમામ કાઠિયાવાડીઓને હું સારી પેઠે ઓળખું તો છું જ.

"કૉંગ્રેસનું કામ જે મુખ્ય ત્યાં કરે છે, તેમાં ઢેબરભાઈ એક છે. તેમણે પોતાના જાનના જોખમે અનેકોને બચાવ્યા છે. અને ઠાકોરસાહેબે તેમ જ બીજા રાજાઓએ પણ સારી મદદ કરી. આથી હિંદુ-મહાસભાવાળાઓ તેમ જ સેવાસંઘવાળાઓની નેમ પૂરી ન થઈ. ભાવનગરના મહારાજાસાહેબે પણ મને નિશ્ચિંત કર્યો છે. એ તો બધાં રાજ્યોમાં આગળ પડતું રાજ્ય છે. રાજા પણ અદ્ભુત માણસ છે. ભલા છે, પ્રમાણિક છે. કોઈ પણ જાતનું નુકસાન

નહીં પહોંચે તેની ખાતરી તેમણે તથા ત્યાંના દિવાન પટ્ટણીસાહેબે આપી છે. જોકે, પટ્ટણીસાહેબ તો મારે પુત્ર જેવા છે. એટલે એ કંઈ ભૂલ કરે તો તેના કાન પકડી શકું એટલો હક્ક એણે આપેલ છે. જોકે આજના જમાનામાં તો બાપના કાન દીકરા પકડે છે હો! (હસાહસ થઈ પડી.)

"હવે મારે તો તમારી મારફતે ત્યાંની પ્રજાને એટલું જ કહેવાનું રહે છે કે, તમે કાયદો હાથમાં ન લેશો. ગુનેગારોને સજા કરવાનું કામ સરકારને સોંપો. અને જો મુસલમાન ભાઈબહેનો નિરાશ થઈને જતાં હોય, તો તેમને રોકીને સમજાવો. અને એ રીતે કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરશો, તો કાઠિયાવાડ મારફતે પાકિસ્તાનના તમામ હિંદુઓની સેવા થશે. હિંદુધર્મ ઊંચો ચડશે. મસ્જિદો બાબત પણ મારી પાસે ઠીક ઠીક ફરિયાદ આવેલી છે. મસ્જિદોની સંભાળ તો સરદારસાહેબ રાખે જ છે. મસ્જિદોમાં મૂર્તિ પધરાવવામાં આવે છે; પણ જ્યાં સુધી એની પ્રતિષ્ઠા ન થાય, ત્યાં સુધી તો તે પૂજાને લાયક નથી હોતી. પરંતુ આ રીતે મૂર્તિઓ પધરાવવામાં ભગવાનનું આપણે અપમાન કરીએ છીએ. અને મૂર્તિ તેમ જ મસ્જિદ બંને બગડે છે. મસ્જિદોના કે મંદિરોના રક્ષણને માટે પોલીસના પહેરાની શી જરૂર? અને શીખો તો મૂર્તિપૂજક પણ નથી. એમણે મૂર્તિ પધરાવીને શીખધર્મનું અપમાન જ કર્યું છે.

"એક મુસલમાનભાઈ અર્ધું બળેલું કુરાન સારી રીતે કપડામાં લપેટીને મારી પાસે લાવ્યા હતા. તેની આંખોમાં પાણી હતાં; તે એક શબ્દ પણ બોલી ન શક્યા.

"પણ મારી ખાતરી છે કે ગુરુનાનકની જયંતી પછી શીખો જો ખરેખર પોતાનું હૃદય સાફ કરશે, તો તેમનો અને દેશનો ઉદ્ધાર છે."

પ્રાર્થના પછી મૌન લીધું. ઘડીક ગોપુ સાથે રમ્યા. રાજેન્દ્રબાબુજી આવ્યા હતા. ડૉ. દિનશાજી અને જહાંગીરભાઈ પટેલ પણ આવ્યા છે. હજુ પ્રવચન લખવાનું છે. હું ડાયરી લખું છું. ડાયરી લખી, મીરાંબહેન પાસે, બાપુજીને તેલ ઘસીને જઈશ.

**મનુબહેન ગાંધી**

[આ લેખમાળા હવે પૂરી થાય છે. ડિસેમ્બર, જાન્યુઆરી માસની ડાયરી, પુસ્તકરૂપે બધું બહાર પડશે તેમાં આવશે. સં૦]

# બહ્લી બચી ગઈ!

સાંબશિવ મુદલિયારના પિતા શ્રી. શંકરલિંગ મુદલિયાર એક સંસ્કારી સજ્જન હતા. તે સાહિત્ય અને કળાના પણ ભારે પ્રેમી હતા. સાંબશિવ પણ પિતાની માફક સાહિત્ય-સંગીતમાં રસ લેતો હતો.

સાંબશિવનાં લગ્ન પિતાના મૃત્યુ પછી થયાં. કન્યા સારા કુળની હતી; ઉમર વીસેક વર્ષની હતી અને આમ બીજી રીતે સારી હતી. પરંતુ સાંબશિવને જ્યારે ખબર પડી કે, એની પત્ની ગૌરીદેવીને શાસ્ત્રીય સંગીતનું લેશમાત્ર પણ જ્ઞાન નથી, ત્યારે તે ખૂબ ચિંતામાં પડી ગયો.

તેને થયું કે, જે સ્ત્રીને સંગીતનું જ્ઞાન ન હોય, એની સાથે શી રીતે નિભાવ થઈ શકે?

એ લોકો રહેતા હતા એ શહેરની નજીક મીનાક્ષીપુરમ્ નામનું ગામ હતું. ત્યાં એક પ્રખ્યાત ગાયિકા રહેતી હતી. સાંબશિવે પોતાની પત્નીને એક નોકરડીની સાથે સંગીત-શિક્ષણ મેળવવા ત્યાં મોકલવાનો વિચાર કર્યો. પત્નીને વિદાય આપતાં તેણે કહ્યું: "સારી રીતે પૂરેપૂરું સંગીત શીખીને આવજે."

* * *

પત્નીએ છ વર્ષ સુધી સંગીત-સાધના કરી. એટલા વખતમાં તેણે સંગીત-વિદ્યાનું સારું

જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. પરંતુ પતિદેવને હજી વિશ્વાસ ન આવ્યો કે, એની પત્ની સારી રીતે ગાઈ શકે છે કે નહીં. તેણે પોતાના મુનીમને મીનાક્ષીપુરમ્ મોકલ્યો અને તેની પત્ની ગૌરીદેવીએ સંગીતમાં કેટલી પ્રગતિ કરી છે એની તપાસ કરી આવવા કહ્યું.

મુનીમજીએ ગૌરીદેવી પાસેથી પાછા આવીને પોતાના શેઠજીને કહ્યું: "શેઠાણીજી ગાય છે તો સ્વરમાં; પરંતુ એમનું ગાયન તાલબદ્ધ થતું નથી!"

મુનીમજીને સંગીતની સારી જાણકારી હતી. તેણે સારામાં સારા ગવૈયાઓને ગાતા સાંભળ્યા હતા. તેથી મુનીમજીની વાતને મહત્ત્વ ન આપવાનું સાંબશિવને યોગ્ય ન લાગ્યું. તેણે મુનીમજીને કહ્યું: "તો પછી તિરુવારૂરના સુવ્વૈયરની પાસે ગૌરીદેવીને મોકલવી જોઈએ. તમે એનો યોગ્ય પ્રબંધ કરો."

મુનીમજીએ તરત જ આજ્ઞાનું પાલન કર્યું.

* * *

ગૌરીદેવીએ બીજાં ચાર વર્ષ સુધી તિરુવારૂરના શ્રી. સુવ્વૈયરની પાસે સંગીતનો અભ્યાસ કર્યો. એક દિવસ સુવ્વૈયરે પોતે સાંબશિવને કહેવડાવ્યું કે, હવે ગૌરીદેવીને તાલનું પૂર્ણ જ્ઞાન થઈ ગયું છે. પરંતુ જો હજી બે વર્ષ સુધી અભ્યાસ કરે, તો તે સંગીતમાં એકદમ નિષ્ણાત થઈ જશે. માટે તમે એમને સમજાવો કે, હમણાં તે ઘેર પાછાં ફરવાની ઉતાવળ ન કરે.

સાંબશિવે પત્નીને કહેવડાવ્યું કે, તે ધીરજથી કામ લે. સંગીતમાં અધીરતા જરાયે ખપ ન લાગે. હજી તે બે વર્ષ ત્યાં રહે. અભ્યાસ પૂરો કરીને જ પાછી ફરે.

એ બે વર્ષ પણ વીતી ગયાં. એ વખત દરમિયાન જૂના મુનીમનો સ્વર્ગવાસ થયો. એની જગ્યાએ એક મુનીમને રાખવામાં આવ્યો. તે તામિલ ભાષાના એક પ્રકાંડ પંડિતનો પુત્ર હતો. એનું નામ હતું આનંદરંગ પિલ્લૈ. આ વખતે શેઠે પોતાની પત્ની ગૌરીદેવીની પરીક્ષા કરવા એને મોકલ્યો. એને સાંબશિવે કહ્યું: "મુનીમજી, ગૌરીદેવીએ સંગીતમાં કેટલી પ્રગતિ કરી છે એ જરા જોઈ તો આવો. હાં, એ વાતનો ખ્યાલ ન રાખજો કે, તે શેઠાણી છે અને એમની પરીક્ષા શી રીતે કરાય."

નવો મુનીમ પણ પાછો ફર્યો. તેણે શેઠની પાસે આવીને કહ્યું: "શેઠજી, હું એમનું સંગીત સાંભળી આવ્યો. એમાં જરાયે ત્રુટિ દેખાતી નથી. મને તો લાગે છે કે, કોઈ પણ મોટો સંગીતજ્ઞ શેઠાણી કરતાં સારું ગાઈ નહીં શકે. પરંતુ એક વાત મારે આપને કહેવી છે —"

"હાં, હાં; કહોને; શી વાત છે?" સાંબશિવે મુનીમજીને પ્રોત્સાહન આપતાં કહ્યું.

"એવું તો ખાસ કશું નથી. વાત એમ છે કે, એમના તામિલ ઉચ્ચારણમાં તેલુગુ ભાષાની ક્યાંક ક્યાંક અસર આવી ગઈ છે. જો આ ત્રુટિ દૂર થઈ જાય, તો સારું." મુનીમજીએ શેઠને પોતાનો વિચાર દર્શાવ્યો.

એ સાંભળીને સાંબશિવે કહ્યું: "તમે ખરોખર કહો છો. સંગીત ભલે કેટલુંય મધુર હોય; પરંતુ જો શબ્દોના ઉચ્ચારણમાં સ્પષ્ટતા ન હોય, અને તે વ્યાકરણ-વિરુદ્ધ હોય, તો

સંગીતની કશી કિંમત નથી. પણ હવે એનો શો ઉપાય થઈ શકે એમ છે, મુનીમજી?"

નવા મુનીમે જવાબ આપ્યો: "આપ એની ચિંતા ન કરો. શ્રીલંકામાં તામિલ ભાષાના એક સુપ્રસિદ્ધ પંડિત રહે છે. તે બહુ મોટા વિદ્વાન છે. શેઠાણી જો એમની પાસે થોડો વખત રહે, તો બધું બરોબર થઈ જશે."

પછી એ પ્રમાણે જ થયું. શ્રીલંકામાં બે વર્ષ રહીને ગૌરીદેવીએ તામિલ વ્યાકરણનું અધ્યયન કર્યું. અભ્યાસ બહુ સારી રીતે થયો અને એ પૂરો કરીને ગૌરીદેવી પોતાને ઘેર પાછી ફરી.

પરંતુ આ બધાં વર્ષો દરમિયાન સાંબશિવનું સ્વાસ્થ્ય લથડી ગયું હતું. તેણે વચગાળામાં મામૂલી દવાદારૂ લીધાં હતાં; પણ એ દવાઓથી બીજી નવી તકલીફો ઊભી થઈ હતી.

છેવટે તેણે મદ્રાસ જઈને એક પ્રખ્યાત દાક્તરની પાસે તપાસ કરાવી. દાક્તરે એને કહ્યું: "પચાસ વર્ષની ઉંમર પછી જો કોઈ બીમારી થાય, તો તે જલદીથી મટી જતી નથી. તમે જેવી તેવી હલકી દવાઓ લીધી છે, તેથી એનું ઊલટું પરિણામ નીપજ્યું છે."

આ તરફ ગૌરીદેવી ઘેર આવી ગઈ હતી. તેથી સાંબશિવે વિચાર્યું કે, ચાલો હવે ઘેર જ જઈએ. તેણે દાક્તરને કહ્યું: "હવે મને ઘેર જવાની રજા આપો. ઈશ્વરની જે મરજી હશે તે થશે."

* * *

વર્ષો પછી પતિએ જ્યારે પત્નીને જોઈ, ત્યારે એકાએક તે એને ઓળખી શક્યો નહીં. ગૌરીદેવી પણ પતિને જોઈને ચોંકી ઊઠી! તેને વિશ્વાસ નહીં બેઠો કે, એ તેના પતિદેવ છે.

ગૌરીદેવી પોતાના તાન-તમ્બૂરાને એક ખૂણામાં મૂકી દઈને પોતાના પતિની સેવામાં લાગી ગઈ. જોતજોતામાં છ મહિનાની અંદર જ સાંબશિવની તબિયત કશી દવા લીધા વિના એકદમ સારી થઈ ગઈ.

બંને પતિપત્ની હવે ખૂબ આનંદમાં રહેવા લાગ્યાં. સંગીત અને વ્યાકરણ સંબંધી એ બે વચ્ચે કદી વાત સુધ્ધાં ન નીકળી.

કેટલાક દિવસો પછી ઘરમાં એક કન્યાનો જન્મ થયો. ખૂબ પ્યારથી તેઓ એને બલ્લી કહીને બોલાવવા લાગ્યાં.

બલ્લી શુક્લપક્ષના ચંદ્રમાની પેઠે દિનપ્રતિદિન મોટી થવા લાગી. જ્યારે એને પાઠશાળામાં દાખલ કરવાનો સમય આવ્યો, ત્યારે સાંબશિવે કહ્યું: "હું એને ક્યાંય શીખવા મોકલીશ નહીં."

પત્નીએ સામો પ્રશ્ન પૂછ્યો: "અરે, એવું કદી બને ખરું?"

"શા માટે નહીં?"

"પરંતુ જરા વિચારો," પત્નીએ પતિને સમજાવતાં કહ્યું. "આજકાલ એવી કઈ છોકરી છે જે શાળાએ જતી નથી કે નૃત્ય શીખતી નથી?"

પરંતુ સાંબશિવ પોતાના વિચારમાં મક્કમ રહ્યો. તેણે પોતાની છોકરીને ક્યાંય બહાર શીખવા ન મોકલી. કારણ કે આ વાતનો તેને પોતાને સારો અનુભવ મળી ગયો હતો!

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય
અનુ૦ સુ૦ ક૦

# વિચારતરંગિણી

## ૧

## નવા વર્ષનાં અભિનંદન

સર્વ વાચક ભાઈબહેનોને નવા વરસનાં અભિનંદન.

બેસતું વરસ આ વખતે કઠણ જાય એવા ચાળા દેખાય છે. નાતજાત, પ્રાંત, પ્રદેશ, ધર્મ, કોમ, વગેરેના ભેદ વગર સૌ સુખે કે દુઃખે (સુખ કરતાં દુઃખમાં વિશેષ) સાથે છીએ, એ મંગળ ભાવના એમાંથી આપણને પાર કરશે. એ ભાવના નવા વરસમાં ઉત્કર્ષ ઉપર આવો.

મોંઘવારી અને વેપારીનો લોભ વધે છે.

તંગી ના હોય તોય તે ઊભી કરી કે તેવી હવા ફેલાવી, ધંધો કરી ખાવાનો અધર્મ વધતો જાય છે.

પંચવર્ષીય યોજના, તેને અંગેના ફુગાવાને જોરે, તસતસી રહી છે અને તૂટું તૂટું કરતી લાગે છે. તેનું દબાણ ચારે કોર દાખવે છે.

સામી બાજુએ પરદેશોમાં જાતે જઈને માગતાં છતાં ઊછીનાં નાણાં મળવાં મુશ્કેલ દેખાય છે. અને દેશના ધનપતિઓ પોતાનાં રોદણાં રડવામાં વધારે વખત આપે છે. તથા તેઓ હવે વધારેપડતા રાજદ્વારી હેતુઓથી વર્તતા થાય છે કે શું, એવી શંકા જાય છે.

સરકારી અમલશાહી અને રાજકીય પક્ષાપક્ષીની બાજુ જોઈએ, તો ત્યાંય કશી આશાનાં કિરણ દેખાતાં નથી.

કરભાર વધે છે તેની સાથે કરચોરી પણ વધતી જ હશે એમાં શંકા નથી. અને તેના ઉપફળ તરીકે લાંચરુશવત પણ વધે, એ અનુમાન ખોટું નથી કહી શકાતું.

સલામતીની અને સત્તાની ભૂખ વધારેપડતી સતાવે છે; તેથી રાષ્ટ્રની એકતા સંભાળવાનું કામ વિસારે પડવા લાગ્યું છે, એવી બીક જાગી છે.

મેઘરાજા પણ કેટલાક ભાગમાં આ વરસે રૂઠ્યા. પરિણામે સરકારને માટે ‘દુકાળમાં અધિક માસ’ જેવું થાય છે. લોકની પીડા તો ઉઘાડી છે.

આમ છતાં નવું વર્ષ સૌને માટે સારું નીવડો, એ અમર આશા છોડી ન શકાય. બેસતા વરસના પર્વની ખૂબી જ એ છે.

વ્યક્તિગત રીતે અંતમાં કહું કે, અનેક ભાઈબહેનોએ મારા પર નૂતન વર્ષાભિનંદન મોકલ્યાં, તે સૌનો આ દ્વારા જાહેર આભાર માનું છું; અને સૌને વળતાં અભિનંદન પાઠવું છું.

૩૦–૧૦–’૫૭

## ૨

## વિદ્યાર્થીઓ અને સક્રિય રાજકારણ

પં૰ જવાહરલાલજીએ લખનૌ યુનિ૰ વિદ્યાર્થીમંડળને સંબોધતાં જે કહ્યું, તેનો છાપામાં હેવાલ આવ્યો છે; તેમાંથી નીચેનું થોડુંક ઉતાર્યું છે:

"મગજની બારીઓ ખુલ્લી રાખજો; જેથી નવા વિચાર, નવા ખ્યાલ ઝીલી શકો અને અપનાવી શકો."

* * *

"આજકાલ વિદ્યાર્થીઓ અને તેમનાં મંડળોમાં, મોટા મોટા ઠરાવો પસાર કરવાની ટેવ જોવા મળે છે. તેમાં તેઓ અમને મફત સલાહ આપે છે એટલું જ નહીં, બીજા દેશોને પણ આપે છે! આથી ઘણી વાર હું તો દિંગ થઈ જાઉં છું.

"તમે જો આટલા બધા શક્તિશાળી હો, તો યુનિ૰માં પછી શું કામ આવો છો? તમે બહુ ખુશીથી જગતનો વહીવટ જ ચલાવવા જઈ શકો છો!"

* * *

ભણવાના સમયમાં સક્રિય રાજકારણમાં ભાગ લેવા સામે વિદ્યાર્થીઓને ચેતવણી આપી તેમણે કહ્યું કે, "સક્રિય ભાગ રાજકારણમાં લેશો, તો તે વસ્તુ તમને ખરાબ કરી મૂકશે. રાજકીય પક્ષોને લીધે રાજદ્વારી ખદાખદીના જો વિદ્યાર્થીઓ શિકાર બનશે, તો તેમનાં મગજ ખીલતાં બંધ થઈ જશે."

* * *

"પોકાર પર જીવી ખાવાના દહાડા પૂરા થયા છે. જીવનમાં મહાન જેવું કાંઈ, પોકાર કરી ખાધે, સધાતું

નથી. નજર સામે આદર્શો રાખીને વિદ્યાર્થીઓએ ખૂબ સખત કામ કરવું જોઈએ."

૩૦-૧૦-'૫૭

('ટાઇમ્સ ઑફ ઇંડિયા' ૨૯-૧૦-'૫૭ માંથી)

## ૩

## કૃત્રિમ ચાંદાના પેચ લડાવાશે ?

રામાયણમાં એક કથા છે કે, રામચંદ્રજીએ એક બાણે સાત તાડ વીંધ્યા, તે શક્તિ અને વિદ્યા જોઈને વાલી-દળ દિંગ બની ગયું; અને તેમને થયું કે, આપણું હવે આવી બન્યું! કાંઈક આવી લાગણી, રશિયાએ હમણાં અમેરિકા-ઇંગ્લૅન્ડમાં પેદા કરી લાગે છે.

થોડા વખત પર રશિયાએ એક કૃત્રિમ ચાંદો છોડ્યો, તે દુનિયાની સપાટીથી પોણા છસો માઈલ ઊંચે ફરવા લાગ્યો! હવે બીજો ચાંદો છોડ્યો તે તો તેનાથી મોટો અને જબરી કરામતવાળો છે. તેમાં જીવતો કૂતરો મૂક્યો છે અને તે અમુક વખત પછી પાછો ધરતી પર આવશે અને ભાત ભાતની નવાઈભરી ખબરો કહેશે, એમ કહેવાય છે.

ગીતામાં ચાંદ્ર ગતિ અને તેની વાત છે કે, ત્યાં ગયેલા અહીં પાછા આવે છે; પરંતુ તે વાત મરણ પછી નવા દેહની છે. (અ૦ ૮-૨૫.) સદેહે જાય અને આવે એવું આ 'યુદ્ધરાજ રશિયા'ના કૂતરાને માટે બનશે? રશિયાનો આ કૂતરો સદેહે ચાંદ્ર ગતિ અનુભવીને પાછો આવીને વાત કહેશે! આ તો નવી ખગોળ અને જ્યોતિષ વિદ્યાની વાત થઈ ગઈ!

આવી વિદ્યાશક્તિ ધરાવનાર જો ધારે તો આપણને હતા-ન-હતા કરી દે, એનો તરખાટ અમેરિકામાં પેદા થયો છે. તેને હવે આવા ચાંદા ઉડાડી તેના પેચ આકાશમાં લડાવવાની ચટપટી થઈ છે. આ પતંગ-દાવમાં પાછા પડ્યાનું દુઃખ જ નહીં, ભય પણ લાગ્યો છે. કારણ ઉઘાડું છે: શસ્ત્ર સામે સવાયા શસ્ત્રથી બળવાન બનતા લોકને માટે આ કુદરતી છે. આ રીતે કામ કરનાર માટે પણ પેલું ગીતાવાક્ય સાચું છે — 'इदमद्य मया लब्धम् इमं प्राप्स्ये मनोरथम् । . . . कोऽन्योऽस्ति सदृशो मया ।। (અ૦ ૧૬/૧૩-૧૫).

આ જાતના મનોરથ અને આવા દર્પવાળો બીજાના લાભથી ઈર્ષાળુ બની દુઃખી થયા વગર ન જ રહે. એનો રસ્તો વિજ્ઞાનનું વધુ પાપ શોધીને સવાયા થવામાં નથી, પણ ખરી શાંતિ ઇચ્છવામાં છે. પણ તે બની શકે એમ લાગતું નથી. હિંદ પાસેથી આશા રખાય, તો તે પણ આજે તો પાકિસ્તાન જોડેના અણબનાવે કરીને વધુ શસ્ત્રસજ્જ બને છે. આ સાવ ખોટું છે એમ કહેવાનો સવાલ આ નથી. પણ એ રીતે હિંદને ચાલવું પડે છે તેથી દુનિયાની શાંતિને માટે, ઉપરના વિજ્ઞાનયુદ્ધના ત્યાગમાં તે અગ્રેસર થઈને સફળ નથી થઈ શકતું. પછી બીજા નંબરનો રસ્તો 'યુનો' દ્વારા મથવાનો રહે છે, કે જે હિંદની નેતાગીરીએ આજે અપનાવ્યો છે. તે પણ નાનીસૂની વાત નથી.

૫-૧૧-'૫૭

## ૪

## સરદાર સ્મારક ભવન

અમદાવાદ મ્યુ૦ કૉર્પોરેશને આ વરસની શરૂઆતમાં એક નોંધપાત્ર કામગીરી બજાવી, તેની નોંધ આ અગાઉ લેવી જોઈતી હતી. અમદાવાદ શહેર અને તેની સુધરાઈ સ્વ૦ સરદાર સાહેબને કેટલાં ઋણી છે, તે સૌ કોઈ જાણે છે. ઈ. સ. ૧૯૧૭ના અરસામાં સરદારે આ સંસ્થાના સભ્ય તરીકે ચૂંટાઈને પોતાના કામની શરૂઆત કરી. દશ વર્ષ સતત બધો વખત કામ કરીને ૧૯૨૮માં તે સંસ્થાને છોડી. તે દરમિયાન તેમણે મ્યુ૦ કૉંગ્રેસ પક્ષ સ્થાપ્યો અને શહેરની સેવા કરવાના મુખ્ય માર્ગો નક્કી કરી તેની સધ્ધર પ્રણાલી રચી, જે મુજબ આ વરસના પ્રારંભ સુધી કામ ચાલ્યું.

આ પક્ષનું છેલ્લું એક કાર્ય તે 'સરદાર પટેલ સ્મારક ભવન' નામે એક સંસ્થા રચી તે છે. તેને માટે કૉર્પોરેશનને ધન્યવાદ ઘટે છે. સરદારના સ્મારક તરીકે આ સંસ્થા કાયમી કેન્દ્ર બનશે, એ એનું અનોખાપણું છે. તેના જોટાનું બીજું સ્મારક કામ સરદારશ્રીને અંગે ભાગ્યે થયું હશે. સરદારશ્રીની સેવાઓની કદર કરનાર સૌએ આ સંસ્થા દ્વારા

થતાં કામોમાં બનતી મદદ કરવી જોઈએ. અમદાવાદ કૉર્પોરેશન તેને વાર્ષિક ૧૦ હજારની ગ્રાંટ આપશે, એ સરસ શરૂઆત ગણાય.

૨-૧૧-'૫૭

## ૫

## સરદાર અને "મહાગુજરાતવાદ"

સરદાર સ્મારક ભવનનું કાર્ય બેચાર માસથી શરૂ થયું. તેના પહેલા મોટા એક જાહેર કાર્ય તરીકે સરદારશ્રીની જયંતી તેણે ૩૧મી ઑક્ટોબરના રોજ ઊજવી. દેશીરાજ્ય-ખાતાના સરદારશ્રીના માજી મંત્રી શ્રી. વી૦ પી૦ મેનનને તે પ્રસંગે પ્રવચન કરવાને માટે તેડ્યા હતા. અમદાવાદના નાગરિકોને એમનો સારો લાભ મળ્યો. સાંજે ૬ વાગ્યે પ્રેમાભાઈ હૉલમાં સારી મોટી સભા મળી.

તે અગાઉ સવારે સ્મારક ભવનમાં એક સભા રાખી હતી. તેમાં સરદારશ્રીના જીવન અને કાર્ય વિષે મજાની ચર્ચા થઈ. તેના પ્રમુખપદેથી ઉપસંહાર કરતાં એક વાતનો મેં ઉલ્લેખ કર્યો, તેની નોંધ લેવી જોઈએ. સરદારશ્રીને નામે મહાગુજરાતવાદી નેતાઓ એવી વાત ચલાવે છે કે, તે તેમની દૃષ્ટિના મહાગુજરાતવાદને માનતા હતા. આ વિષે મેં કહ્યું કે, આ બરોબર નથી. જુઓ સરદારશ્રીની સહીવાળો 'જે૦ વી૦ પી૦' રિપોર્ટ. તે ૧૯૪૯ના એપ્રિલનો છે. તેમાં સરદારે સાફ વાત કરી છે કે, રાજ્ય-પુનર્ઘટનાની વાત ૧૦ વરસ મોકૂફ રાખો; અને જો મુંબઈ રાજ્ય તૂટે, તો મુંબઈ શહેર મહારાષ્ટ્રમાં ન જઈ શકે; તે નગર અલગ રહેવું જોઈએ. આ વસ્તુ, મહાગુજરાતવાદ જે આજે ચાલે છે, તેથી સાવ જુદી જ છે. છતાં સરદારનું નામ વપરાય છે, તે હકીકતે ખોટું ઠરે છે.

આ બાબતમાં શ્રી. મેનને પણ સ્પષ્ટતા આપી, એ એક સરસ સંયોગ કહેવાય. તે લાસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં ગયા હતા, ત્યાં એક પ્રશ્નના જવાબમાં એમણે સરદારશ્રીનું શું મંતવ્ય હતું તે કહ્યું. સાંજની જાહેરસભામાં એવો જ પ્રશ્ન કોઈકે પૂછ્યો, તેના જવાબમાં જોરદાર ભાષામાં તેમણે કહ્યું કે, સરદાર આવા મહાગુજરાતમાં માનતા જ નહોતા; તેમની માન્યતાને માટે જુઓ તેમણે દેશ આગળ આપેલો 'જે૦ વી૦ પી૦' રિપોર્ટ.

સરદારશ્રીની જયંતી નિમિત્તે આવી એક વિચાર-સ્પષ્ટતા થઈ, તે લોકકેળવણીની દૃષ્ટિએ જોતાં સારી બીના ગણાય.

૨-૧૧-'૫૭

## ૬

## વિલાયતી ગૃહવિજ્ઞાન

અ૦ ભા૦ મહિલા પરિષદની ગુજરાત શાખાના વડોદરા અધિવેશનમાં શ્રી. હંસાબહેન મહેતાએ એમ કહ્યું કે, "જેમ ટેકનૉલૉજી વગેરેના અભ્યાસ માટે જુવાનોને પરદેશોમાં મોકલવામાં આવે છે, તે મુજબ ગૃહવિજ્ઞાન (હોમ સાયન્સ) વગેરેની તાલીમ મેળવવા માટે સ્ત્રીઓને પરદેશ મોકલી આપવી જોઈએ." (ગુજ૦ સમાચાર તા. ૩૧-૧૦-'૫૭)

પુરુષો પેઠે સ્ત્રીઓ પણ દેશપરદેશ જુએ અને દેશાટનથી મળતા ફાયદા રાષ્ટ્રની સેવાસમૃદ્ધિ સારુ લણી લાવે, એ બરોબર છે. પરંતુ ખાસ ગૃહવિજ્ઞાન અંગે તે કહેવાય છે, ત્યારે એક વિચાર એમ આવે છે કે, શું યંત્રોદ્યોગવિદ્યા —'ટેકનૉલૉજી' પેઠે ગૃહ-વ્યવસ્થાનું વિજ્ઞાન વિલાયતી નવીનતા કે ત્યાંની જ શોધ છે કે શું? યંત્રોદ્યોગવિદ્યા અને વિજ્ઞાન આપણે નવાં શીખવાનાં છે. તેનું ધામ પરદેશો છે, તેથી તે લેવા જવું ઘટે એમ માનીએ. પરંતુ ગૃહવ્યવસ્થાને માટે અહીં શૂન્યમાંથી સૃષ્ટિ ઊભી કરવાની તો નથી જ. વળી ગૃહવિજ્ઞાનને તે તે ગૃહની ભૂમિની સંસ્કૃતિની જોડે વિશેષ નિકટ અને પાકો સંબંધ રહેલો હોય છે. તેથી કરીને તે વિદ્યા માટે સ્ત્રીઓ પરદેશ જાય, એ કથન વિચારમાં નાંખે એવું લાગે છે. હા, યુરોપીય ગૃહવિજ્ઞાન શીખવા માગનારે તેને યોગ્ય સ્થાને જવું પડે. પરંતુ ગૃહવિજ્ઞાન યુરોપીય જ છે એવું નથી. વિજ્ઞાનના આધુનિક યુગમાં જે તે વાતની વિદ્યા અને શાસ્ત્ર કરી મુકાય છે એ ઠીક છે. દરેક વ્યવહારની બુદ્ધિયુક્ત વ્યવ-સ્થિતિ હોવી જોઈએ. તે દૃષ્ટિથી આપણે ઘણું કરવું બાકી છે તેથી, હિંદમાં ગૃહવિજ્ઞાનનો અભ્યાસ કરવાને માટે સંશોધન કરી તેની વિદ્યા નિપજાવવી

જોઈએ. પ્રાચીન ગૃહ્યસૂત્રો પેઠે અર્વાચીન ગૃહવિજ્ઞાન આપણા સમાજને સારુ જરૂર ઘડી શકાય. પણ તે કામ હિંદનાં વૈવિધ્યપૂર્ણ ઘરોમાં જઈને જોઈને કરવાનું છે. તેનું ક્ષેત્ર આ દેશ અને તેનાં સંસ્કારી ઘરો છે, નહિ કે પરદેશ. જોકે બીજા લોકોનાં ઘર પણ જોઈને ઘટતો લાભ લેવામાં વાંધો હોઈ જ ન શકે. પરંતુ જેમાં તેમાં પરદેશ તરફ નજર માંડવાના રોગમાંથી ગૃહવિજ્ઞાન તો બચવું જોઈએ.

૩૧-૧૦-'૫૭

## ૭

## પાઠ્યપુસ્તકોનું સરકાર-માલકી-કરણ

રાષ્ટ્રના જંગી યંત્રોદ્યોગોનો નફો સૌને મળી શકે તેને માટે સમાજવાદી શાસ્ત્રમાં વિચારાયેલી આર્થિક યુક્તિ શિક્ષણક્ષેત્રમાં પણ ઊતરવા લાગી છે! આ અંધ અનુકરણ કામ નથી દેતું તે અનુભવ રાજસ્થાન રાજ્યમાં જોવા મળ્યો, તે પરથી સરકારોને સાન આવવી જોઈએ. મુંબઈ રાજ્યે જાહેર કર્યું છે કે, અમે આ નીતિ નથી માનતા, એને માટે તેને ધન્યવાદ ઘટે છે.

પાઠ્યપુસ્તક પર સરકારી કબજો ભાગ્યે જ કિંમતને પણ ઝાઝી ઓછી કરી શકે. પણ માનો કે કાંઈક કરી શકે. તોપણ તેની સાથે તેમાં જ્ઞાનના ઇજારા જેવું જે પેસી જાય, તેનું શું? અને ખાનગી પ્રકાશકો જો રાષ્ટ્રધર્મ સમજીને ચાલે, તો સરકાર જેટલી કિફાયત કિંમત જરૂર આપી શકે. કેમ કે, સરકાર પણ છપાવશે કરશે તો બજારમાં જ ને? તે નફો ન ચડાવે અને શિક્ષણખાતાના નોકરો દ્વારા કામ લે ને તેમનો ખર્ચ કરમાંથી મળે, તો કિંમત ઓછી થાય. પણ સરવાળે સમાજને તે બીજી રીતે ભારે પડી જાય. શિક્ષણમાં પલટનશાહીને પેસવાનાં દ્વાર ખુલ્લાં થાય. આનો ઉપયોગ સામ્યવાદી સરકારો બરોબર લઈ શકશે. એ સામે સાવધાની રાખવી હોય, તો લોકશાહીમાં માનતી સરકારે વેળાસર સાવધ બનીને ચાલવું ઘટે છે. જ્યાં ત્યાં 'સરકાર, સરકાર' કરવાથી લાભ નથી. શિક્ષણમાં તો નથી જ નથી.

૧-૧૧-'૫૭

## ૮

## ભૂદાન અને ગ્રામદાન

ખાદી ગ્રામોદ્યોગ કમિશન તરફથી ચાલતી સઘન-ક્ષેત્ર-યોજનાનાં દક્ષિણ ભારતનાં કેન્દ્રોની પરિષદ કેરળમાં ત્રિવેન્દ્રમ પાસે નેમમ ગામે મળી. ગયે મહિને ચાર દિવસ તેમાં હું ગયો હતો.

કેરળમાં સામ્યવાદી પક્ષની સરકાર સત્તા પર છે, તે સૌ જાણે છે. આથી જો તે મિત્ર કહે, ત્યાં જાઓ છો તે 'રાતા' ન થઈ આવતા! કેરળ સરકારનું કામકાજ આજે બીજા પ્રદેશોમાં એક અવનવું ને કુતૂહલ જેવું લાગે છે!

ત્યાં ગ્રામદાન-સર્વોદય કાર્યકર્તાઓને સહેજે મળવાનું થયું, કેમ કે તેઓ કેટલાક પણ આ સંમેલનમાં હતા. તેમાં એક મુખ્ય ગણાતા ભાઈ જોડે ગ્રામદાન વિષે રૂબરૂ વાતચીત દ્વારા થોડી સમજૂતી મેળવી. મેં જોયું કે, મેં ઉઠાવેલા સવાલ ત્યાં પણ પહોંચ્યા હતા અને કાર્યકર્તાઓ તેમાં તથ્ય માનતા હતા. એકે કહ્યું, તમે જે વાત કહો છો તે કેરળ અંગે સાચી છે.

'ગ્રામદાન' એટલે ખરેખર શું થાય છે તે વિષે જાણવા મળ્યું કે, એક ગામની બધી પુખ્તવયી વસ્તી ભેગી મળે અને તેમાંના ૭૦ ટકા કહે કે અમારા ગામની જમીન અમે ભેગી ખેડીશું, તો એને 'ગ્રામદાન' ગણાય.

મેં પૂછ્યું, 'પણ તે રીતે ગામની બધી જમીન મળે કે કેટલી? બાકીના ૩૦ ટકાની જમીનનું શું? અને આ નિર્ણય તો સર્વસંમતિને ન્યાયે ન થયો કહેવાય.'

જવાબ મળ્યો કે, 'હા, જે જમીન મળે તેના ટકા તો ૫૦ કરતાંય ઘણા ઓછા હોય. ૩૦ ટકા બાકી રહે તેઓ પાસે ઠીક ઠીક જમીન હોય છે.'

મેં કહ્યું, 'તો વસ્તીના ૭૦ ટકાને બદલે જમીનના ૭૦ ટકા મળે તે ધોરણ લેવું નહીં જોઈએ?'

જવાબ મળ્યો. 'એમ કરવામાં જમીનની માલકીની વસ્તુનો સ્વીકાર આવે છે; તે બરોબર નથી, એમ માન્યું છે.'

આ બાબત, અમુક અંશે 'બૉલ્શેવિઝમ'ને મળતી બની જવાની દહેશત હોઈ ને, ગંભીર ગણાય. એમાં જમીનદાર (રશિયન 'કુલાક' જેવો) અને ના-જમીનદાર (પ્રોલિટેરિયેટ) વચ્ચે વર્ગવિગ્રહનાં બીજ રોપાય એવી પરિસ્થિતિ થાય નહીં? — આ જાતના સવાલ પરત્વે તો અત્યારે એમ જ કહેવું જોઈએ કે, સમય શું બતાવે છે તેની રાહ જુઓ. 'ભૂદાન'થી 'ગ્રામદાન' જુદી વસ્તુ છે અને તેમાં સામ્યવાદી ફિલસૂફીનો રંગ છે કે શું, તે અહીં આગળ દેખાય છે.

"'ગ્રામદાન' વિષે હવે આગળ શું ચાલશે?" એ પ્રશ્નના જવાબમાં જાણવા મળ્યું કે, સરકાર પાસે અમુક કાનૂની જોગવાઈ મેળવવાની રહે છે. મૈસૂરમાં જે નાનકડું નેતામંડળ મળ્યું, તે પરથી જણાય છે કે, સરકાર તેની સહકારી ખેતીની યોજનામાં 'ગ્રામદાની' ગામોને વણી લેશે. આમ રાજ્ય-શક્તિની યોગ્ય અને જરૂરી મદદ લેવાશે અને લોકસેવાનું કામ આગળ લેવાશે, એ બહુ સારી ખબર ગણાય.

* * *

'ગ્રામદાન' એટલે, ગામની જમીનના દાન અંગે તેની પુખ્ત-વય વસ્તીના ૭૦ ટકાની સંમતિ; નહીં કે ગામની ૭૦ ટકા કે વધુ જમીનનું દાન, — આ વ્યાખ્યા જો બરોબર હોય, અને તે મુજબ ગ્રામદાન-પ્રવૃત્તિ ચાલે છે, તો અનેક જાતના સવાલ પેદા થયા કરશે; કેમ કે આ વ્યાખ્યા કાલ્પનિક છે — વાસ્તવિક નથી.

પહેલું તો એ કે, જો કોઈ ગામના ૭૦ ટકા લોક ગ્રામદાન સંકલ્પ કરે, પણ તેમની જમીનનું અર્પણ કુલ ગામ-જમીનના ૨૦–૩૦ ટકા જ જેટલું હોય, તો આ ઘટનાને 'ગ્રામદાન' કહેવામાં 'વસ્તુશૂન્ય વિકલ્પ' દોષ નથી થતો? અને જો ગ્રામદાની ગામમાં ગામલોકો પોતાની સભામાં મળીને સહકાર દ્વારા ખેતીની પોતાને મનપસંદ યોજના કરીને વર્તે, એ તેનું રહસ્ય હોય, તો આને ગ્રામદાન કહેવાને બદલે ગ્રામ-સહકારી ખેતીની યોજના કહેવી એ ઠીક નહીં? આ એક મુદ્દો પણ કેરળની ચર્ચામાં આવ્યો હતો.

* * *

એક મિત્ર જોડે ચર્ચામાં મેં કહ્યું, એક રીતે જોઈએ તો ગ્રામદાનનો વિચાર અને તેનો સક્રિય અમલ ગાંધીજીએ ઈ૦ સ૦ ૧૯૩૪માં સેવાગ્રામમાં ગ્રામસેવા આશ્રમ સ્થાપ્યો, તેનાથી જ થયો હતો, એમ નહીં? સ્વ૦ શ્રી. જમનાલાલજીએ પોતાની માલગુજારીનું આખું ગામ ગાંધીજીને સોંપી દઈ પ્રથમ ભૂદાન કર્યું. તે ગામમાં ગાંધીજી જેવા મહાન લોકસેવકે ગ્રામસેવાશ્રમ સ્થાપ્યો. આ આશ્રમને ખીલવવાને બદલે, ભૂદાનને જ નિમિત્તે (!), આશ્રમ-વાસીઓએ તેનો ત્યાગ કર્યો, એ એક ખરી કરુણતા ગણાય. આનંદની વાત એ છે કે, ગયા માસથી આ જવાબદારી પાછી સંભાળાશે એમ જાણવા મળ્યું.

૨–૧૧–'૫૭

## ૯

## 'સમિતિ' – પરિષદ' – સંત્રણા

સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ અને મહાગુજરાત જનતા પરિષદ આજકાલમાં પૂના ખાતે મળે છે. મુંબઈનું નવું રાજ્ય થયું તેના વિરોધમાં આ બે સંસ્થાઓ જન્મી — પહેલી મહારાષ્ટ્રમાં અને બીજી ગુજરાતમાં. આને એક વર્ષ પૂરું થયું. તે દરમિયાનની તેમની કામગીરી રાજ્યમાં ચાલુ થયેલા અવનવા રાજકારણમાં એક બોધક પ્રકરણ ગણાય. પણ તેની સમીક્ષા કરવાનો સમય હજી હવે પાકશે. અત્યારે આ બંને સંસ્થાઓ, પોતે કાંઈક કરી બતાવવાનો યશ મેળવવાની ચિંતામાં પડી લાગે છે; નહીં તો નાબૂદ થઈ જવાય, એવી બીક તેમને સકારણ છે.

બંનેને પોતપોતાના પ્રદેશનું અલગ એકભાષી રાજ્ય જોઈએ. તેમાં તો ખાસ વાંધો ન ગણાય; પણ તેમ કરવામાં મૂળ વાંધો મુંબઈ નગરીનો છે. એને વિષે અખાડા કરીને અત્યાર સુધી હાંક્યે રાખ્યું. હવે આ વિષે જો ઉકેલ મળે, તો તે વિચારવા માટે પૂના ખાતે તે સંસ્થાના પ્રતિનિધિઓ મળે છે.

આમ મળવાનું જરા વિચિત્ર લાગે છે; કેમ કે, બંને સંસ્થાઓની ભૂમિકા સરખી નથી. મહારાષ્ટ્ર તો મુંબઈ લઈ જ લેવા માગે છે, અને તે જ રીતે જુદું થવા માગે છે. તેમાં પાછી તેને જ અંતર્ગત

મુશ્કેલી એ છે કે, વિદર્ભ કહે છે કે અમે દ્વિભાષીમાં જોડાયા, પણ એકભાષી સંયુક્ત મહારાષ્ટ્રમાં અમે નહીં રહીએ; તેમ કરો તો વિદર્ભ જુદો વિચાર કરશે. 'મહાગુજરાત'વાળા જુદું પ્રદેશરાજ્ય માગે; પણ મુંબઈ નગરીનું નક્કી નથી કરી શકતા. ગુજરાત તો ત્રણ અલગ રાજ્ય થાય તો જ સંમત થાય, નહીં તો નહીં. એટલે 'મહાગુજરાત'વાળા પૂનામાં શી વાત કરશે, એ એમને માટે રમૂજી ગૂંચવણ ગણાય.

આ બાબતમાં 'મહાગુજરાત'ની જીત એક જ રીતે થઈ શકે અને તે બાબત પાર્લામેન્ટના દાર કમિશન રિપોર્ટે ૧૯૪૮ જેટલે વહેલેથી કહી છે. તેનું વાક્ય નીચે ઉતારું —

"એ ખરું કે શહેર જુદી જાતનો પ્રદેશ હોઈ, તેના ઠીક રીતે ભાગ પાડી ન શકાય. પણ જુદા જુદા પક્ષોના દાવાઓને સંતોષવાને માટે બીજા રસ્તાઓ પણ છે; અને આખું શહેર અનેક બહુભાષી જૂથોમાંના એકને સીધું આપી દેવું જોઈએ, એવો કોઈ સિદ્ધાંત જણાતો નથી. ઉપર બતાવેલા સિદ્ધાંતને જોરે આંધ્ર મદ્રાસ શહેરમાં ભાગ માગે છે. પણ આ સિદ્ધાંત મુંબઈને અંગે લાગુ કરવા બાબતમાં મહારાષ્ટ્ર ના પાડવાની અસંગતતા ધરાવે છે અને પોતાને માટે જ આખું નગર લેવાનો દાવો કરે છે. . . . . આ અનેકભાષી સાર્વવર્ણિક શહેર કોઈ એકભાષી પ્રાંતની રાજ્યધાની કરવાનો ખ્યાલ ઢંગ વગરનો ઠરે."

(રિપોર્ટના પૅરા ૬૪, ૬૭)

મતલબ એ થઈ કે, જો 'મહાગુજરાત' પરિષદના નેતાઓ 'સમિતિ'ને એટલું સમજાવી શકે કે, મુંબઈ આગવું કોઈને ન મળી શકે; બંનેએ તેને જુદું કરવામાં તત્પર થવું, છતાં તેની સમૃદ્ધિમાંથી ન્યાયી ભાગ મળે એમ માગવું, તો જ રસ્તો જડે અને આ યશકાંક્ષી સંસ્થાઓ રાજ્યનિર્માણના પેચી પ્રકરણમાં નવી સ્થિતિ ઊભી કરી શકે. નહીં તો, કેવળ માગણીનું પાણી વલોવ્યે અને લાગણીની આગના પલિતા ખોજ્યે, ઝાઝું હાંસલ દેખાતું નથી.

આ સવાલ મુંબઈના ગુજરાતીઓને લઘુમતી ગણી તેમની સલામતી વિચારવાનો નથી. મુંબઈ રાજ્યને ભાષાવાર ગોઠવવામાં મુંબઈ નગરનું શું કરવું એ પ્રશ્ન છે. તેમાં એટલું નક્કી થયેલું છે કે, કોઈ એકભાષી રાજ્ય બને તેની રાજધાની કે તેનો ભાગ બૃહદ્ મુંબઈ નગર નહીં બને. તે અખિલ ભારતીય નગર હિંદનાં બધાં નગરોમાં અનોખું છે. તેનો વિચાર એને અનુરૂપ જ થવો જોઈએ.

૬-૧૧-'૫૭

## ૧૦

## ઠંડા યુદ્ધના પલીતા

પશ્ચિમ એશિયા, એટલે કે દુનિયાના અરબી વિસ્તારમાં, ગઈ કાલ સુધી ઇંગ્લૅન્ડનું વર્ચસ્વ હતું. બીજા યુદ્ધને પરિણામે ઇંગ્લૅન્ડનો સામ્રાજ્યવાદી આવક-ઝરો સુકાઈને સંકડાવાથી, તે વર્ચસ્વ નભાવવું કઠણ થવા લાગ્યું.

ઈરાનમાં તેની પંચાત પહેલી શરૂ થઈ. જેમ તેમ કરીને મુસદ્દીકને જેર કરી ત્યાં કાંઈક નભાવી લીધું.

બીજે નંબરે ઇજિપ્ત આવ્યું. ત્યાં પૂરી પીછેહઠ થવાથી વર્ચસ-હાનિના ગણેશ બેઠા. તેમાં ન બનવાનું બન્યું તે એ કે, તે પ્રસંગે ઇંગ્લૅન્ડનું મુરબ્બી મિત્ર રાજ્ય અમેરિકા પણ સાથે ન રહ્યું!

પણ અમેરિકા તરત સમજ્યું કે, આમ વર્તતાં વર્તી ગયા, પણ છેવટે એ ન્યાયે તો લાંબું નહીં ચાલી શકાય. પરિણામે વડા પ્રધાન ઇડન ગયા અને મૅકમિલનને આવીને અમેરિકન મૈત્રીસંબંધ પાછો સમારી લીધો. પણ એની કિંમત ચૂકવવી પડી તે એ કે, અરબ દુનિયાની મોટાભાઈગીરી કે પટલાઈના કામમાં મહાધનિક એવા અમેરિકાને સાથે લેવાનું ઠર્યું. આ અત્યારના રાજકારણમાં 'આઇઝેનહોવર-વાદ' કહેવાય છે.

આ વાદની 'ટેકનિક' — યુક્તિ ઉઘાડી છે. કાંઈકને કાંઈક સ્થાનિક બખેડો હોય, — અને તે તો હોય યા સહેજે ઉશ્કેરી લેવાય કે સતેજ કરી શકાય, — તેમાં શાંતિસ્થાપનના મહામિષ દ્વારા દાખલ થઈ જવું. એમાં મુશ્કેલી રશિયાની છે. તે જગતની પટલાઈ લઈ મંડવા તાકતો બીજો રાષ્ટ્ર છે.

પરિણામે, જગતમાં 'ઠંડું યુદ્ધ' જોવા મળે છે, જેના પલીતા ફૉર્મોસા, જર્મની, ઇઝરાયલ, સીરિયા,

ગોવા વગેરે,— અને હવે તો સૌ કોઈ જોઈ શકે છે કે,— કાશ્મીર પણ છે. જેવી જરૂર, જેવો સમો, તે મુજબ તેમાંનો કોઈ એક પલીતો લેવાય છે.

હમણાં કાશ્મીરનો પલીતો લેવાયો છે. એની એ વાતને ઉખેડાયા કરાય છે અને હિંદને રગરગાવાય છે. હિંદ જો થાકે કે ભૂલ કરે, તો 'યુનો' મારફત ઇંગ્લૅન્ડ-અમેરિકા ફાવે!

હિંદને હવે થાકવાનું કે ભૂલ ખાવાનું પાલવે નહીં; કેમ કે, આ સવાલ હિંદની સાર્વભૌમતા અને સ્વતંત્રતાને રંજાડવાનો પેંતરો છે.

પણ એટલું ખરું કે, ઠંડી લડાઈ આપણે ત્યાં પણ 'યુનો'એ પહોંચાડી. પરિણામે લશ્કરી ખર્ચ વધે અને પેટનો ખર્ચ ખૂટે. તેમાં વળી જંગી અને મહામૂલાં પરદેશી યંત્રો ખરીદવાની યોજના ચાલવાથી વિલાયતના લોકો ભાવ બરોબર મારી લેતા લાગે છે. આથી એવી અનાર્થિક નીતિ જોવા મળે છે કે, જીવનની જરૂરિયાતોનો માલ સસ્તે વેચી ખરેખર સોંઘાં યંત્ર મોંઘે લેવાં પડે છે. કેમ કે, વિલાયત માટે જીવનધોરણ સંભાળીને વેપાર કરી ખાવા યંત્રો માટેની પરદેશી માગ સાધન બની છે. તો તે બનાવી બનાવીને મોકલવાં અને તેમાંથી ભાવ છડી લેવાનું તે શું કામ ચૂકે? આમ કરીને આપણા અબજોનું લેણું તેણે લગભગ ફેડી નાંખ્યું! હિંદે સમજવાનું હવે એ રહે છે કે, આપણી યોજના, તેને માટે નાણાંભીડ, પરદેશી મદદની ભૂખ, કાશ્મીરની રક્ષા, લશ્કરી ખર્ચ, અને પરદેશનીતિ વગેરે બધું એક તાંતણે ગૂંથાયેલું જાળું છે. તે જાળાની જકડમાંથી બચવું હોય તો જરા ઊંડે ઊતરીને બધું ફરી જોઈ લેવું પડે તો તેમ કરવું ઘટે.

૭-૧૧-'૫૭

## ૧૧
## પથ્થરમાર અને ગોળીબાર

આ અંકના પૂંઠા ઉપર શ્રી. વિનોબાનું એક મંતવ્ય, 'ભૂમિપુત્ર' પત્રમાંથી ઉતાર્યું છે, તે તરફ વાચકનું ખાસ ધ્યાન દોરું છું. ગયે વરસે આ પ્રશ્ન વિષે મેં જાહેર ચર્ચા કરી હતી. તે અંગે ગાંધીજીનું મંતવ્ય શું હતું તે વિષે ચોખવટ કરવા, તેમના એક પ્રવચનમાંથી ઉતારો ટાંકવો પડ્યો હતો. તે વખતે શ્રી. વિનોબાનો બીજો મત ટાંકી, ભૂદાનવાદી કાર્યકર્તાઓ જુદા પડ્યા હતા. હવે શ્રી. વિનોબા ત્યારે જણાવવામાં આવેલા મતમાં સ્પષ્ટ ફેરફાર કરે છે અને તત્ત્વતઃ મેં લીધેલી ભૂમિકાને સંમતિ આપતો મત રજૂ કરે છે. તે વાંચીને અંગત રૂપે મને સંતોષ થયો; અને વિનોબાએ પોતાનો મત હવે સુધારી લઈને સ્પષ્ટ શબ્દોમાં રજૂ કર્યો, તે માટે તેમને મુબારકબાદી આપું છું. તેમના આ નિવેદન પછી આ બાબતમાં ગુજરાતનું વાતાવરણ સાફ થશે એવી આશા રાખું છું.

ખાસ તો વિનોબાના એ વિધાન તરફ વાચકનું ધ્યાન ખેંચવા માગું છું કે, આમ તો બંને હિંસા છે. પણ બેમાં તુલના જ કરીએ, તો પ્રજાના પથ્થરમારાના કાર્યમાં વધારે હિંસા છે; એ દૃષ્ટિએ અને તેની તુલનામાં ગોળીબારમાં અહિંસા રહેલી છે, એમ ભાષાપ્રયોગ કરી શકાય. છેવટે શાંતિ અને સુવ્યવસ્થિતિની પ્રેરણા કયા કાર્યમાં રહેલી છે, તેના ઉપર સામાજિક હિંસા-અહિંસાનો ન્યાય તોળવાનો આવે છે.

૮-૧૧-'૫૭ **મગનભાઈ દેસાઈ**

# દારૂબંધીની તરફેણમાં

## ૧
### એક લોકકથા

એક નગરમાં વિદ્વાન તથા શાસ્ત્રાભ્યાસી બ્રાહ્મણ રહેતો હતો. તેને હાથે એક વખત એવો ગુનો થઈ ગયો, જેની સજા દેહાંતદંડ હતી.

રાજાને થયું કે, બ્રાહ્મણનો શિરચ્છેદ કરવો એ ઠીક નહિ. ઘણા વિચાર પછી તેણે બ્રાહ્મણને રાત્રે પોતાના મહેલના એક ઓરડામાં પૂર્યો. તે ઓરડાને ચારે બાજુ થઈને પાંચ બારણાં હતાં. તેમાંનાં ચાર બારણાંમાં થઈને બીજા ચાર બંધ ઓરડાઓમાં જવાય તેમ હતું. તે ઓરડાઓના આગળા બ્રાહ્મણના ઓરડા તરફ જ હતા. એટલે બ્રાહ્મણ ઇચ્છે તો તે આગળા ઉઘાડીને તે ઓરડાઓમાં જઈ શકે; પરંતુ તે ઓરડાઓમાંથી બ્રાહ્મણવાળા ઓરડામાં કોઈ ન ન આવી શકે. પાંચમું બારણું બહાર નીકળવા માટેનું બારણું હતું. તેને તો બહારની તરફથી બંધ કરેલું હતું.

પેલા ચાર ઓરડાઓમાંથી એકમાં હળાહળ ઝેરનો પ્યાલો મૂકેલો હતો. બીજામાં માંસની વાનીઓ રાંધીને મૂકેલી હતી. ત્રીજામાં એક સુંદર વેશ્યા હતી. અને ચોથામાં મદ્યનો ભરેલો કૂજો તથા પ્યાલા હતા.

રાજાએ બ્રાહ્મણને વચલા ઓરડામાં પૂરીને કહ્યું, 'આની બાજુના ચાર ઓરડાઓમાં ચાર ઘાતક ચીજો મૂકેલી છે; તેમાંથી સવાર પહેલાં ગમે તે એક વડે તમારે મનપસંદ મોત સ્વીકારવાનું છે.'

રાજાએ એવો વિચાર કર્યો હતો કે, ઝેરથી તો શરીર નાશ પામે જ; પરંતુ બીજી ત્રણ ચીજોથી શરીર નાશ ન પામે તોપણ તેનું બ્રાહ્મણપણું તો નાશ પામે જ. અને બ્રાહ્મણનું બ્રાહ્મણપણું નષ્ટ થાય તો તે તેના મૃત્યુ બરાબર જ છે.

રાજા વગેરે ચાલ્યા ગયા પછી બ્રાહ્મણે પેલા ચાર ઓરડાઓનાં બારણાં તરફ નજર કરી. તે દરેક ઓરડામાં કઈ વસ્તુ છે તેનો નિર્દેશ તે દરેકના બારણા ઉપર હતો.

બ્રાહ્મણે પ્રથમ ઝેરવાળા ઓરડાના બારણા તરફ જોઈને વિચાર કર્યો કે, એ રીતે મરવાથી તો ભવિષ્યમાં જીવતા રહી પ્રાયશ્ચિત્ત કરવાની પણ તક નહિ રહે.

બીજા ઓરડામાં માંસની વાનીઓ હતી. એવું નિષિદ્ધ અન્ન ખાવું, એ પણ કાયમને માટે જાત અભડાવવા જેવું હતું. ઉપરાંત એક રાતમાં ભૂખથી કંઈ મરી જવાય તેમ પણ નહોતું.

ત્રીજા ઓરડામાં વેશ્યા હતી. તેની સાથે સહવાસ કરવો એ પણ કાયમને માટે ભ્રષ્ટ થવા જેવું કહેવાય. તેના કરતાં તો મરવું જ સારું!

ચોથા ઓરડામાં મદ્ય હતું. તે પણ નિષિદ્ધ તો કહેવાય. પરંતુ ચારમાંથી ગમે તે એક વસ્તુ ફરજિયાત સ્વીકારવાની હોય, તો એ વસ્તુ જ સ્વીકારવી. ગમે તેમ તોય તે ફળોનો રસ જ છે; અને નશો ચડે તોપણ બીજે દહાડે તો ઊતરી જાય; એટલે પછી જેવા હતા તેવા જ થઈ જવાય!

એવો વિચાર કરી બ્રાહ્મણે મદ્યનો ઓરડો ઉઘાડ્યો અને તેમાં મૂકેલો કૂજો પીને ખાલી કરવા માંડ્યો. પ્રથમ તો તેને બકારી આવવા લાગી; પરંતુ પછી ધીમે ધીમે નશાની અસર થવા લાગતાં તે આખો કૂજો ગટગટાવી ગયો.

રાત વધતી ગઈ તેમ તેને નશો ચડવા માંડ્યો. તેના મનમાંથી બધા પ્રકારનો ખેદ નીકળી ગયો, અને તેને આનંદની મસ્તી લાગવા માંડી. થોડી વારમાં તેને કકડીને ભૂખ લાગી. પરંતુ બીજું કાંઈ ખાવાનું તો મળે તેમ ન હતું. એટલે તરત પોતાને હાથે માંસની વાનીઓવાળો ઓરડો ઉઘાડી, તે લહેરથી બધું માંસ આરોગી ગયો.

મદ્ય અને માંસ ભેગાં થયાં એટલે તેની કામવાસના પણ ધીમે ધીમે જાગ્રત થઈ. એટલે તેણે વેશ્યાવાળો ઓરડો પણ ઉઘાડ્યો.

સવાર થવા આવ્યું ત્યારે તે જાગ્યો. તેણે જોયું તો પોતે વેશ્યાના પલંગમાં પોઢેલો હતો. તેનો નશો હવે ઊતરી ગયો હતો. તેને રાતની બધી વાત યાદ આવી. તે તરત કૂદકો મારી પોતાના ઓરડામાં આવતો રહ્યો.

પોતે દારૂના નશામાં આવી, બધી નિષિદ્ધ ચીજોનું સેવન કર્યું હતું તે જોઈ તેને થયું કે, આટલું કર્યા પછી જીવતા રહેવું, તેને બદલે ઝેર ખાઈને મરી જવું એ જ બહેતર છે.

તરત તેણે ઝેરવાળો ઓરડો ઉઘાડ્યો અને હળાહળ ઝેર પી લીધું.

સવારે આવી રાજા અને તેનાં માણસોએ જ્યારે તેનો ઓરડો ઉઘાડ્યો, ત્યારે માલૂમ પડ્યું કે, બ્રાહ્મણે મદ્યનો સ્વીકાર કરી વિચારભ્રષ્ટ થઈ, એકને બદલે ચારે મોત સ્વીકારી લીધાં હતાં !

—['मंगल प्रभात' ૫-૧૧-'૫૭ — હિંદી ઉપરથી]

૨

## દારૂબંધી નથી ત્યાં

બ્રિટનના ૧૯૫૪–૫૫ના કસ્ટમ્સ અને એકસાઈઝ ખાતાના આંકડા ઉપરથી જણાય છે કે, મદ્યનો ઉપાડ ૧૦,૦૦૦,૦૦૦ ગૅલનથી વધી ૧૧,૭૫૦,૦૦૦ ગૅલન થયો છે અને દારૂમાંથી સરકારી આવક ૧૦૭,૦૦૦,૦૦૦ પાઉંડમાંથી વધીને ૧૧૬,૦૦૦,૦૦૦ પાઉંડ થઈ છે.

— 'ઍલર્ટ' જુલાઈ–સપ્ટેં૦ ૧૯૫૭

પશ્ચિમ જર્મનીમાં દારૂના વ્યસની પુરુષ ગરાડીઓની સંખ્યા છેલ્લાં આઠ વર્ષમાં ૧૨ ગણી વધી છે; અને સ્ત્રી ગરાડીઓની સંખ્યા ૧૯૪૪થી માંડીને ગણતાં ચાર ગણી વધી છે.

૩

કૅનેડામાં ઑન્ટારિયો પ્રાંત દારૂ પીવામાં મોખરે છે; કુલ વસ્તીના ૮૫ ટકા મદ્ય, દારૂ કે બીર પીએ છે. તેમાંથી ૬૪ ટકા સ્ત્રીઓ છે.

૧૯૫૪માં ઑન્ટારિયોમાં દારૂના વ્યસનમાં હાથ બહાર ગયેલાઓની સંખ્યા ૫૭,૦૦૦ થી કૂદીને ૭૬,૦૦૦ થઈ ગઈ હતી. અર્થાત્ દર લાખે ૧,૭૮૦ થી વધીને ૨૨૧૦.

૧૯૫૪–૫૬ વચ્ચે એવાઓની સંખ્યા ૧૭૮ ટકા વધી હતી.

ટોરોન્ટો શહેરમાં દારૂ પીને પાગલ બનવા બદલ ૧૯૫૬માં ૧૫૭૩૨ જણને કેદ પકડવામાં આવ્યા હતા. તેમાં ૧૫૭૦ સ્ત્રીઓ હતી. ૧૯૪૬માં ૧૦,૨૫૬ ધરપકડ થઈ હતી; અર્થાત્ દશ વર્ષમાં ૫૦ ટકા વધારો થયો.

૧૯૫૬ના માર્ચની ૩૧મીએ પૂરા થતા વર્ષમાં ઑન્ટારિયો પ્રાંતમાં ૨૭૮,૦૦૦,૦૦૦ ડૉલરની કિંમતનાં નશીલાં પીણાં પિવાયાં.

—'ઍલર્ટ' જુલાઈ–સપ્ટેં૦ ૧૯૫૭

૪

## દારૂબંધી છે ત્યાં

મુંબઈ સરકારના પછાત વર્ગોના ખાતાએ કરેલી તાજેતરની તપાસમાં જણાયું છે કે, દારૂબંધીને લીધે એ વર્ગોની સામાજિક, આર્થિક અને આરોગ્ય વિષયક સ્થિતિમાં સર્વતોમુખી સુધારો થયો હતો. થાણા, ઉ૦ સતારા, નાશિક, સાબરકાંઠા, અમરેલી, ખેડા, સુરત, અને ભરૂચ જિલ્લાઓનાં ૨૭ ગામડાંની નમૂના તરીકે તપાસ કરવામાં આવી હતી. ૪૫ કુટુંબોના ૧૦૪ ગરાડીઓમાંથી ૯૮ જણાએ દારૂબંધી પછી દારૂ પીવાનું સદંતર છોડી દીધું હતું; અને ૧૩ કુટુંબોએ ૪૦ થી ૨૦૦૦ રૂપિયા સુધીનું પોતાનું દેવું ચૂકતે કરી દીધું હતું. ૨૩ કુટુંબો પોતાનાં છોકરાંને નિશાળે મોકલવા લાગ્યા હતાં. ઘણાં કુટુંબોએ તો બચત કરીને ઘરવખરી, વાસણો અને ઘરેણાં વસાવ્યાં હતાં.

બનાસકાંઠાના દારૂબંધીખાતાના જિલ્લા-નિરીક્ષક જણાવે છે કે, કાંકરેજ તાલુકાના રતનપુરાનો એક કોળી દેવસી વીરા દારૂબંધી પહેલાં દર મહિને ૨૫ રૂપિયા દારૂ પીવા પાછળ ખર્ચતો. તેનું કુટુંબ બહુ કંગાલ હાલતમાં આવી ગયું હતું. પરંતુ દારૂબંધી પછી દારૂ છોડી દેતાં તેણે ૯૦૦ રૂપિયાનું જૂનું દેવું પતવી દીધું છે, અને ૩૦૦ રૂપિયાની કિંમતનું એક ઘર બંધાવ્યું છે. નવરાશના વખતમાં તે પોતે લખતાં વાંચતાં શીખે છે અને તેનાં છોકરાં હવે કલ્લોલ કરે છે.

ખેડા જિલ્લાના દારૂબંધી ખાતાના સુપ્રિન્ટેન્ડન્ટ જણાવે છે કે, દોણવાસણા ગામનો કોયા પરમારજી નામનો ખેડૂત પોતાની બધી આવક દારૂ પાછળ ખરચી નાખતો હતો. તેનું ઘર ખંડેર બની ગયું હતું અને તેની આર્થિક સ્થિતિ છેક હતાશાભરી થઈ ગઈ હતી. દારૂબંધી પછી તેને દારૂ પીવાનું છોડી દેવું પડ્યું. ત્યાર પછી તેણે પોતાના ઘરના સમારકામ પાછળ ૫૦૦ રૂપિયા ખર્ચ્યા, ૩૦૦ રૂપિયાના બે બળદ ખરીદ્યા, ૧૦૦ રૂપિયાનું ગાડું ખરીદ્યું અને પાંચ વીઘાં જમીન જે ૪૦૦ રૂપિયામાં ગીરો મૂકી હતી, તે પણ તેણે છોડાવી. હવે તે પોતાના ૧૦ માણસના કુટુંબ સાથે આનંદથી જિંદગી ગુજારે છે.

— ગો૦

— 'ઍલર્ટ' જુલાઈ–સપ્ટેં૦ ૧૯૫૭

# વીસમી સદીનાં ગુજરાતી પ્રકાશનો

[ જુલાઈ '૫૭ અંકથી ચાલુ ]

## ૫

## ( ઈ. સ. ૧૯૨૧-૨૫ )

આ પાંચમી પંચવર્ષી દરમ્યાન ગુજરાતી ભાષામાં છપાયેલાં ૩૪૨૪ જેટલાં પ્રકાશનો ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના તાબામાં સોંપાયેલા કૉપીરાઈટ-સંગ્રહમાં છે. અર્થાત્, તે વખતનાં દેશી રાજ્યોમાં છપાયેલાં પુસ્તકોનો સમાવેશ તેમાં થતો નથી. તેમ જ મુંબઈ સિવાયના બીજા પ્રદેશોમાં છપાયેલ ગુજરાતી પુસ્તકોનો પણ તેમાં સમાવેશ નથી. મુખ્ય મુખ્ય વિષયવાર સંખ્યા તથા ટકાવારી નીચે પ્રમાણે થાય છે—

| વિષય | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૧૭૦૭ | ૫૦% |
| ૨. ધર્મ | ૬૪૩ | ૧૯% |
| ૩. કેળવણી | ૪૩૯ | ૧૩% |
| ૪. સમાજશાસ્ત્ર | ૧૫૫ | ૫% |
| ૫. ઇતિહાસ | ૧૦૨ | ૩% |
| ૬. તત્ત્વજ્ઞાન | ૯૮ | ૩% |
| ૭. વિજ્ઞાનો | ૯૪ | ૩% |
| ૮. ગાંધી સાહિત્ય | ૮૦ | ૨% |
| ૯. ઇતર | ૧૦૬ | ૩% |
| કુલ | ૩૪૨૪ | |

(૧) **સાહિત્ય** : આ વિષયનાં ૧૭૦૭ પ્રકાશનોમાં મૌલિક ૧૨૮૮, અનુવાદિત ૨૪૪ અને લિપ્યંતર ૧૭૫ છે. અનુવાદો બંગાળીમાંથી ૬૨, અંગ્રેજીમાંથી ૪૮, સંસ્કૃતમાંથી ૪૫, હિંદીમાંથી ૨૨, ઉર્દૂમાંથી ૧૮ અને ઇતર ભાષાઓમાંથી ૪૯ થયા છે. રૂપવિભાગ પ્રમાણે જોઈએ તો સાહિત્યનાં કુલ ૧૭૦૭ પ્રકાશનોમાંથી કાવ્ય ૭૫૫, નાટક ૩૩૫ (જેમાં ૨૬૩ તો નાટકનાં ગાયનોનાં જ છે), વાર્તા ૪૮૯ અને ઇતર ૧૨૮ છે. આ બધામાં નીચેનાં નોંધપાત્ર છે—

૧. ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો — કૃ. મો. ઝવેરી
૨. ચિત્રદર્શનો — નાનાલાલ દલપતરામ કવિ
૩. વીરમતી નાટક — નવલરામ લક્ષ્મીરામ પંડ્યા
૪. સંક્ષિપ્ત કરણઘેલો — ( નંદશંકર તુળજાશંકર મહેતા )
૫. સીતાહરણ — ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ
૬. ભાગ્યના સ્રષ્ટાઓ — ( ઑરિસન સ્વેટ માર્ડન )
૭. કાવ્યપ્રકાશ-૧ — ( મમ્મટ ) અનુ૦ રા. વિ. પાઠક અને રસિકલાલ છો. પરીખ

(૨) **ધર્મ** : ૬૪૩ જેટલાં ધાર્મિક પ્રકાશનોમાં હિંદુ ધર્મનાં ૩૦૫, ઇસ્લામનાં ૧૨૫, જૈનનાં ૧૧૪ અને ઇતર ૯૯ થાય છે. આ બધાંમાં નીચેનાં ત્રણ પુસ્તકો ઉલ્લેખનીય છે—

૧. ઈશોપનિષદ — અરવિંદ ઘોષ
૨. સહજાનંદ સ્વામી — કિશોરલાલ મશરૂવાળા
૩. ધમ્મપદ — અનુ૦ ધર્માનંદ કોસંબી અને રા. વિ. પાઠક

હિંદુ ધર્મનાં ૩૦૫ પ્રકાશનોમાં સામાન્ય ૧૯૧, વૈષ્ણવ ૬૧, શાક્ત ૧૯, શૈવ ૧૮ અને આર્યસમાજી ૧૬ થવા જાય છે.

(૩) **કેળવણી** : ૪૩૯ જેટલાં શૈક્ષણિક પ્રકાશનોમાં ૪૦૫ તો માત્ર પાઠ્યપુસ્તકો ને ગાઇડોનાં જ છે. બાકીનાં ૩૪માં નીચેનાં બે નોંધપાત્ર ગણી શકાય—

૧. શિક્ષક અને શિક્ષણ — દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન
૨. ટૉલ્સ્ટૉય અને શિક્ષણ — ( અર્નેસ્ટ ક્રોસબી )

(૪) **સમાજશાસ્ત્ર** : કુલ ૧૫૫ પ્રકાશનોમાં નાતજાત વિષેનાં ૧૦૨, બહેનો વિષેનાં ૨૩ અને ઇતર ૩૦ છે. આમાં નીચેનાં બે પુસ્તકો ઉલ્લેખને પાત્ર છે—

૧. વીસમી સદીની ગુલામી — ( ટૉલ્સ્ટૉય )
૨. સ્ત્રીઓનો કાર્યપ્રદેશ — ( ઑલિવ સ્ક્રીનર )

(૫) **ઇતિહાસ** : ૧૦૨ જેટલાં આ વિષયનાં પ્રકાશનોમાં ૭૯ ભારતને લગતાં અને ૨૩ બીજા દેશો વિશેનાં છે. આમાં નીચેનાં ત્રણ પુસ્તકો નોંધપાત્ર કહેવાય—

૧. પૂર્વરંગ — કાકા કાલેલકર અને નરહરિભાઈ પરીખ
૨. સ્વતંત્રતાના સિદ્ધાંતો — ( ટેરેન્સ મેક્સ્વિની )
૩. મરણિયું આયર્લૅંડ — ઝવેરચંદ મેઘાણી

(૬) **તત્ત્વજ્ઞાન** : ૯૮ જેટલાં પ્રકાશનોમાં ૬૩ ભારતીય તત્ત્વજ્ઞાનને લગતાં, ૩૧ નીતિશાસ્ત્ર વિષેનાં અને તે સિવાયનાં સામાન્ય માત્ર ૪ છે. નીચેનાં નોંધપાત્ર છે—

૧. પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા — રામનારાયણ વિ. પાઠક
૨. સૌંદર્ય અને લલિતકળા — (વાસુદેવ ગોવિંદ આપ્ટે)

(૭) વિજ્ઞાન : ૯૪ જેટલાં વૈજ્ઞાનિક પ્રકાશનોમાં વૈદકનાં ૫૩, કળાકારીગરીનાં ૨૭ અને ઇતર ૧૪ છે. નીચેનાં ત્રણ પુસ્તકો ઉલ્લેખનીય છે —

૧. આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો — ચંદુલાલ ભગુભાઈ દલાલ
૨. ગર્ભપોષણ અને સુવાવડ — ડૉ. ધનજીભાઈ મહેતા
૩. વણાટશાસ્ત્ર-૧ — મગનલાલ ખુશાલચંદ ગાંધી

(૮) ગાંધી સાહિત્ય : આ વખતની પંચવર્ષીમાં અત્યાર સુધીમાં સૌથી વધુ આ વિષયનાં પુસ્તકો બહાર પડયાં છે. ૮૦ જેટલાં પ્રકાશનોમાં નીચેનાં ચાર નોંધપાત્ર છે —

૧. અસહકાર — મહાત્મા ગાંધીજી
૨. ખેડાની લડત — શંકરલાલ દ્વારકાદાસ પરીખ
૩. એક ધર્મયુદ્ધ — મહાદેવભાઈ હરિભાઈ દેસાઈ
૪. મારો જેલનો અનુભવ — મહાત્મા ગાંધીજી

(૯) ઇતર: ૧૦૬ જેટલાં પરચૂરણ પ્રકાશનોમાં અર્થશાસ્ત્રનાં ૨૯, ભાષાશાસ્ત્રનાં ૧૪, ભૂગોળનાં ૧૪, લલિત કળાનાં ૧૧ અને તે સિવાયનાં ૩૮ છે. નીચેનાં ત્રણ પુસ્તકો ઉલ્લેખને પાત્ર ગણાય —

૧. હિંદી રાષ્ટ્રીય ખર્ચ — ખુશાલ તલકશી શાહ
૨. પ્રાકૃતિક ભૂગોળ — છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
૩. હિમાલયનો પ્રવાસ — દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

આ પંચવર્ષી દરમ્યાન ૧૬૭ જેટલાં ચરિત્રો બહાર પડયાં છે, જેમાં નીચેનાં ત્રણ નોંધપાત્ર છે —

૧. મહાત્માઓનાં ચરિત્રો — ગિરિજાશંકર ભગવાનજી બધેકા
૨. બુદ્ધલીલાસારસંગ્રહ — ધર્માનંદ કોસંબી
૩. જેલ-ડાયરી — ( રાજગોપાલાચાર્ય ) અનુ૦ જુગતરામ દવે

અત્યાર સુધીની પંચવર્ષીઓ કરતાં આ વખતના ગાળામાં બધા જ વિષયોમાં સારાં પુસ્તકો બહાર પડયાં છે. આનું કારણ એ પણ હોય કે, ૧૯૨૦ પછી ગાંધીજી અને તેમની પ્રવૃત્તિની અસર સર્વ બાબતો પર પડવા માંડી અને તેથી સાહિત્ય-પ્રવૃત્તિ પણ વિપુલ તથા પ્રયોજન-લક્ષી બનવા માંડી.

૫-૧૦-'૫૭ **દશરથલાલ શાહ**

# નવું વાચન

**શરદ ગ્રંથાવલિ** — ગ્રંથ ત્રીજો ( શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય ) અનુ૦ રમણલાલ સોની; પ્રકા૦ વોરા ઍન્ડ કંપની, પબ્લી૦ પ્રાઈ૦ લિ૦ મુંબઈ; પૃ૦ ૧૦૩૭; કિં૦ ૧૦.૦૦.

પાંચ દળદાર ગ્રંથોમાં વોરા ઍન્ડ કંપનીએ શરદબાબુની કુલ ૨૬ નવલકથાઓને લગભગ ૫૨૦૦ પાનમાં પ્રસિદ્ધ કરી છે. શરદબાબુની નવલકથાઓ ગુજરાતમાં તેમ જ દેશના બીજા ભાગોમાં પણ અતિ લોકપ્રિય થઈ પડી છે. તેથી તેમની એક એક ચોપડીના કેટલાય ગુજરાતી અનુવાદો જુદા જુદા પ્રકાશકોએ બહાર પાડયા છે.

અનુવાદની દૃષ્ટિએ જોઈએ, તો કેટલાક શિખાઉ તથા અણઘડ અનુવાદકો પણ કીર્તિ અથવા પૈસાના લોભે 'અવ્યાપારે વ્યાપાર' જેવું કરી બેઠા છે. પરિણામે, શરત્‌ચંદ્રના લોકપ્રિય ગ્રંથો ગુજરાતી વાચકોને યોગ્ય સ્વરૂપે મળી શકયા નથી. આ સ્થિતિમાં શ્રી. વોરાએ બધા શરદ્-ગ્રંથોના અનુવાદોની એકસરખી તથા પ્રમાણભૂત આવૃત્તિ બહાર પાડવાનો વિચાર કર્યો, એ વસ્તુ આવકારપાત્ર છે.

આ અવલોકન તે ગ્રંથાવલિના માત્ર ત્રીજા ગ્રંથની આઠ વાર્તાઓમાંથી 'લેણદેણ' નામની એક મોટી વાર્તાને અનુલક્ષીને જ છે. તેના અનુવાદક છે, શ્રી. રમણલાલ સોની.

શ્રી. સોની ગુજરાતી પુસ્તક-ઉત્પાદનનું એક કામગરું 'મશીન' છે. તેમના ઉત્પાદનનો પાર નથી. ઉત્પાદનની ઉતાવળમાં, સાહિત્ય-કૃતિઓ કાંઈક શિષ્ટ આકારમાં પ્રસિદ્ધ થાય છે કે કેમ, તેની ખાસ સંભાળ લેવી જોઈએ. તે કૃતિ જોડણી કે મુદ્રણની રીતે શુદ્ધ-સુઘડ સ્વરૂપે પ્રગટ થાય છે કે નહિ, તે વિષે ઉતાવળ દાખવવી ન જ જોઈએ.

અનુવાદકોમાં તેમના બંગાળી ગ્રંથોના અનુવાદો સારા અને શુદ્ધ હોય છે, એવો ખ્યાલ સકારણ ઊભો થયો હતો. પરંતુ આ ગ્રંથાવલિના ત્રીજા ગ્રંથમાં 'દેના-પાઓના' નામની નવલકથાનો તેમનો 'લેણ-દેણ' અનુવાદ જોતાં નિરાશ થવું પડે છે. એ અનુવાદ પૂરેપૂરો શુદ્ધ તથા સ્પષ્ટ થાય એવી કાળજી રાખવામાં આવી લાગતી નથી.

શ્રી. કિશનસિંહ ચાવડાએ 'ભૈરવી' નામથી આ જ પુસ્તકનો અનુવાદ બહાર પાડયો હતો. ભૂલભર્યા અનુવાદ

તથા છાપમૂલોના સંગ્રહરૂપ તે ગ્રંથ બન્યો હતો. હવે કેટલાંય વર્ષો પછી એ ચોપડીનો આ નવો અનુવાદ બહાર પડ્યો, ત્યારે પણ ઠેર ઠેર મૂળનો ભાવ કે મૂળનો સપાટો ન સમજી શકાય તે રીતે અને કેટલીક જગાએ તો ઊલટો સમજાય તેમ કે કશું જ ન સમજાય તેવી રીતે રજૂ થયો છે.

આ એક ગ્રંથના પણ એક અંશ ઉપરથી આખી ગ્રંથાવલિ માટે કંઈ કહેવાનું હોય નહિ. મન તો એવું જ કહેવાનું થાય કે, દેશની બીજી ભાષાઓનાં પ્રકાશનોની સાથે હોડમાં ઊતરે એવું આ પ્રકાશન છે.

'વાચક'

**વિમલમૂર્તિ :** લે૦ રતિલાલ ગિરધરલાલ શાહ; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; પૃ૦ ૪૨૪; કિં૦ ૬.૦૦.

'આજના અણુયુગની નવલકથા' એવા ઉપનામ સાથે રજૂ થતી આ નવલકથા ખરેખર તો પ્રેમના ત્રિકોણ-ચતુષ્કોણની વાર્તા છે. અણુયુગને એમાં માત્ર આકસ્મિક તેમ જ સર્વથા અઘટિત સંબંધ છે. પાકિસ્તાન જેવા પર-રાજ્યને સીમાડે આવેલું 'બ' વર્ગનું રાજ્ય — જ્યાં ભારત સરકારને ખાસ થાણું નાખી સેનાપતિ રાખવો પડ્યો છે, ત્યાં અણુશક્તિનું રિઍક્ટર તથા હાઇડ્રોજન-બૉંબ બનાવવાની પ્રયોગશાળા-કારખાનું નંખાય છે. (કદી કોઈ રાજસત્તા ન નાખે!) ત્યાંનો યશવંત નામનો અણુવિજ્ઞાની અણુની શોધને બદલે પહેલાં એક નર્સના અને પછી બારિસ્ટરના તથા છેવટે સેનાપતિના વારસાને જ શોધતો ફરે છે અને ત્રણ સ્ત્રીઓ સાથે પ્રેમનો ચતુષ્કોણ રચે છે. તેનું વૈજ્ઞાનિકપણું કેવળ પોતે વ્યભિચારથી જે સ્ત્રીના બાળકનો પિતા બન્યો હોય છે, તેને આખી દુનિયા સામે બીજા પુરુષના સંબંધ-થી માતા બનેલી ઠરાવવામાં જ (આ વાર્તા પૂરતું તો) સમાઈ રહે છે.

એટલે ખરી રીતે અણુયુગને જ આ વાર્તામાંથી બાદ કરીએ — અને ખરેખર બાદ કરવો જોઈએ; કારણ કે, હાઇડ્રોજન બૉંબ કે અણુબૉંબ બનાવાય તેવું કારખાનું નાખવું હિંદુસ્તાનની શૈલી માટે તેમ જ વિદેશનીતિ કે યુદ્ધ-નીતિ માટે પણ અત્યારે તો અસંભવિત છે — તો પછી આખી વાત સ્ત્રી-પુરુષની કહો કે કામિની-કાંચનની, ચાલુ કથા બની રહે છે.

'વાચક'

**હું અને દિવ્યબાળા :** લે૦ રતિલાલ ગિરધરલાલ શાહ; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૨૭૧; કિં. ૪.૫૦.

હિમાલયની પાસેના (કાશ્મીર?) એક રજવાડાના રાજકુમારને સગુણ સ્વરૂપી પરમાત્માને પામવાની ઇચ્છા છે. સ્વપ્નમાં કોઈ મહર્ષિનો આદેશ પામી, જન્મ્યા બાદ, તે ઘર છોડી નીકળે છે અને જે પહેલા સાધુ રસ્તામાં મળ્યા તેમનાં વેશ-ઉપકરણ બદલીને જંગલમાં ચાલ્યો જાય છે.

રસ્તામાં તેવી જ રીતે પોતાના પૂર્વજન્મના પતિને શોધવા ઇચ્છતી એક પંડિત કુટુંબની સુંદરી, દૂર જંગલમાં જતાં તે મળશે, એવો આદેશ અંતરમાંથી પામી, જંગલમાં ભટકતી હોય છે. તેને પેલો રાજકુમાર ભેગો થાય છે. તે બંને પછી સંન્યાસ–બ્રહ્મચર્ય–સેવા એવા આદર્શોની અટવામણમાં અટવાય છે: ભેગાં રહે છે – છૂટાં પડે છે – એક બાળકનાં માતપિતા બને છે; અને પછી એક મહાત્મા પુરુષની સેવા કરી, આદિવાસીઓની સેવાનો આદેશ પામી, સહજીવન આરંભે છે.

વાર્તામાંનું જંગલ પ્રતીતિકારક નથી. ખાવાની ચિંતા ત્યાં છે જ નહિ! સ્ત્રીનાં શૃંગારસાધન – કેસર, કુમકુમ, ચંદન કેસરીવસ્ત્ર, નીલવસ્ત્ર વગેરે ત્યાં ક્યાંથી જાણે ત્યાં તૈયાર હોય છે! ટાઢ પણ ત્યાં નથી અને કાંટાકાંકરા પણ નથી.

લેખક આ વાર્તા લખવા શાથી પ્રેરાયા હશે તે કોણ જાણે! કંઈક ગૂઢ અનુભવ કે ગૂઢ તમન્ના તેમના દિલમાં હશે ખરાં; પરંતુ તેને આ રીતે વાર્તારસનો 'કોટ' ચડાવીને રજૂ કરવામાં શું સાર્થક્ય છે, તે પણ તે જાણે.

'વાચક'

**સુનીતા :** (નરેશચંદ્ર સેનગુપ્ત) અનુ૦ રમણલાલ સોની; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્નકાર્યાલય, પૃ૦ ૧૦૪; કિં૦ ૨.૫૦.

બે મિત્રો 'મેસ'માં રહી ભણતા હોય છે, તે દરમ્યાન સામી દુકાને સામાન ખરીદવા આવતી એક જુવાન છોકરી સુનીતા ઉપર બંનેની નજર ચોંટે છે. તે બેમાંથી ગરીબ એવો એક યુવાન છેવટે ઉતાવળે તેને પરણી જવાનું ગોઠવી લે છે અને પછી જીવનભર દુઃખી થાય છે. બીજો પૈસાદાર મિત્ર પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડતાં, બીજી (વધુ સારીને) પરણીને ઠેકાણે પડી જાય છે અને સુખી થાય છે. ઘણે વર્ષે પછી પાછા એ મિત્રો ભેગા થાય છે; તે એવી રીતે કે, ગરીબ મિત્રને પૈસાદાર મિત્રની આર્થિક મદદ લેવી પડે છે, અને તે તેને પાછલો ડંખ યાદ રાખ્યા વિના આપે પણ છે. પરંતુ સુનીતા એ જૂના પૈસાદાર પ્રેમી તરફ શંકાની નજરે જોયા કરે છે અને છેવટે પતિના મૃત્યુ બાદ તેનાથી દૂર ભાગે છે. આટલું જ આ વાર્તાનું કાઠું છે.

સ્ત્રીને પોતાના પતિ પ્રત્યે હમેશ શંકા રહે છે કે, તે પરસ્ત્રી પ્રત્યે ઢળી પડે જ. જોકે આ વાર્તામાં તે બાબતને અકારણ — પાયા વિનાની દેખાડી છે; અને સામાન્ય રીતે

વાર્તાઓમાં એમ જ કરાતું હોય છે. પરંતુ સ્ત્રીઓનો એ શંકાશીલ સ્વભાવ ખરેખર નિષ્કારણ જ હશે? એની પાછળ, કોઈ કુદરતી નહીં, તોપણ સૈકાજૂના અનુભવરૂપી કારણ પડ્યું નહીં હોય? પરંતુ તે વસ્તુનો ઉપાય પણ તે શોધી શકી હોય એમ લાગતું નથી. માતા અને બહેન તરીકે પુરુષને હાલરડામાં ઝુલાવીને ઉછેરનારી સ્ત્રી શા કારણે પુરુષને એટલો નાથી કે ઘડી શકતી નથી? એ પ્રશ્નને, સામાન્ય રીતે ધર્મ-પ્રવણ રહેતી સ્ત્રી પુરુષના ધંધાદારી જીવનની ચોરી અને જૂઠને પણ કેમ રોકી શકતી નથી, એ પ્રશ્નની સાથે વિચારીએ, તો કંઈક ઉકેલ તરફ વળાય ખરું.

'વાચક'

**શુભા :** (નરેશચંદ્ર સેનગુપ્ત) અનુ૰ રમણલાલ સોની; પ્રકા૰ વોરા ઍન્ડ કંપની પબ્લી૰ પ્રાઈ૰ લી૰ મુંબઈ; પૃ૰ ૩૨૩; કિં. ૫.૦૦.

ઉપરના જ બંગાળી લેખકની આ બીજી ચોપડી છે. શુભા નામની સ્ત્રી, દારૂડિયા પતિને હાથે કંગાલિયત અને મારપીટથી ત્રાસી, સામેની બારીએ દેખાતા પરિણીત યુવાન સાથે ભાગી જવાનો વેત ગોઠવે છે. પરંતુ તે યુવાન વખતસર આવી પહોંચતો નથી, એટલે તે પોતે જ એકાદ ગાડીમાં 'શ્યામબજાર' તરફ ભાગી નીકળે છે. રસ્તામાં એક નાટક કંપનીનો મૅનેજર મળતાં, તે તેની કંપનીમાં નોકરીએ રહેવા ઇચ્છે છે. ત્યાંથી તે મોહિત થતા અનેક પુરુષોના હાથમાં જાય છે; પરંતુ એક મિશનરી બાઈની હૂંફ અને આશ્વાસનમાં પોતાની જાતને સુરક્ષિત—શુદ્ધ રાખે છે. છેવટે પોતાના મૂળ પતિને સુધારનાર એક પહાડી સ્ત્રી સાથે તેનું લગ્ન શક્ય કરી આપવા તે પોતે ધર્માંતર કરી ખ્રિસ્તી થઈ જાય છે.

વાર્તા જરા વધારેપડતી ધીમી ગતિએ વહે છે, તથા શુભાને અસાધારણ સ્વરૂપવતી, અસાધારણ બુદ્ધિમતી, અને અસાધારણ ભાગ્યવતી માની લેતાં લેતાં વાચકે આગળ વધવું પડે છે. મિશનરી બાઈ અને ખ્રિસ્તી સિદ્ધાંતને લેખક શા માટે વચ્ચે લાવ્યા છે, તે સમજાવું કંઈક મુશ્કેલ છે. અત્યારના બંગાળી હિંદુ સમાજમાં આશરો શોધતી સ્ત્રીને ટેકવી શકે એવું બીજું કાંઈ લેખકને નહિ દેખાયું હોય? કદાચ હિંદુધર્મમાં સાધક સ્ત્રી-સંન્યાસિનીઓની વિરલતા પણ એમાં કારણ હોય.

'વાચક'

**ગોરજ:** લે૰ ચૂનીલાલ મડિયા; પ્રકા૰ ભારત પ્રકાશન, અમદાવાદ: પૃ૰ ૧૯૨; કિં. ૩.૦૦.

'ગ્રામજીવનની પ્રેરક વાર્તાઓનો સંગ્રહ' એ નામથી લેખકની જૂની પ્રગટ થઈ ગયેલી વાર્તાઓને ચૂંટીને પ્રસિદ્ધ કરવામાં આવી છે. ટૂંકી વાર્તાઓ તરીકે બધી વાર્તાઓ સચોટ અને કરુણ છે. કેટલીક વખત એ 'કરુણ' રસ મટી ઝેર બની જાય તેટલી હદે ગયો છે. લેખક ઇચ્છે છે તેમ, "ગુજરાતના ગ્રામજીવનમાં એક નવોત્થાનની પ્રક્રિયા ચાલી રહી છે ત્યારે એ નવસર્જનમાં આ ગ્રંથની 'ગો-રજ' કિંચિત્ પણ શુકનવંતી બની રહે" કે કેમ, તે કહી શકાતું નથી. ગરીબ લોકોની કારમી ગરીબાઈને વસ્તુ બનાવીને રેલાવાતાં આંસુની જેમ ગ્રામજીવનનાં કેટલાંક પાસાંને કરુણ રસનું વસ્તુ બનાવાય છે, અને વાચકો માટે વૈવિધ્યનો રસથાળ ઊભો કરાય છે, એટલું કહી દઈએ એટલે બસ.

'વાચક'

**ચિત્રલેખા :** (ભગવતીચરણ વર્મા) અનુ૰ કિશનસિંહ ચાવડા; પ્રકા૰ રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ; પૃ૰ ૨૦૦; કિં૰ ૩.૫૦.

આ ચોપડી માટે વિશેષ કાંઈ લખતા પહેલાં એટલું કહી દેવાનું મન થાય છે કે, શ્રી. કિશનસિંહને આ ચોપડીના અનુવાદની ઈ. સ. ૧૯૩૭માં ખોવાયેલી પ્રત ન જ જડી હોત તો સારું થાત. અને જડી ગઈ તોપણ તેને તેમણે ઈ. સ. ૧૯૫૭માં શ્રી. રવાણીને પ્રસિદ્ધ કરવા ન આપી હોત તો વધુ સારું થાત. કોઈ પણ ચોપડીને પ્રકાશક આટલી અશુદ્ધિઓ સાથે અને લગભગ વસ્તુ ન સમજાય એટલું જ નહિ પણ બદલાઈ જાય એવાં વિશેષનામોના ફેરથી છાપીને વાચકો સમક્ષ રજૂ કરવાની હિંમત કરી શકે, તે જોઈ ડઘાઈ જવાય છે.

મૂળ વાર્તા ચંદ્રગુપ્ત અને ચાણક્યનાં સમકાલીન પાત્રો વડે ગૂંથવામાં આવી છે. મહાપ્રભુ રત્નામ્બર નામના સંન્યાસીને તેના બે શિષ્યો 'પાપ શું' એમ પૂછે છે. તેનો જવાબ શીખવા રત્નામ્બર તેમને બંનેને પાટલીપુત્ર નગરના યોગી કુમારગિરિ અને ભોગી બીજગુપ્ત પાસે જુદા જુદા રહેવા મોકલે છે. એ યોગી એક વારાંગના પ્રત્યે આકર્ષાઈ તેની સાથે શરીરસંબંધ કરી ભોગી બને છે અને એ જ વારાંગનાનો પ્રેમી પેલો ભોગી બીજગુપ્ત અંતે તે અગ્રાહ્ય બનેલી વારાંગનાને સ્વીકારે છે.

છેલ્લે પાને શિષ્યોને પેલા મહાપ્રભુ રત્નાંબર સાર કાઢી આપે છે—

'મનુષ્ય જે કંઈ કરે છે, તે પોતાના સ્વભાવને વશ વર્તીને કરે છે. અને સ્વભાવ પ્રાકૃતિક છે. મનુષ્ય પોતાનો સ્વામી નથી. એ પરિસ્થિતિનો દાસ છે, વિવશ છે. એ કર્તા નથી કેવળ સાધન છે. પછી પુણ્ય અને પાપ કેવું? . . . આપણે ન પાપ નથી કરતાં અને પુણ્ય પણ નથી કરતાં. આપણે તો જ કરીએ છીએ, જે આપણે કરવું પડે છે.'

વાહ ગુરુ! વાહ ઉપદેશ! અને વાહ તેની કથા!

'વાચક'

**શશીનાથ :** (ઉપેન્દ્રનાથ ગંગોપાધ્યાય) અનુ૦ શ્રીકાન્ત ત્રિવેદી; પ્રકા૦ મહાજન પબ્લિશિંગ હાઉસ, અમદાવાદ; પૃ૦ ૩૧૨; કિં૦ ૪.૫૦.

જુદા જુદા નિમિત્તે લીલા અને સરયૂ બંને જણ શશીનાથને હૃદયથી પૂજતાં હોય છે. શશીનાથ કોઈ સાથે લગ્ન કરવાના વિચારનો નથી. તેનો એક મિત્ર સુરેન સરયૂને ચાહતો હોય છે. વાર્તા જુદી જુદી આંટીઘૂંટીમાંથી આગળ વધતી સુરેન અને સરયૂની લગ્ન–સંમતિમાં પરિણામે છે. પરંતુ લીલાની વાત વણસી જાય છે: તે કોઈ રખાતની અને પછી વેશ્યા બનેલી સ્ત્રીની પુત્રી સાબિત થાય છે. તેની સાથે ચાહીને લગ્ન કરનાર સુધીર તેનો ત્યાગ કરી દે છે. પછી શશીનાથ લીલા સાથે લગ્ન કરવા તૈયાર થાય છે અને તે કારણે પોતાના ઘરનો ત્યાગ કરવા ઇચ્છે છે. લીલા તેનો એ ત્યાગ સ્વીકારવા ના પાડવા જેવી ઉદાત્તતા અને જીદ દેખાડે છે. પરંતુ દરમ્યાન એક એવો અકસ્માત બની જાય છે જેથી બંનેને ઘર ત્યાગી સાથે ચાલ્યા જવું પડે છે. લીલા તો દેશ પણ ત્યાગે છે; પરંતુ શશીનાથ તેની મરજીની ઉપરવટ તેની સાથે થાય છે. વાર્તા ત્યાંથી જ અટકે છે, પરંતુ આગળ શું બન્યું હશે તે કલ્પવું અશક્ય નથી.

વાર્તામાં પાત્રો અને તેમનાં કાર્યોનો વિકાસ યથાયોગ્ય થાય છે તથા સંવાદો પણ પાત્રોને અનુરૂપ છે. ગુજરાતમાં એવા સંવાદો બોલતાં પાત્રો અસ્તિત્વમાં આવે તેવાં લક્ષણ દેખાય છે; પરંતુ બંગાળી લેખકોની તો એ સુંદર ખાસિયત હોય છે.

'વાચક'

**સાંધ્ય દીપિકા :** લે૦ શિવકુમાર જોષી; પ્રકા૦ ભારત પ્રકાશન; પૃ૦ ૭૪; કિં. ૧.૫૦.

આ 'ચતુરંકી નાટક'માં સામાન્ય વસ્તુ છે. મનમોહનદાસ નામના બુઢ્ઢા શેઠ, પોતાનો ભ્રષ્ટ પુત્ર મરી જતાં, વંશ ન જાય તે માટે રતનલાલ નામના પિતરાઈને ખોળે લે છે. પરંતુ પછી રતનલાલ, તેની પત્ની અને તેનાં પુત્ર–પુત્રીને હાથે બાર–બાર વર્ષ સુધી પોતે અપમાન, તિરસ્કાર અને તંગી (!) વેઠ્યા કરે છે. શેઠના જૂના નોકરો જાણતા હોય છે કે, શેઠના એકમાત્ર મૃત પુત્રને રસોઇયણની વિધવા પુત્રીથી એક મંજરી નામની પુત્રી થઈ હોય છે. તે પુત્રીને તેઓ ગુપ્ત રીતે ઉછેરતા હોય છે.

છેવટે શેઠને એ વાતની ખબર પડે છે. શેઠને તથા મંજરીને ઝેર દઈ મારી નાખવા રતનલાલ અને તેના પુત્ર તરફથી પ્રયત્નો થાય છે. પરંતુ સહેજસાજમાં તેઓ બચી જાય છે. છેવટે શેઠ મંજરીને જ પોતાની બધી મિલકત આપીને મરી જાય છે.

વસ્તુમાં કશું ખાસ પ્રયોજન નથી. ઉપરાંતમાં શેઠ જો પોતાની કમાણીની મિલકત હોવાથી વિલ ફેરવી શકે તેવી સ્થિતિમાં છેવટ સુધી હોય છે, તો પછી રતનલાલ અને તેનું કુટુંબ શા જોરે શેઠને આટલા બધા દબડાવે છે? અને શેઠ પણ તેમનો ત્રાસ શું કરવા આટલાં બધાં વરસ વેઠે છે? નાટકનો એ આખો ભાગ (અને તે જ મુખ્ય ભાગ છે,) અપ્રતીતિકર છે.

'વાચક'

**અખોવન :** લે૦ ગુણવંતરાય આચાર્ય; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; પૃ૦ ૧૫૬; કિં૦ ૨.૫૦.

ગુજરાતમાં આજકાલ નાટકો ધંધાદારી હાથોમાંથી નીકળી, બિન-ધંધાદારી અથવા અર્ધ-ધંધાદારી હાથોમાં આવવા લાગ્યાં છે. સાથે સાથે નાટકોની લેખનપ્રવૃત્તિ પણ જુદા જુદા હાથોમાં જવા લાગી છે.

નવલકથાઓમાં ડિકન્સ જેવાની મોટી મોટી દળદાર નવલકથાઓના જમાના કરતાં અત્યારે ટૂંકી વાર્તાઓ અને ટૂંકી નવલકથાઓ તરફ લેખનપ્રવૃત્તિ વળવાથી લાભ તેમ જ ગેરલાભ બંને થતાં દેખાય છે. અમુક જ સિદ્ધહસ્ત — અરે લગભગ લખવાના ઇજારદાર એવા લેખકોના જમાનામાંથી નીકળીને લેખનપ્રવૃત્તિ 'જાહેર' બનવા લાગી છે — સુલભ બનવા લાગી છે. લોકશાહી તથા સાર્વત્રિક કેળવણીના જમાનામાં એમ બનતું જાય એમાં નવાઈ નથી. નાટકોમાં પણ એ રીતે એકાંકી વગેરે માર્ગોએ વળીને નાટ્યલેખનની તેમ જ અભિનયની પ્રવૃત્તિ 'જાહેર' બનતી ચાલી છે. તેનાં સારાં માઠાં પરિણામો મૂલવવાનો સમય હજુ થોડો દૂર છે.

શ્રી. ગુણવંતરાય 'હું નાટક નથી લખતો' એમ કહેતા કહેતા ઠીક ઠીક સંખ્યામાં નાટકો લખે છે. 'અખોવન'માં ખરી રીતે તે નાટક ઉપરાંત 'અભિગ્રહ', 'ભણેલાં અને ગણેલાં', 'એકલિયો અલાદાદ' અને 'સમૂહપૂજન' એટલાં બીજાં નાટકો છે. (જોકે આખા પુસ્તકમાં અનુક્રમણિકાની બલા જ નથી!).

'અખોવન'માં જેનું કોઈ બાળક મર્યું નથી એવી માતા, પોતાની પેઢી દરપેઢીથી ચાલી આવતી હાથસાળને અને તેના કસબને, પોતાની માતા માની વળગી રહે છે. તેના દીકરાઓ રજવાડાંના અને શાહુકારોના વેઠ-લાગાથી ત્રાસી, માની હૂંફ — માતું અખોવન છોડી, મુંબઈ મિલોમાં ચાલ્યા જાય છે. ત્યાંથી છેવટે પસ્તાઈને માના અખોવનમાં પાછા ભેગા થાય છે.

વસ્તુ સારું છે તથા સંવાદો પણ ઝમકદાર છે. માત્ર સોનાના પાત્રને કોણ જાણે સંવાદની દૃષ્ટિએ લેખકે કાચું પડી જવા દીધું છે: વધારે ખરાબ કરીને નહિ, પણ વધારે ઝમકદાર કરવા માટે તેના મોંમાં ન છાજે તેવી ભાષા મૂકવા જતાં!

'અભિગ્રહ'માં રૂપવતી પત્ની કરતાં ગુણવતી સ્રી સારી, એવા ભાવનું વસ્તુ છે; અને તે સારી રીતે વિકસાવવામાં આવ્યું છે.

'ભણેલાં અને ગણેલાં' એ નાટક સારી રીતે ઘડાયું નથી. દીકરો અને મા, પૈસાની લેવડદેવડ અંગેનો જે વ્યવહાર નહોતાં સમજતાં, તે વિધવા દીકરી આવીને સમજાવી જાય છે, એ વસ્તુ અપ્રતીતિકર થઈ ગયું છે.

'એકલિયો અલાદાદ'માં સારા પ્રકારનું વસ્તુ સારી રીતે જમાવવામાં આવ્યું છે.

'સમુદ્રપૂજન'માં, ભવિષ્યમાં પણ ભારતના ભડવીરો સમુદ્રવિદ્યામાં કેવી ઉજ્જ્વળ કારકિર્દી દેખાડશે તેનું દર્શન, સમુદ્રદેવ અગસ્ત્ય મુનિને કરાવે છે.

રેડિયોએ પણ નાટ્યલેખનને નવા માર્ગે વાળ્યું છે. પંદર મિનિટ અને બહુ તો ત્રીસ મિનિટ એ તેની સમયમર્યાદા છે. અને અભિનય બિલકુલ નહીં એ તેનું સ્વરૂપ છે! માત્ર શબ્દ અને સૂર એ બે બાબતો વસ્તુની રસજમાવટમાં મદદગાર થાય છે. તેના લાભાલાભ મૂલવવાને પણ હજુ થોડી વાર લાગશે.

'વાચક'

## इधर-उधरकी गपशप

"बाबा! क्या अजीब लोग, वल्लाह!"

दुनिया बहुत बड़ीसे बहुत छोटी हो गई है। जो लोग अपने सामान्य जीवन और मर्यादित चेतनामें बिलकुल अलग-अलग दुनियामें रहते थे, वे अब विमानों, आकाशवाणी और अख़बारों-चौपानियोंके द्वारा एक सिकुडाती दुनियाके रहवासी बन रहे हैं। इससे एक मज़ेदार पचरंगी वातावरण पैदा हो रहा है। पर साथ ही, एकमेकको बिलकुल ही न समझ पानेके कारण, अजीब-अजीब गलतफहमियाँ, चिड़चिड़ाहटें और मानसिक, बौद्धिक, सामाजिक अगड़म-बगड़मके बाजार भी खूब गर्म हो रहे हैं। जो इस तेज-तेज मानस-संग्राममें जुते हुए हैं, उनके दिमागोंकी कुछ न पूछिये! संभ्रमित, कोपित, घृणित, घबराये-घबराये अनेक गुमराहियोंमें इधरसे उधर डोलते, लथड़ाते फिरते हैं। और उनके दिलोंकी अफरातफरी देखकर मेरे जैसे जरा अलिप्त प्रेक्षकको हँसीके साथ हार्दिक दया भी आती है।

अभी चन्द रोज पर मगरिबी बहन मुझसे अपनी इसी किस्मकी मुश्किलें बयान कर रही थी। (यह वही, गरीब, जिन्हें अपने लुटेरे रसोइयेको संतुष्ट करनेके लिए अठारह मेहमानोंकी दावत करनी पड़ी थी!) यूरोपीय व एशियाई देशोंके जीवन, रीत-रिवाज, राष्ट्रीय स्वभाव, सियासी हालतें वगैरह चर्चाई जा रही थीं। बहन ई० जरा गरमाकर बोली,

"रैहाना! बाबा! हमारी तो समझमें कुछ नहीं आता! एक तरफसे तुम लोगोंके अध्यात्म व सुसंस्कृतिके इतने बड़े-बड़े दावे और दूसरी तरफसे तुम्हारा रोजमर्राका व्यवहार! पशुओंके साथ क्या, बालकोंके साथ क्या, स्त्रियोंके साथ क्या! तौब्बा! मैं सच कहती हूँ, मुझे भारत व भारतीय बहुत भाते हैं। पर तुम्हारी चन्द बातें देखकर मैं बड़ी गड़बड़ा-सी जाती हूँ! सभ्य, सुसंस्कृत देशमें ऐसा अंधेर कैसे? आध्यात्मिक, खुदा-परस्त प्रजामें ऐसी क्रूरताएँ,

असभ्यताऐं -- ऐसे भद्दे बल्कि (माफ करना) ऐसे घृणात्मक आचार-विचार कैसे ? मेरी अक्ल चकरा गयी है ! सच मानो !"

मैंने नरमी व दिलचस्पीसे पूछा, -- "कुछ हुआ है ?" ई० बोली -- "हाँ, हुआ ही है ! अभी चन्द रोज पर मेरी अपनी ही दावतमें मैंने एक एसी चीज़ देखी जो हमारे मुल्कोंमें बिलकुल अशक्य, बल्कि अकल्पनीय मानी जाय ! एक सुशिक्षित सभ्य पुरुष अपनी पत्नीका हड़हड़ता, ऐसा असह्य अपमान करे ! जब सोचती हूँ, तब मेरे तन-बदनमें आग भड़क उठती है ।"

मेरे हाथ-पाँव गलने लगे । एक परदेशीके मुखसे एक सुशिक्षित भारतीयके लिए ऐसे शब्द सुनना मेरे लिए अत्यन्त कड़वे जहरका घूंट था । मनमें प्रश्न उठा -- पूछनेकी हिम्मत न पड़ी ! उन्हींने सहज उसका जवाब दे दिया ! बात आगे बढ़ाई । "और वह आदमी भी कौन ? तुम्हारा एक प्रतिष्ठित वजीर !!"

'कौन,' मैंने धीमेसे पूछा । -- "खैर, तुम्हारे सामने राज़ खोलनेमें हर्जा नहीं -- तुम यहाँ-वहाँ उसे फैलाती नहीं फिरोगी । मिस्टर ब०, बुजारतके मन्त्री !"

'ओ' मैंने तनिक रुखाईसे कहा, -- 'मैंने उनके बारेमें कुछ-कुछ सुना है सही ।'

"हाँ, -- अजीब आदमी है ! ख्याल करो, मैंने एक दावत दी और उस बन्द-ए-खुदाको, (पत्नीसहित अलबत्ता) -- उसमें बुलाया ! वे आये ! पत्नी गरीब अंग्रेजी न जानती थी, तो मैं उनसे क्या बात करती ? पर सौभाग्यसे एक भारतीय महिला वहाँ थी जो हिन्दी जानती थी ।" ('शुक्र !' मैंने सोचा) -- "तो उन्हें मिसेस वजीरके पास बिठा दिया, और वह उनसे किटपिट करती रही ! दावत छोड़ते वजीर साहबने आकर मुझसे विदाई ली, और फिर -- तुम मान नहीं सकोगी ! -- अपनी बीबीको वहीं पटककर चले दरवाज़ेकी ओर ! हमारी सभ्यताका कानून है कि, पति-पत्नीमें चाहे कितनी ही अनबन हो, ज़ाहिर मौकों पर पति अपनी बीबीको योग्य आदर बतायगा ही; किसी दावत या जलसेके खातिमे पर वह अपनी बीबीके पास जायगा और उसे हमराही लेकर ही दावत छोड़ेगा । वजीर साहबने अपनी बीबीकी तरफ देखा तक नहीं ! एक लफ्ज नहीं ! एक इशारा नहीं ! क्या बात ! वह बेचारी उठी और अकेली-अकेली भले कुत्तेकी तरह उनके पीछे हो ली !

"क्या असह्य अपमान ! सचमुच, तुम्हारे बहतरीन मर्द भी अपनी स्त्रियोंके साथ गजबका दुर्व्यवहार करते हैं ! तुम लोग कैसे, और किस लिए, सहन करती हो ?"

मैं हँस पड़ी । "इ० !" मैंने हँससे-हँसते कहा, "यह तो बड़े मजेकी बात है !"

"मजे की ?" !!!

"हाँ ! जरूर मजेकी ! श्रीमती वजीर अंग्रेज़ी नहीं जानती ना ? तो पुराने ढंगके खानदानसे होंगी; और शायद ससुरालमें भी पुराने रीतरिवाज ही चलते होंगे और हमारी सभ्यतामें मर्द अपनी पत्नियोंसे कभी गैरोंके सामने बात न करेंगे ! हमारी संस्कृतिमें यह

बहुत ही बदतमीज़ी -- बल्कि बेशरमी मानी जाती है !"

"क्या ? क्या कहती हो ?" !!!

"वाकई ऐसा ही है। पुराने ढंगका शरीफ मर्द गैरोंके सामने अपनी बीबीसे बात करता फिरे, तो उसका कुटुम्ब व समाज उसकी खाल न उधेड़ लें ? अगर वजीर साहबने अपनी साहिबाकी ओर एक नजर भी फ़ेंकी होती, तो वह गरीब मारे शर्मके धरतीमें समा जाती, और घर पहुँचकर मुमकिन है वजीर साहबकी बुजारती शानकी धज्जियाँ उड़ने लगती !"

"ओहो ! क्या अजीब ! क्या दिलचस्प! और सुनाओ।" मैंने जारी रखा, "आर्य-संस्कृतिमें ग़ैर स्त्री-पुरुषोंके बीच बातचीत होना बड़ा मुश्किल ! हाँ--पतिके प्रिय मित्रोंकी बात और है। वे तो जेठ-देवर माने जाते हैं। और उनसे सगे भाइयोंका व्यवहार होता है। हमारे यहाँ मैत्री बड़ी मुकद्दस, पवित्र चीज मानी जाती है।"

"हाँ, यह हमने भी देखा है। तो अब समझी ! मजलिसी सहभोजनोंमें भी तुम्हारे मर्दोंके तरीके हमें कई बार परेशान किये देते हैं। हमारा तरीक़ा यह है कि मेज पर एक मर्द, एक स्त्री, एक मर्द, एक स्त्री, बिठाये जायँ। जिस गरीब योरोपीय स्त्रीको भारतीय पड़ोसी मिलता है, उसका दम बेजारगी व चीड़से निकल जाता है ! मुए ! बात ही नहीं करते। सभ्यताका कानून यह है कि, हरेकको अपने साथी या साथिनसे बात करना ही चाहिये, यह लाजिम है; वरना पहिचान और मेल-जोल बढ़े कैसे ? पर तुम्हारे मर्द ! -- बाबा अल्लाह बचायें !"

मैं फिरसे हँसी। "गरीब भारतीय महमानोंका भी यही हाल होता होगा ! अनजान स्त्रियोंसे चट-चट करना या गैर मरदोंसे पट-पट बोलना हमारे लोगोंको सिखाया ही कहाँ जाता है? वे भी बेचैनी, शर्म और बेजारगीसे हलाक हो जाते होंगे।"

"लो फिर तुम्हारी दावतोंमें क्या होता है?"

"स्त्रियाँ अलग, पुरुष अलग।"

"और भोजन ?"

"अलग-अलग ही।"

"ओह ! देखो ! हम कैसे मुगालितेमें रहे ! पर यह बातें हमने न कहीं न सुनीं, न पढ़ीं--वरना भारतके बारेमें मैंने पढ़ा काफी है।"

मैंने कहा, "चलते जीवनका सही चित्र पुस्तकोंसे क्या मिलेगा ?"

"पर आखिर आप लोग भारतीयोंसे काफी मिलतेजुलते रहते होंगे--उनसे पूछ-पूछकर हमारे सामान्य रीति-रिवाजोंकी जानकारी सहज ही प्राप्त हो सकती है। जिस तरह मैंने समझाया, उसी तरह--"

ई० की उद्विग्न पुकारने मेरी बातको दबा दिया, "पूछना !!! ऐसे खानगी और अंगत मुआमिलोंके बारेमें पूछ-परछ

करना! क्या कहती हो तुम? यह कैसे हो सके?"

"क्यों नहीं हो सके?"

"तोब्बा! कभी नहीं! हमारी सभ्यतामें ऐसे सवाल पूछना हद दरजे की बदतमीजी मानी जाती है!"

मैंने कहकहा लगाया, "मुझे मालूम है! इसे 'असभ्य-कुतूहल' माना और कहा जाता है।" "बिलकुल!" "मगर," मैंने समझाया, "हमारी सभ्यताका दृष्टिकोण इससे बिलकुल उलटा है। हम बहुत खुल्ले दिलके और आज़ाद वाचाके लोग हैं। इस किस्मका कृत्रिम कुंठन हमें बिलकुल नहीं भाता। हम उन्हें आत्मैक्य, विश्वमैत्री, इन्सानियत, परस्पर सहानुभूतिके वैरी मानते हैं। आप कहीं भी देखिये——रास्तोंमें, बसोंमें, आगगाड़ियोंमें——भारतीय लोग झट एकमेकसे बातें करने लगते हैं और थोड़ी देर बातें चलीं, तो एक-दूसरेके निजी मुआमिलों और अंगत सुख-दुःखोंसे वाकिफ हो जाते हैं, और उन्हें अपने मानकर परस्पर सलाह-मशविरा देने लग जाते हैं। मुझे उम्रभर, हर जगह हजारोंसे ऐसे मीठे अनुभव होते आये हैं। और अपने हमवतनियोंके साथ मेरा भी सहज-स्वाभाविक यही तरीका रहता है। आप लोगोंके साथ मुझे अपने दिल व जबान पर बेड़ियाँ चढ़ानी पड़ती हैं। बड़ी उलझन-सी होने लगती है। ऐसा कृत्रिम और पोकल वातावरण लगता है! आप लोगोंसे नजदीकी या हार्दिक सम्बन्ध हो नहीं पाता, हमारे फिलसुफे और संस्कृतिके चौकठेमें इस तरहका हृदय-कुंठन बैठता नहीं।"

वह गम्भीर हो गयी। सोचती रही। फिर धीमेसे बोली, "हाँ——मैं अब कुछ-कुछ समझ रही हूँ। बोलती जाओ। मुझे जानना है।"

मैं कहती चली गयी, "मेरी बहन! और सुनो। तुम लोग शरीर और शारीरिक हालतोंको कुछ (हमारे खयालमें) रोगिष्ट-सा महत्त्व देते हो। हम ऐसे देहपूजक नहीं। हमारे लिये हालतें नैसर्गिक और इस लिये स्वाभाविक होती हैं। तुम लोग गर्भावस्थाको शर्मनाक चीज मानते हो। कुछ महीनोंके बाद अपने जीवन-प्रफुल्लित शरीरको हर तरहसे ढांकने-छिपानेकी कोशिशें शुरू हो जाती हैं। बाहर आना-जाना बन्द। मानो नवजीवनका दिव्य सर्जन कोई घोर लज्जास्पद पाप हो! हमारे लिये तो नवजीवका जन्म बहुत ही मुकद्दस और गौरवकी चीज है। जैसे-जैसे दिन बढ़ते हैं, गर्भवती सुहागिनी अपने शरीरको गौरव और शान्त-प्रसन्न अभिमानका झंडा बनाये फिरती है। बालकके जन्मसे बढ़कर इस जहाँमें कौन दिव्यलीला मिलेगी? और जिस भाग्यवान स्त्रीको इस दिव्यलीलाका यन्त्र बनाया गया है, सो अपनी व हर किसीकी निगाहोंमें अत्यन्त आदरकी अधिकारिणी होती है।"

बहन ई० फिर सोचमें पड़ी। फिर एकदमसे चिढ़कर बोली, "क्या खूब। तो तुम्हारे समाजमें स्त्री सिर्फ बच्चे पैदा करनेका एक यन्त्र मात्र है! बच्चे न हुए तो

उसका जीवन निकम्मा! उसका व्यक्तित्व नाबूद! उसकी कोई हैसियत ही नहीं!"

अब मैं भी तनिक तेज हुई, "बिलकुल नहीं! आज हम कितने ही गिरे हों, कोई 'खिचडिया' हमारी संस्कृतिको —— असलियतको —— बदल नहीं सकती! तुम जरा हमारे स्त्री-सूचक शब्द तो सुनो। इनसे खबर पड़ जायगी कि असल भारतीय जीवनमें स्त्रीका क्या स्थान है, और उसे किस निगाहसे देखा जाता है।" और अनुवाद करकरके मैंने उन्हें ये शब्द सुनाये, 'सहधर्मिणी! कल्याणी! कुलतारिणी, गृहलक्ष्मी, अर्धांगिनी! "ई०" —— मैंने अब हार्दिक भावसे कहा, "हम एकमेकको समझनेकी कोशिश करे! देखो —— तुम एकदमसे हमारा इन्साफ कर बैठते हो, और हमें जंगली, असभ्य, असंस्कारी, क्रूर ठहरा देते हो। क्योंकि हम तुम्हारे जैसे नहीं! पर आखिर हम तुम्हारे जैसे क्यों हों? तुम्हारी बातें तुम पै सुहाती हैं, हमारे रंग-ढंग हम पै। न तुम खिचडिये बनो, न हमें खिचडिये बनानेकी कोशिश करें। हम एकमेकको समझते चले जायँ, बेशक! पर एकमेकको नकलें क्यों बनाते फिरें?" मैं हँसके बोली, "यह न समझो कि तुम्हारे तरीकोंकी हमारे यहाँ टीका नहीं होती! जैसे हम तुम्हें अजीब लगते हैं, वैसे ही तुम भी हमें अजीब लगते हो!" वह चौंकी! यह खयाल तो उन्हें कभी आया ही न था! "अरे हमारी बहनोंकी टीका-टिप्पनी कभी सुन समझ पाओ, तो तुम्हारे बाल खड़े हो जायँ! 'ई०! देखो तो। वह मर्द-औरत बांहमें बांह दिये चले हैं! बेशरमीकी बात दूर!' 'अरे देखा? वह पति सभीके सामने अपनी श्रीमतीसे बातें कर रहा है! और वह पत्नी भी क्या है, कि पतिको नामसे पुकार रही है!' 'भाई, हम तो इन दावतोंमें न खाते हैं, न खायेंगे! शराब पीना, पर पुरुषोंसे चख-चख और ही-हा करना, और हद हो गयी! —— गैर मर्दोंसे लिपट-लिपटकर कुदकियाँ मारना! कलयुगका बड़ा प्रभाव है, जी! क्या कहना!'"

मैंने बात खत्म करके दिङ्मूढ़ बहन ई० पर शरारत भरी निगाह डाली, "हूँ? क्या समझी? अब आया कुछ ध्यानमें?"

"हाँ," उन्होंने गांभीर्यसे कहा, "बहुत कुछ समझनेकी कोशिश करनी चाहिये।"

"तो पूछो, बावा! भारतमें रहकर इतनी तो भारतीयता अपनेमें पैदा कर लो, कि साफ-साफ, निःसंकोच पूछते रहो! तुम्हारे सवालोंका हम सहर्ष स्वागत करेंगे। पर तुम्हारी बेपाया निन्दाके शिकार बनना हमें मंजूर नहीं।"

"सच बात है," बहन ई० ने करार किया, "बिलकुल सच बात है।"

—— कुमारी रैहाना तैयबजी

(मंगल प्रभात, २९–१०–'५७ अंकसे)

# કેટલુંક ગાંધી સાહિત્ય

## [કેળવણી વિષયક]

**ખરી કેળવણી** બીજી આવૃત્તિ ગાંધીજી

કેળવણીના તત્ત્વ અને આદર્શની ચર્ચા કરતાં તેમ જ વિદ્યાર્થીજીવનને અંગેના પ્રશ્નોને સ્પર્શતાં ગાંધીજીનાં લખાણો અને વ્યાખ્યાનોનો સંગ્રહ. પ્રસ્તુત પુસ્તકના વિષયને લગતાં ગાંધીજીનાં બધાં લખાણો આમાં આવી જાય છે.

કિં. રૂ. ૨–૮–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

**કેળવણીનો કોયડો** ગાંધીજી

આ પુસ્તક 'ખરી કેળવણી'ની પૂર્તિરૂપે છે. આપણી કેળવણીના ગૂંચવણભર્યા વિવિધ પ્રશ્નોની છણાવટ કરીને ગાંધીજીએ તેનો ઉકેલ શી રીતે આણી શકાય તેની ચર્ચા કરી છે.

કિં. રૂ. ૨–૮–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

**કેળવણીના પાયા** , કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

આ પુસ્તકમાં લેખક કેળવણી લેનાર બાળક અને તેને કેળવવા મથનાર શિક્ષકને નજર સમક્ષ રાખી, પોતાના હાથ તળે રહેલા બાળકને કેળવવા માટે કેળવણી સંબંધી વિચારોમાં શિક્ષકના મનમાં ધ્યેયની કેવા પ્રકારની સ્પષ્ટતા જોઈએ તે રજૂ કરે છે.

કિં. રૂ. ૧–૮–૦ ટપાલરવાનગી ૦–૮–૦

**કેળવણીવિવેક** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

'કેળવણીના પાયા'નો અનુગ્રંથ. આ નાના પુસ્તકમાં લેખકે પોતાના કેળવણી વિષેના વિચારો વિશદ રીતે રજૂ કર્યા છે.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**મનુષ્યની સર્વાંગીણ કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

સમર્થ વિચારક આચાર્ય એલ. પી. જૅક્સના 'ધી ઍજ્યુકેશન ઑફ ધી હોલ મૅન' નામના, અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલા અને વિચારની નવી જ દિશા બતાવનારા પુસ્તકનો અનુવાદ. શ્રી કિશોરલાલ મશરૂવાળાની પ્રસ્તાવના સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**સર્વોદયની કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

ગાંધી ફિલસૂફીના પ્રખર મીમાંસક અને અર્થકાર આચાર્ય કૃપાલાનીના વર્ધા યોજનાની ખૂબીઓ અને મૂલ્ય સમજાવતા પુસ્તક 'લેટેસ્ટ ફૅડ'નો અનુવાદ.

કિં. ૧-૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**શિક્ષણ અને સંસ્કૃતિ** રવિશંકર મહારાજ

વલ્લભ વિદ્યાલય, બોચાસણમાં પાયાની કેળવણીનું હાર્દ સમજાવતાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**પાયાની કેળવણી** ગાંધીજી

ગાંધીજીના પાયાની કેળવણી વિષેના લેખોનો સંગ્રહ. આમાં એમના લેખોને વિષયવાર ગોઠવ્યા છે, જેથી એમના કથનને સમજવામાં વાચકને સરળતા થાય. પાયાની કેળવણીનાં તત્ત્વો અને એની પાછળ રહેલી દૃષ્ટિ સમજવા માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૬–૦

**કેળવણીવિકાસ** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

પાયાની કેળવણીનો ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો અને તે આજની સ્થિતિએ આવી તે દર્શાવતા અને તેના વિકાસનાં પગથિયાંની તથા પાયાની કેળવણીમાં રહેલાં તત્ત્વની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ. શ્રી૰ નરહરિભાઈની વિસ્તૃત ભૂમિકા સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા** નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે, નરહરિ પરીખ ઇ૦

ગાંધીજીના વિચારો પ્રમાણેની ગ્રામવિદ્યાપીઠ કેવી હોય તથા ગ્રામવિદ્યાપીઠ માટે પૂર્વતૈયારી કેવી હોવી જોઈએ, અને તે માટે શું શું કરવું જોઈએ તેની આમાં સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે.

કિં. રૂ. ૦–૧૪–૦ ટપાલરવાનગી ૦–૪–૦

**શિક્ષણનું માધ્યમ** લે૦ ગાંધીજી
સંપા૦ ભારતન કુમારપ્પા

શિક્ષણના માધ્યમ અંગેનાં ગાંધીજીનાં લખાણોનો નાનકડો સંગ્રહ. આજે કેળવણીના માધ્યમની ચર્ચા ચાલે છે ત્યારે કેળવણીકારો તથા સામાન્ય જનતા બંનેને રાષ્ટ્રપિતાના એ અંગેના વિચારો માર્ગદર્શક નીવડશે.

કિં. રૂ. ૦–૩–૦ ટપાલરવાનગી ૦–૨–૦

**અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ** મગનભાઈ દેસાઈ

હમણાં કેટલાક વખતથી એક વિચાર જોરથી પાછો ઉપડ્યો છે કે, અંગ્રેજી ભાષાનું શિક્ષણ આઠમા ધોરણ કરતાં વહેલેથી શરૂ કરવું આથી ગુજરાતનાં શિક્ષણ- અને શિક્ષક- મંડળોમાં ખૂબ ચર્ચા અને મનોમંથન જાગ્યાં છે. આ સ્થિતિમાં આ સમયસર બહાર પડેલી પુસ્તિકા માર્ગદર્શકરૂપ નીવડશે અને વિચારોને સાફ કરવામાં સહાયરૂપ થશે.

કિં. રૂ. ૦–૬–૦ ટપાલરવાનગી ૦–૨–૦

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪**

# પથ્થરમાર અને ગોળીબાર

દેશમાં થતા ગોળીબારોની ઘણા લોકો ટીકા કરે છે; હું પણ કરું છું. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે, લોકો પથ્થર ફેંકે છે તે અને લોકતંત્રાત્મક પદ્ધતિથી રચાયેલ સરકાર ગોળી છોડે છે તે, બંને એક કોટિનાં નથી; ભિન્ન ભિન્ન કોટિનાં છે. સરકાર તરફથી જે ગોળીઓ છૂટે છે, તેની પાછળ એક સ્વીકૃતિ છે; તેમને એક આજ્ઞા થયેલી છે. દંડનો અધિકાર આપણે સરકારના હાથમાં સોંપ્યો છે. તેમાં એટલી જ ચર્ચા થઈ શકે કે, સરકાર તેનો યોગ્ય ઉપયોગ કરી રહી છે કે અયોગ્ય? ગોળીઓ છૂટી તે પ્રમાણમાં વધારે હતી કે ઓછી? પરંતુ પથ્થર ફેંકનાર વિષે એવી ચર્ચા નહીં થઈ શકે કે, પથ્થર ફેંકવા યોગ્ય હતા કે નહીં? આટલા ફેંકવા યોગ્ય હતા કે નહીં? તેને વિષે તો માત્ર એટલું જ કહી શકાય કે, પથ્થર ફેંકવા એ ખોટું હતું.

લોકોએ કાયદાથી ગોળીબારનો અધિકાર સરકારને સોંપ્યો છે. તેની પાછળ તમારી, મારી, સૌની સંમતિ છે. તેને માટે એટલી જ ચર્ચા થઈ શકે કે, ગોળીઓ યોગ્ય પ્રસંગે ચલાવી કે અયોગ્ય પ્રસંગે? જ્યાં સુધી જનતાએ સરકારને લશ્કર વિખેરી નાખવાની આજ્ઞા નથી આપી, ત્યાં સુધી ગોળી છોડવી તે ખોટું છે એવું નહીં કહી શકાય.

આજે પાર્લમેન્ટમાં સરકાર તરફથી બિલ આવે છે, તેમાં સૂચન કરવામાં આવે છે કે, ફલાણો ખર્ચ ઘટાડો. પરંતુ લશ્કર માટે સરકાર તરફથી જે રકમ માંગવામાં આવે છે, તેમાં કશું સૂચવાતું નથી. તે માંગણી એક પળવારમાં મંજૂર થઈ જાય છે. સરકારને એટલું જ પૂછવામાં આવે છે કે, તે લશ્કર પાછળ પૂરતો ખર્ચ કરે છે કે ઓછો? સંરક્ષણની વ્યવસ્થા તો બરોબર છે ને? નવામાં નવાં શસ્ત્રાસ્ત્ર તેણે ખરીદ્યાં છે કે જૂના પુરાણા સરંજામથી જ તે કામ ચલાવે છે? સરકાર સૈન્ય પાછળ જે ખર્ચ કરે છે, તેની વિરુદ્ધ કોઈની કશી ફરિયાદ નથી હોતી. ત્યારે તમે કયે આધારે કહો છો કે, ગોળી ચલાવવી એ ખોટું છે?

ગોળી ચલાવવી એ આજની હિંદુસ્તાનની સમાજ-રચનાએ માન્ય કરેલી વાત છે. પરંતુ પથ્થર ફેંકવા એ માન્ય થયેલી વાત નથી. આ બંને વાતો ધ્યાનમાં રાખવી જોઈએ. એ ખરી વાત છે કે, પથ્થર ફેંકવાથી ફક્ત માથું જ ફૂટે છે, જાન નથી જતો; અને ગોળીથી જાન જાય છે. પણ પેલી બંદૂક અહિંસાની નજીક છે, જ્યારે આ પથ્થર અહિંસાની નજીક નથી.

'ભૂમિપુત્ર' (પા. ૯), તા. ૨૬-૧૦-'૫૭માંથી — વિનોબા

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૬ અંક ૧૨
ડિસેમ્બર ૧૯૫૭
નવજીવન, અમદાવાદ

# નવજીવન

ડિસેંબર, ૧૯૫૭

વર્ષ ૧૬ અંક ૧૨


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી (ન્યુ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ) કોનૉટ સરકસ); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**નવજીવન**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૬ : અંક ૧૨] અમદાવાદ ડિસેમ્બર, ૧૯૫૭

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# મારી નવી જવાબદારી

[વાચકને ખબર હશે કે ગયા માસની ૩૦ મીથી હું (ત્રણ વર્ષને માટે) આપણી યુનિવર્સિટીનો વાઈસ-ચાન્સેલર નિમાયો છું. આને અંગે બે નિવેદનો કરેલાં, તે નીચે ઉતાર્યાં છે. —મ૦]

## ૧

## અભિનંદન માટે આભાર

ગુજરાત યુનિવર્સિટીના ચાન્સેલર સાહેબે મને તેનો વાઈસ-ચાન્સેલર નીમ્યો, તે માટે અભિનંદનના પત્રો અને તારો અનેક ભાઈબહેનોએ મને મોકલ્યા છે. તેમને દરેકને આભારનો વળતો જવાબ વ્યક્તિશઃ નથી લખી શકતો, તે માટે સૌ મને માફ કરે. એમનો સૌનો આભાર આ જાહેર નિવેદન દ્વારા માનું છું. સૌએ મારી નવી જવાબદારીનું કામ સફળ થાઓ એવી શુભેચ્છાઓ પાઠવી છે, તેને માટે હું સૌનો ઋણી છું. મારા નવા કામમાં એ શુભેચ્છાઓ મને બળ પ્રેરશે.

આ કામ પરની નિમણૂક અંગે, યુનિવર્સિટીની સેનેટે ચાર નામ ચાન્સેલર સાહેબને સૂચવવાનાં હોય છે, જેમાંથી કોઈ એકને તે નીમી શકે. આ ચાર નામની ચૂંટણીનું કામ સેનેટે હાથ પર લીધું તે અગાઉથી અને ત્યાર બાદ અત્યાર સુધી, આ બાબતમાં, એક રીતે જોતાં ચિત્રવિચિત્ર કહેવાય એવો ઊહાપોહ, ખાસ કરીને અમદાવાદ અને નડિયાદ વગેરે "મહાગુજરાતવાદી" ભાગોમાં ચાલ્યો હતો. તેમાં ગુજરાતનાં ભાઈબહેનોએ ખાસ કશો સાથ ન આપ્યો, એને હું શુભચિહ્ન ગણું છું. તે માટે સૌને હું ધન્યવાદ આપું છું. આમ મૂક રીતે છતાં અસરકારક ઢબે, ગુજરાતે મને આવકાર આપ્યો છે એમ માનું, તો એ વધારે પડતું નહીં ગણાય.

સામાન્યપણે સરકારી ચાર્ટરવાળી યુનિવર્સિટીઓમાં આજ સુધીનો શિરસ્તો એવો રહેલો છે કે, જજ, બારિસ્ટર, કે મોટા રાજકારણી કે પંડિત પ્રોફેસરો કે નિવૃત્ત મોટા અમલદાર વગેરે વર્ગના લોકમાંથી વાઈસ-ચાન્સેલર નિમાય. કેટલાક મિત્રોએ તેમના અભિનંદન-પત્રોમાં લખ્યું તેમ, એમાં હું કદાચ પહેલો અને અનોખો અપવાદ બન્યો છું.

ઉપર કહી એવી કોઈ લાયકાત મારી પાસે નથી. મારી પાસે સરકારી યુનિવર્સિટીની કોઈ પદવી પણ નથી. છતાં એક વસ્તુ મારી પાસે છે અને તે એ કે, રાષ્ટ્રની સ્વતંત્રતા અને સ્વરાજ મેળવવા માટે, ઈ. સ. ૧૯૨૧ થી આજ સુધી, હું રાષ્ટ્રીય કેળવણીનો સેવક રહ્યો છું. તે કાર્યને અર્થે ગાંધીજીએ સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠ સંસ્થાનો મેં આશરો લીધો છે અને આજ સુધી તેની સેવામાં છું. હું માનું છું કે, મારી નિમણૂકમાં આ બાબતની કદર રહેલી છે. એટલે એનો યશ એ સંસ્થાને જાય છે. એની આ રીતની કદર કરવાને માટે અને આવો મહાસૂચક શિરસ્તા-ફેર કરવા માટે ચાન્સેલર સાહેબનો અને મુંબઈ સરકારનો આભાર માનવો ઘટે છે.

ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનાના પ્રારંભથી માંડીને આજ સુધી તેની સેવા હું, આ કે તે હેસિયતથી, છેલ્લાં આઠ વરસથી કરતો આવ્યો છું. તેની સેનેટે ચાર નામોમાં એક તરીકે મને ચૂંટવા દ્વારા મારી એ સેવાને પિછાની મને જે યશ આપ્યો છે, તેને માટે હું તેનો અત્યંત ઋણી છું. આ દ્વારા તેણે દેશની યુનિવર્સિટીઓ માટે એક નવું પ્રયાણ કરવાની જે પહેલ કરી છે, તેને માટે, શિક્ષણના ઇતિહાસમાં તેનું નામ અંકાશે, એમ કહું તો તે જરાય વધારે પડતું નથી.

અંતમાં સૌને મારી પ્રાર્થના છે કે, ગુજરાતના ઉચ્ચ-શિક્ષણ-કામના આ સેવાક્ષેત્રને સંગીન અને સારું તથા આપણા રાષ્ટ્રીય નવનિર્માણને અનુરૂપ બનાવવામાં, પોતાનાં સાથ, સહકાર અને આશીર્વાદ આપશો. પ્રભુ મને તેને યોગ્ય બનવાનાં બળબુદ્ધિ આપશે. એ જ

તા. ૨૦-૧૧-૧૯૫૭ **મગનભાઈ દેસાઈ**

## ૨

## વિદ્યાર્થીઓને ધન્યવાદ

નવેંબરની ૨૧ મી તારીખથી ૩૦મી સુધી હું બહારગામ હતો. ઓરિસ્સામાં કોરાપૂટ જિલ્લાના આદિવાસી વિસ્તારમાં ચાલતું ગ્રામદાન વગેરેનું રચનાકાર્ય જોવા માટે ગયો હતો. ત્યાંથી ૩૦મી સવારે પાછો આવ્યો અને તે જ દિવસે બપોરે આપણી યુનિવર્સિટીના વાઈસ-ચાન્સેલરનું મારું નવું કામ મેં સંભાળી લીધું. તે પ્રસંગે તેના સર્વ વિદ્યાર્થીઓ તથા અધ્યાપકગણ અને આ કાર્યમાં જોડાયેલાં સૌ નાગરિક ભાઈબહેનોને મારા નમસ્તે પાઠવું છું.

તે જ દિવસે સાંજે અમદાવાદના બધા સેનેટરો તથા અધ્યાપકો અને અગ્રગણ્ય નાગરિકોએ શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાને તથા મને, ચા-પાણીનો મેળાવડો કરીને, સૌને મળવાને બોલાવ્યા તેને માટે તેમનો સૌનો આભારી છું.

આપણા રાજ્યના ગવર્નર સાહેબે મારી નિમણૂક કરી તે પ્રસંગે મેં જણાવ્યું હતું તેમ, આ એક સેવાનું સ્થાન અને કામ છે; એ મારી નવી જવાબદારી છે અને તે મેં ઈશ્વરનું નામ લઈને અને સૌનાં સહકાર અને આશીર્વાદ મળવાની આશાની સાથે સ્વીકારી છે.

૩૦ મી તારીખે હું આ કામ સંભાળું તે દિવસે અને તેના વિરોધમાં, કેટલાંક રાજદ્વારી દળોએ કેટલાક વિદ્યાર્થીઓને હડતાળ પાડવાની પ્રેરણા આપી, એ મેં અહીં આવીને જાણ્યું. આ વસ્તુ ખૂબ દુઃખદ ગણાય. વિદ્યાર્થી-જગતમાં સક્રિય રાજકારણને સ્થાન નથી, એ વાતનો આમાં ઉઘાડો ભંગ થતો હતો. અને આવી વસ્તુને લઈને વિદ્યાર્થી-જગતમાં પહેલું અને જરૂરી એવું શિસ્ત અને શિક્ષણનું વાતાવરણ ડહોળાય છે, એ સૌ જાણે છે.

સરકાર અને રાજ્યના ધર્મો બાબતના મારા કે બીજાના અમુક વિચારોને આમાં સંડોવીને અને તેમને સાવ ખોટી રીતે રજૂ કરીને વિદ્યાર્થીઓમાં અયોગ્ય લાગણી અને ગેરસમજ ઉશ્કેરીને તેમને નાહક ગેરદોરવણી જેમાં આપવામાં આવી હતી, તેવી પત્રિકા પણ એક મિત્રે મને બતાવી.

આ બધું યુનિવર્સિટીના અને વિદ્યાર્થી-જગતના સાચા કામકાજની અને તેના વિકાસની દૃષ્ટિએય દુઃખદ હતું. પરિણામે, અમદાવાદમાં વિદ્યાર્થી-જગતને માટે ઓચિંતો એક વસમી કસોટીરૂપ પ્રસંગ બની ગયો.

અમદાવાદના વિદ્યાર્થીઓ આ કસોટીમાંથી એકંદરે જોતાં સફળ પાર ઊતર્યા અને હડતાળ પાડવાની ગેરદોરવણીને વશ ન થયા, તેને માટે હું, તેમના વાઈસ-ચાન્સેલર તરીકે અને વિદ્યા-જગતના એક અદના સેવક તરીકે, શાબાશી અને ધન્યવાદ આપું છું. આમ વર્તીને વિદ્યાર્થીઓએ મને મારા નવા કામમાં આવકાર અને ઉત્સાહ આપ્યો છે, જેની મારે મન ભારે કિંમત છે. તે માટે તેમનો ખરા દિલથી આભાર માનું છું. વિદ્યાર્થી-જગતની ઉન્નતિ અને વિકાસ અમર તપો.

અમદાવાદ,
૨-૧૨-૧૯૫૭ **મગનભાઈ પ્ર. દેસાઈ**

# દક્ષિણ હિંદનો હિંદી-વિરોધ

[તાજેતરમાં શ્રી. રાજગોપાલાચારી વગેરેએ દક્ષિણ તરફ હિંદી-વિરોધ અને અંગ્રેજી-રક્ષા અંગે કેટલાંક નિવેદનો બહાર પાડ્યાં છે. તેમાં તેમણે એવી એક દલીલ પણ કરી છે કે, દક્ષિણ-હિંદમાં અંગ્રેજી-પ્રચાર ઘણો છે. તે અંગે મૅટ્રિક-કક્ષા સુધીના અંગ્રેજી ભણેલાઓના આંકડા, 'दक्षिण भारत' નવેં૦'૫૭ના અંકમાં આપેલા છે, તે જોવા જેવા છે.]

**અંગ્રેજી જાણનારા**

(મૅટ્રિક અથવા એથી વધુ)

| રાજ્ય | વસ્તી | પ્રાદેશિક ભાષા-શિક્ષિત | અંગ્રેજી-શિક્ષિત |
|---|---|---|---|
| પશ્ચિમ બંગાળ | ૨,૬૧,૦૬,૨૫૫ | ૬૨,૫૯,૯૭૧ | ૬,૦૪,૧૧૧ |
| ઉત્તર પ્રદેશ | ૬,૩૨,૧૫,૭૪૨ | ૬૮,૨૫,૦૭૨ | ૫,૧૮,૩૨૬ |
| મુંબઈ | ૪,૭૮,૫૦,૨૫૪ | ૯૮,૯૫,૮૮૪ | ૪,૫૫,૭૦૭ |
| પંજાબ | ૧,૬૧,૩૪,૮૯૦ | ૨૪,૫૭,૪૯૬ | ૩,૬૨,૮૭૭ |
| મદ્રાસ | ૩,૦૦,૩૫,૮૪૯ | ૬૫,૫૫,૮૩૯ | ૩,૩૬,૫૨૫ |
| બિહાર | ૩,૮૯,૩૦,૦૦૦ | ૪૭,૪૯,૪૬૦ | ૨,૫૬,૯૩૮ |
| મૈસૂર | ૧,૮૯,૭૪,૯૭૨ | ૩૭,૭૯,૭૯૨ | ૨,૩૬,૧૫૯ |
| આંધ્ર પ્રદેશ | ૩,૨૨,૦૮,૮૦૧ | ૪૧,૭૮,૦૮૪ | ૨,૨૭,૬૭૧ |
| કેરળ | ૧,૩૫,૮૦,૪૨૫ | ૫૦,૭૧,૩૩૭ | ૨,૦૧,૨૫૩ |
| મધ્ય પ્રદેશ | ૨,૬૧,૦૦,૦૦૦ | ૨૯,૯૪,૭૬૨ | ૧,૯૪,૬૭૮ |
| દિલ્હી | ૧૭,૪૪,૦૭૨ | ૬,૬૯,૦૭૩ | ૧,૬૨,૬૭૮ |

દક્ષિણ ભારતમાં અંગ્રેજીનો પ્રચાર ઘણો જ છે, અને તેથી દક્ષિણવાળાઓને રાજભાષા તરીકે અંગ્રેજી ચાલુ રાખવાનું ખાસ કારણ છે, તે દલીલની પોકળતા ઉપરના આંકડાથી જોઈ શકાશે. અંગ્રેજી જાણનારાઓની સંખ્યાની દૃષ્ટિએ મદ્રાસનો નંબર આ દેશમાં પાંચમો આવે છે; તથા વસ્તીમાં કુલ ભણેલાઓ કરતાં અંગ્રેજી ભણેલાઓનું પ્રમાણ પણ, મદ્રાસ, મૈસૂર, આંધ્ર, અને કેરળ એ બધાં દક્ષિણનાં રાજ્યો ભેગાં ગણીએ તો પણ, ૧૯ મા ભાગ જેટલું છે. એ કરતાં તો પશ્ચિમ બંગાળ, ઉત્તરપ્રદેશ, પંજાબ અને દિલ્લી જેવાં ઉત્તરનાં રાજ્યોમાં પરિસ્થિતિ વધુ અંગ્રેજી-તરફી છે!

આખું દક્ષિણ હિંદી-વિરોધી છે (અને અંગ્રેજી-તરફી છે,) એવા શ્રી. રાજગોપાલાચાર્યના દાવાને પડકારતાં કેરળનું 'युगप्रभात' (–નવેં૦'૫૭) જણાવે છે કે, "હિંદીના પ્રચારમાં સૌથી વધુ ઉત્સાહ બતાવનાર એકમાત્ર અહિંદી પ્રાંત જો હોય, તો કેરળ છે, એવું 'સ્ટેટ્સમૅન'નો નવી દિલ્લીનો ખબરપત્રી તા. ૧૫ ઑક્ટોબરના અંકમાં લખે છે. આંધ્ર અને કર્ણાટક પણ એ બાબતમાં કેરળથી પાછળ નથી. તા. ૯ નવેંબરને રોજ આંધ્ર વિધાન-સભામાં બોલતાં ત્યાંના કેળવણી-પ્રધાને જણાવ્યું હતું કે, આંધ્રપ્રદેશમાં હિંદીનો કોઈ વિરોધી નથી. હાઈસ્કૂલોમાં હિંદી ફરજિયાત કરવાનું સમર્થન કરતાં તેમણે જણાવ્યું કે, 'એક પરદેશી ભાષા અંગ્રેજી જો ફરજિયાત કરી શકાય છે, તો હિંદી કેમ નહીં?' તે જ દિવસે મૈસૂરના મુખ્ય પ્રધાન શ્રી. નિજલિંગપ્પાએ પત્રકારોને કહ્યું, 'કર્ણાટકમાં દક્ષિણના અન્ય પ્રાંતો કરતાં વધુ લોક હિંદી ભણે છે અને શાળાઓમાં તેને ફરજિયાત કરવામાં આવ્યું છે. મૈસૂરમાં પણ હિંદી માટે કામ ચાલુ છે.'

— ગો૦

# આઝાદી પછીનાં દસ વર્ષ

## (એક વિહંગાવલોકન)

[ગયા અંકથી પૂરું]

### બે યોજનાઓ

રાજકીય ક્ષેત્રનો ભારતનો આટલો ઇતિહાસ જોયા બાદ દસ વર્ષ દરમિયાન આર્થિક ક્ષેત્રે ભારતે શું કર્યું તે ટૂંકમાં જોઈ લઈએ. આર્થિક ક્ષેત્રે ભારતે જે કામ કર્યું છે, તેમાં પહેલી અને બીજી પંચવર્ષીય યોજના અગત્યનું સ્થાન ધરાવે છે.

ભારતની ખેતી, નાના ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગોનો વિકાસ કરતી પહેલી યોજના પૂરી થઈ ગઈ છે. '૫૭માં બહાર પડેલો આ યોજનાનો અહેવાલ જણાવે છે કે, આ સમયમાં નીચે મુજબ ખર્ચ કરવામાં આવ્યું છે—

| | રૂ. (કરોડમાં) |
|---|---|
| ખેતીવાડી અને સામૂહિક વિકાસયોજનાઓ | ૨૯૯ |
| સીંચાઈ અને વીજળીવિકાસ | ૫૮૫ |
| ઉદ્યોગો અને ખાણો | ૧૦૦ |
| વાહન અને સંદેશાવ્યવહાર | ૫૩૨ |
| સમાજસેવા | ૪૨૩ |
| પ્રકીર્ણ | ૭૪ |
| | ૨,૦૧૩ |

આ પ્રમાણે પાંચ વરસમાં આશરે વીસ અબજ રૂપિયા ખર્ચવામાં આવ્યા છે. તેને પરિણામે દેશની રાષ્ટ્રીય આવકમાં ૧૭.૫ ટકા અને માથાદીઠ આવકમાં ૧૦.૫ ટકાનો વધારો થયો છે. હવે પછીનાં પાંચ વર્ષમાં આથી બમણી-અઢી ગણી રકમ ખરચીને રાષ્ટ્રીય આવકમાં ૧૯૫૦–૫૧ની સરખામણીમાં લગભગ પચાસ ટકા વધારો કરવાની ધારણા રાખવામાં આવી છે. તે કેટલે અંશે સફળ થાય છે તે જોવાનું છે. પણ એ દિશામાં દેશ તનતોડ પ્રયત્ન કરવા માંગે છે એ નક્કી છે.

પ્રગતિસૂચના આ આંકડાઓ દેશમાં થતાં અનેકવિધ કામોનો સાચો ખ્યાલ આપી શકે તેમ નથી. એટલે તેની કેટલીક વિગતો ઉપર આપણે નજર નાંખીશું.

ભારત એ ખેતીપ્રધાન દેશ છે, છતાં સારી જાતનાં બી, અને સીંચાઈની સવડનો અભાવ, જમીનનું થતું જતું ધોવાણ અને પૂરતાં સાધનોનો અભાવ વગેરે કારણોને લઈને આપણા દેશની ખેતીનો વિકાસ અટકી ગયો છે. જમીન અનેક ટુકડાઓમાં વહેંચાઈ ગઈ છે; તેમ જ જરૂર કરતાં વધારેને સમાવવા જતાં, આખો ધંધો પાંગળો બની ગયો છે. એક લેખકના કથન અનુસાર ભારત ગરીબ લોકોથી વસેલો સમૃદ્ધ દેશ છે. તેની જમીન ફળદ્રુપ છે. એક કાળે તેમાંથી મબલક પાક ઊતરતો હતો. આવું ફરી કેમ ન બની શકે? એવા વિચારોની ભૂમિકામાં ભારતની ખેતીએ પ્રગતિ કરવા માંડી.

ખેતીનાં સંશોધનકેન્દ્રો ખોલવામાં આવ્યાં અને સારું બી શોધી તેનો ફેલાવો કરવામાં આવ્યો. ખાતરને માટે રોજના ૧૦૦૦ ટન ખાતર બનાવનારું સિંદરીનું રાસાયણિક ખાતરનું કારખાનું ઊભું કરવામાં આવ્યું. સીંચાઈ માટે જ્યાં જ્યાં યોગ્યતા હતી, ત્યાં ત્યાં મોટા પાયા પર કામ શરૂ થઈ ચૂક્યું. મજૂરોનો શ્રમ અને ઇજનેરોનાં ભેજાં ત્યાં રાતદિવસ અથાક મહેનત ઉઠાવવા લાગ્યાં. અને પાંચ વર્ષમાં તો ઊંચામાં ઊંચો ભાખરા-નાંગલ, લાંબામાં લાંબો હીરાકુડ જેવા બંધો ઊભા કરી દીધા. અમેરિકાની ટેનેસી-વેલીની યોજના સાથે હરીફાઈ કરે તેવી દામોદર-વેલીની યોજના પાર કરવા માટે હામ ભીડી. આ ત્રણ તો ભારતમાં ચાલતી સીંચાઈ–જળવિદ્યુત વગેરે કામના પ્રતીક રૂપ મુખ્ય યોજનાઓ થઈ. આ સિવાય પણ જ્યાં જ્યાં શક્યતા હોય ત્યાં ત્યાં સીંચાઈની યોજનાઓ શરૂ કરવામાં આવી છે.

ભારતની ગરીબી દૂર કરવા ખેતીના ધંધામાં જ બધું ધ્યાન કેન્દ્રિત કરવું એ યોગ્ય ન ગણાય. યંત્ર–ઉદ્યોગ, મોટા પાયાના ઉદ્યોગો તરફ પણ પંચવર્ષીય યોજનામાં ધ્યાન અપાયું છે. દેશની રાષ્ટ્રીય આવક વધારવા માટે યંત્ર-ઉદ્યોગો અને તેમાંય પાયાના ઉદ્યોગોનો વિકાસ આવશ્યક લેખાયો છે. ભારત ઘણા કાચા માલની નિકાસ કરતું હતું અને આજે પણ કરે છે. આ કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરવાનું કામ જો આપણા દેશમાં જ કરવામાં આવે, તો નૂર અને ભાડા વગેરેનો ખોટો ખર્ચો ટાળી શકાય અને વસ્તુઓ પણ કંઈક સસ્તી બની શકે. આ હિસાબે મોટા ઉદ્યોગોનો વિકાસ પણ ભારતે આદર્યો. 'ચિત્તરંજન લોકોમોટિવ'માં તેણે એંજિનો બનાવવા માંડ્યાં. સિંધિયા સ્ટીમ ઍન્ડ નૅવિગેશન કંપનીને 'હિન્દુસ્તાન શિપયાર્ડ'નું નામ આપી, ત્યાં વહાણો અને આગબોટો બાંધવાનો ઉદ્યોગ વિકસાવવામાં આવ્યો. બૅંગલોરમાં 'હિન્દુસ્તાન ઍરક્રાફ્ટ'નું કારખાનું ચાલુ કર્યું અને કલકત્તા તેમ જ મુંબઈમાં મોટરો પણ બનાવવા માંડી. આ ઉપરાંત ખાનગી સાહસોને પરિણામે દવા અને રાસાયણિક દ્રવ્યો તેમ જ રંગો બનાવતું એશિયાનું મોટામાં મોટું કારખાનું 'અતુલ' શરૂ કર્યું. કાપડ-ઉદ્યોગ, શણનો ઉદ્યોગ, લોખંડ પોલાદનો ઉદ્યોગ, સિમેંટનો ઉદ્યોગ, કાગળનો ઉદ્યોગ, મચ્છીમારી વગેરે ઉદ્યોગો પણ ખાનગી સાહસે સરકારી મદદ મળતાં વિકસવા લાગ્યા અને ઔદ્યોગિક ક્ષેત્રે પણ ભારતે સારી એવી પ્રગતિ કરી. આ જાતનો ઔદ્યોગિક વિકાસ સાધતું ભારત દેશની ઘણી જરૂરિયાતો પૂરી પાડે તેમ છે.

આવા મોટા મોટા ઉદ્યોગો તરફ ખાસ ધ્યાન આપી આટલો વિકાસ કર્યો અને સાથે સાથે ભારતના પ્રાણ જેવા ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગો પડી ન ભાંગે તે તરફ પણ ખાસ ધ્યાન અપાયું છે. આવા નાના ઉદ્યોગો ભાંગી ન પડે, પડેલા હોય તે ઊભા થાય તેમ જ સજીવન રહે, તે માટે ખાદી-ગ્રામોદ્યોગ-બોર્ડની રચના કરવામાં આવી. યુદ્ધ અને અંગ્રેજોના અમલ પહેલાં ભારતમાં વિશાળ પાયા પર ચાલતા આ ઉદ્યોગો દેશની બેકારીનો પ્રશ્ન હલ કરવાની હામ ભીડે તેમ છે, અને તેમ કરી ભારતીય સંસ્કૃતિનાં નવે સ્વરૂપે દર્શન કરાવે તેમ છે. ગૃહઉદ્યોગ તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓ વાપરવા તરફ પ્રજા પ્રેરાય, તે માટે સરકાર તેવા માલ પર વળતર આપીને તેમને ઉત્તેજન આપે છે. બીજા માલ પર જકાત નાંખી ગૃહઉદ્યોગો તેમ જ ગ્રામોદ્યોગના માલને ઉત્તેજન આપવાનું કામ પણ સરકાર કરે છે. આ રીતે, આજે ગ્રામોદ્યોગો અને ગૃહઉદ્યોગોનો વિકાસ થઈ રહ્યો છે. એના વિકાસમાં ભારતનો વિકાસ છે. બેકારી ટાળવાનું અગત્યનું સાધન ગૃહઉદ્યોગો તેમ જ ગ્રામોદ્યોગો જ છે.

સમાજવાદી ઢબની સમાજરચના, કેટલાક ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ અને અમુક જાતના કરો નાંખી ભારતની ગરીબી ઓછી કરવાના પ્રયત્નો આજે થઈ રહ્યા છે. છતાં છેલ્લાં દસ વર્ષ દરમિયાન ગરીબીનું પ્રમાણ ઘટી ગયું હોય તેમ લાગતું નથી. આ ઉપરથી એમ નથી ફલિત થતું કે આપણી સરકાર કંઈ કરતી નથી; પણ ગરીબીનાં મૂળ ભારતમાં કેટલાં ઊંડાં ઊતરેલાં છે, તેનો તે પુરાવો છે. યોજનાઓ અને વિકાસયોજનાઓ ગરીબીથી દેશને વેગળો જરૂર કરે છે; પણ ગરીબીને કાયમને માટે ટાળવા માટે તો ગરીબોની સેવા જ અગત્યનું સ્થાન ધરાવે છે. ભારતની ગરીબીનાં મૂળ એટલાં ઊંડાં ઊતરેલાં છે કે, તે મૂળ ખોદી કાઢવાં હોય તો ગરીબ લોકોની સેવા કરવાની શક્તિશાળીઓની ફરજ થઈ પડે છે. આ ફરજ જો સૌ અદા કરે, અશોક મહેતાના સૂત્ર મુજબ દરેક જણ માત્ર એક કલાક પણ દેશની સેવામાં આપે, તો ગરીબી જલદી દૂર થશે તેમ જ આર્થિક સ્થિતિ વધુ સુધરશે.

## સામાજિક ઉન્નતિ

આર્થિક પાસા અંગે આટલું જોયા બાદ, છેલ્લાં દસ વર્ષ દરમિયાન સામાજિક તેમ જ સાંસ્કૃતિક ક્ષેત્રે ભારત ક્યાં પહોંચ્યું, તેની ઉપર પણ નજર નાંખીશું. સામાજિક અને સાંસ્કૃતિક વિકાસ એ એવી વસ્તુ છે કે, તેમાં પ્રગતિ થઈ કે કેમ, થઈ તો કેટલી થઈ, વગેરેનો કયાસ સ્પષ્ટ રીતે કાઢી શકાતો નથી. વળી દસ વર્ષ દરમિયાન આ ક્ષેત્રે જે પ્રગતિ થઈ હોય, તેની પાછળ પાછલાં ઘણાં વર્ષોનો ઇતિહાસ પડેલો જ હોય છે. સામાજિક ઉન્નતિ અને સાંસ્કૃતિક વિકાસ માટે દસ વર્ષનો ગાળો નાનો કહી શકાય.

ભારત આઝાદ થતાં જ, કોઈ પણ જાતના ભેદભાવ સિવાય રાજ્યનું સંચાલન થાય એવું માનતું બિનસાંપ્રદાયિક રાજ્ય બન્યું, એ સામાજિક ક્ષેત્રે ભારતની મોટામાં મોટી સિદ્ધિ છે. ભારતમાં તેના દરેક નાગરિકને કોઈ પણ જાતના ભેદભાવ વિના સમાન તક આપવાનું કામ કરીને જ ભારત અટક્યું નથી. તેણે તો એક યા બીજા કારણે સંસ્કૃતિની કૂચમાં પાછળ રહી ગયેલાઓ માટે ખાસ સગવડો રાખીને તેમને સૌની સાથે થવાની તક આપી છે. આદિવાસીઓના ઉત્કર્ષ માટે તેણે સારા એવા પ્રયત્નો કર્યા છે. અસ્પૃશ્યતા-નિવારણની ચળવળ તો ભારતની રચનાત્મક પ્રવૃત્તિઓ સાથે પહેલાંથી જ સંકળાઈ ગઈ છે.

આ ઉપરાંત સ્ત્રીઓના વિકાસ માટે, તેમને ઉપર લાવવા માટે પણ, ભારતે ઓછું નથી કર્યું. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે સંયુક્ત રાષ્ટ્રસંઘનું પ્રમુખસ્થાન શોભાવ્યું છે, સંસદ તેમ જ પ્રાંતીય સરકારમાં પણ સ્ત્રી-પ્રતિનિધિઓ ચૂંટાઈને જાય છે. પરંતુ, સ્ત્રીઓના વિકાસની આંકણી આટલેથી જ પૂરી નથી થતી. સ્વાતંત્ર્યની ચળવળમાં નારાયણી બનીને નીકળેલી બહેનો ભારતની પહેલી સામાન્ય ચૂંટણીમાં જ મતાધિકાર મેળવે છે, એ પણ નોંધપાત્ર બીના છે. કારણ કે, મતાધિકાર માટે ઇંગ્લંડની સ્ત્રીઓને તો હિંસક તોફાનો સુધી ચળવળ કરવી પડી હતી. આ ઉપરાંત હિન્દુ-કોડ-બિલ દ્વારા વારસાની બાબતમાં સ્ત્રીઓને મળેલા હક્કો પણ નોંધપાત્ર છે.

ભારતની પ્રાચીન સંસ્કૃતિનાં સ્મારકો, જેવાં કે શિલાલેખો, ઇમારતો વગેરેની જાળવણી માટે પણ સરકાર ખાસ પ્રયત્ન કરે છે. ભારતની પ્રાચીન કળાઓની જાળવણી તરફ પણ સરકારનું ધ્યાન છે જ. આમ સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે પણ ભારત કંઈક ને કંઈક કરતું જ જાય છે.

## ઉપસંહાર

ભારતનાં છેલ્લાં દસ વર્ષનું આ ટૂંકું, કંઈક અંશે અધૂરું, વિહંગાવલોકન પૂરું કરતાં કેટલીક ચાલુ સમસ્યા અને આઝાદીનાં ભયસ્થાનો પણ જોઈ લેવાં જોઈએ. આઝાદી મળ્યે દસ વર્ષ થઈ ગયાં છતાં, કેળવણીની બાબતમાં આપણે ધારી પ્રગતિ કરી શકયા નથી. કેળવણી વગર રાજકીય, આર્થિક અને સામાજિક વિકાસ મંદ ગતિએ ચાલે છે એ પણ આપણે અનુભવ્યું છે. વળી પ્રગતિના ફદકા મારવામાં, ઝડપી વિકાસના લોભમાં આપણે લોકશાહીથી વેગળા બની સરમુખત્યારશાહી કે નોકરશાહી ન નોતરી બેસીએ,

તે પણ જોવાનું રહે છે. છેલ્લાં એકાદ બે વર્ષના અનુભવો જોતાં આપણી રાષ્ટ્રીયતા સંકુચિત બનતી જતી હોય તેમ લાગે છે. આ સંકુચિત રાષ્ટ્રીયતા, જેને કેટલીક વખત પ્રાંતીયતાને નામે ઓળખવામાં આવે છે, તે દેશમાં હિંસક તોફાનો કે ફાસીવાદ ન નોતરે, તે પણ ધ્યાન રાખવાનું રહે છે.

આમ છતાં, આઝાદ થયેલું ભારત આબાદીને પંથે ચડી ગયું છે. અશોકના ધર્મચક્રને તેણે પોતાના રાષ્ટ્રધ્વજનું પ્રતીક બનાવ્યું છે. આ ધર્મચક્ર આપણને અશોકના રાજ્ય જેવી સિદ્ધિ તરફ નવા સ્વરૂપે લઈ જાઓ, અને સદાને માટે તે ફરતું જ રહો એ પ્રાર્થના.

જિતેન્દ્ર ઠા. દેસાઈ

# પાયાની કેળવણીનું સાચું સ્વરૂપ

[શ્રી. જુગતરામ દવેએ ભાવનગરમાં તા. ૧૫–૧૧–'૫૭ના રોજ મળેલા બાળશિક્ષણ સંમેલનના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાંથી આ ઉતાર્યું છે. તેનો 'પૂર્વ બુનિયાદી' શિક્ષણ અંગેનો ભાગ હવે પછીના અંકમાં આવશે.]

દેશનાં કરોડો બાળકોમાંથી થોડા લાખ એકડા બગડા ઘૂંટતાં શીખે, તેમાંથી ચળાઈને પાંચ દસ ટકા 'માટલી ફોડે,' તેમાંથી ઝટકાઈને થોડા હજાર 'બીએ', અને તેમાંથી ઊડીને વળી થોડાએક સો કંઈક મોટું ભણતર ભણે અને પ્રોફેસર કે દાક્તર કે ઇજનેર બને કે સરકારી નોકરીમાં પેસી આપણા હાકેમો બને, અને એ થોડા સો દેવો દુનિયાના છેડા ઉપર ક્યાંય નથી મળતા તેટલા મોટા પગાર અથવા ફી અથવા નફા કમાતા થાય – ભણતરને નામે ચાલતા આ ધંધાથી ગાંધીજીને કેમ સંતોષ થાય?

એ ધંધાની ટકાવારીમાં થોડો વધારો કરવાના કાર્યક્રમો આજે નીકળ્યા છે. એકડા બગડા તો દેશનાં તમામ બાળકોને પહોંચાડવાના ધમપછાડા શરૂ કરવામાં આવ્યા છે. પણ બધી યોજનાઓ પગારદાર માણસો રોકીને કરવા સિવાય બીજો કોઈ રસ્તો જ આપણને આપણું આ ભણતર સૂઝવા દેતું નથી. એટલે આઘા જાય છે અને પાછા વળે છે. એકડા બગડાના ટકા વધે છે ખરા, પણ મોટા પગાર અને મોટી ફી વાળા મહાનુભાવોમાં થતો વધારો દેશનું દળદર મટાડે તેવો જોવામાં આવતો નથી. એક પરિણામ આવે છે ખરું : જે કરોડો બાળકો અને બાળાઓને આપણા એકડા બગડા પહોંચે છે, તે બધાંની નજર મોટા પગારવાળા મહાનુભાવોના ધ્રુવલક્ષ્ય તરફ તાકતી અચૂક થઈ જાય છે. તેઓ મનથી માણસ મટી જાય છે, ટાઢ તડકો અને મહેનતના જીવનને ધિક્કારતા થાય છે, મોટા પગાર મેળવી આરામનું જીવન ગુજારવાનાં અશક્ય સ્વપ્નાં સેવનાર 'ઉજળિયાત' દેવોની ન્યાતમાં મનથી ભળી જાય છે. આપણે ત્યાં શિક્ષણને નામે ચાલતું ચક્ર તેનાં બીજાં બધાં ધ્યેયોમાં નિષ્ફળ નીવડ્યું હોય તોપણ તેનું આ પરિણામ તો પૂર્ણપણે અચૂક છે. પ્રજાચારિત્ર્યના મૂળ પાયાઓ ખોદી કાઢવામાં તે સોએ સો ટકા સફળ છે.

સ્વતંત્રતા આવતાંની સાથે જ પૂજ્ય ગાંધીજીએ પ્રજાજીવનના પાયા ખોદનાર કેળવણીને સ્થાને તે પાયા મજબૂત કરનારી પાયાની કેળવણી ચાલુ કરવાની હાકલ કરી. તેમણે કેવી કેળવણી સૂચવી?

પ્રજા ગંદી ટેવોવાળી છતાં સુગાળવી બની ગઈ છે.— બાળકોને બાળપણથી સફાઈકામનો શોખ લગાડો.

પ્રજા મનથી 'ઉજળિયાત' થવા લાગી છે.— બાળકોને બાળપણથી જ શરીરશ્રમનો સ્વાદ લગાડો.

પ્રજા-શરીરને ભેદાભેદનો કીડો કોરી રહ્યો છે; ન્યાત જાતના વાડા, ગરીબ તવંગરના વાડા, હિંદુ મુસલમાન આદિ ધર્મના વાડા, ઉજળિયાત પછાતના વાડા, ભણેલા અભણના વાડા, પ્રજાને છિન્ન ભિન્ન કરી રહ્યા છે.— બાળકોને બાળપણથી સમાજસેવાનો રંગ લગાડો. બાળપણથી જ વાડા તૂટી જાય અને સર્વ વર્ણ — સર્વ વર્ગના દૃઢ પરિચયમાં તેઓ આવે એ રીતે તેમને કેળવો; અને જાત જાતની સેવા રૂપે સૌ ઉપર પ્રેમ વરસાવતાં તેમને કરી દો.

પ્રજા આપ-મતલબી થઈ ગઈ છે. પગાર, નફા અને આરામને ધ્યેય કરીને વર્તવા લાગી છે. તે ધ્યેયને ખાતર સત્ય, નીતિ, સંયમ, સ્વદેશી, રાષ્ટ્ર-ભક્તિ વગેરે માનવધર્મો છોડવા માંડ્યા છે. એ બધું હોશિયારીથી છોડવું એ ભણેલાના ભણતરની નિશાની ગણાય છે.— આ ટેવો માત્ર ઉપદેશથી બદલી ન શકાય. બાળકોની કેળવણી એવી રીતે યોજો કે જાતમહેનત, સ્વાવલંબન અને સેવાજીવનનો તેમને સ્વાદ લાગી જાય, તેમને પોતાના દેશબંધુઓ ઉપર ઊંડો અંતરનો પ્રેમ જન્મે, તેમની અંદર ભળવાની, તેમને ખાતર ઘસાવાની લગની લાગે, બાળકો સાદાં છતાં આનંદી ગ્રામજીવનનાં સ્વપ્નાં સેવતાં થાય અને તે સિદ્ધ કરવા ખાતર આકાશપાતાળ એક કરવાની તમન્ના સેવતાં થાય.

પ્રજા દિવસે દિવસે ઠોઠ, એદાડુ અને જડ બનવા લાગી છે.— બાળપણથી કેળવણી એવી યોજો કે બાળકો રાષ્ટ્રીય જીવનને પુનર્જીવિત કરનારા ગ્રામોદ્યોગો અને કળાકારીગરીઓમાં એકબીજાથી ચડિયાતાં નીવડવા લાગે, વૈજ્ઞાનિક રીતે શુદ્ધ એવા વિચારો કરવાની અને તેવું જીવન જીવવાની તેમને લઢણ લાગી જાય, તેમનાં જીભ અને લેખણ કળા-કારીગરી અને વિજ્ઞાન વડે સુસંસ્કારી બને.

આજે ગામો ભાંગવા લાગ્યાં છે અને ઉદ્યોગો ઉજ્જડ થવા લાગ્યા છે.— કેળવણીની યોજના એવી ઘડો કે બાળકોની કેળવણી ચાલતી જાય અને સાથે સાથે ગામોનું નવનિર્માણ થતું જાય; વિવિધ ગ્રામોદ્યોગો અને કળા-કારીગરી આવડે તો જ બાળકો આ નવનિર્માણના ઉત્સાહ અને જ્ઞાનવર્ધક કાર્યમાં આનંદ સાથે પોતપોતાનો નાનકડો ફાળો આપી શકે.

પાયાની કેળવણી મારફત પ્રજા-ચારિત્ર્યના ખવાઈ જતા પાયાઓ ફરીથી મજબૂત કરવાની રાષ્ટ્રપિતાની કલ્પના છે. જીર્ણ થઈ જતું પ્રજાચારિત્ર્ય નઈ તાલીમ વડે નવું કરી દેવાની અને સડી જતું જીવન નીરોગી બનાવી દેવાની એમની કલ્પના છે.

આપણે શિક્ષકો એ વસ્તુ ભૂલી બુનિયાદી શિક્ષણ યોજનાને તે ને તે જૂનું ભણતર ભણાવવાની એક નવી યુક્તિ બનાવી ન દઈએ. આપણા માનસશાસ્ત્રના અભ્યાસના ફાંકામાં આપણે ચારિત્ર્ય-ઘડતર અને નવનિર્માણની યોજનાને અવારનવાર બાળકનો પગ છૂટો કરતી પ્રવૃત્તિઓ કે રમતોમાં ઉતારી ન પાડીએ. દેશનેતાઓ કોઈ પણ ભોગે કક્કો ભણાવી દેવા પાછળ આંખ મીંચીને મંડી પડ્યા છે. આંતરરાષ્ટ્રીય વ્યવહારોમાં અંગ્રેજીની જૂની આવડતનો કંઈક લાભ મળતો જુએ છે, તેનાથી ભૂલી જાણે આ ભારતની પ્રજાની જન્મભાષા જ અંગ્રેજી બનાવી દઈએ એવી વિચિત્ર કલ્પના સેવી રહ્યા છે. પોતાને રાજકારણ ખેલવાનો રસ વળગ્યો છે તેથી જાણે આખી પ્રજાને ભાષણકર્તાઓ અને પ્રધાનો અને સરકારી નોકરો તરીકે જ ઉછેરવાની ન હોય, તે રીતે તેમના વિચારો ચાલતા જણાય છે. તેથી શિક્ષણને નામે જે કંઈ હિલચાલો તેમની દોરવણીથી ચાલે છે, તેમાં મોટે ભાગે તે માટેની જ યોજનાઓ ચાલી રહી છે. પરિણામે પ્રજાચારિત્ર્યના પાયા મજબૂત થવાને બદલે ઊલટા વધારે ને વધારે ખવાતા ચાલ્યા છે. ગ્રામજીવન અને ગ્રામ-ઉદ્યોગો વધારે ને વધારે ભાંગતાં ચાલ્યાં છે. રાષ્ટ્રપિતાની સિદ્ધિઓને તેમના સાથીઓ જ વ્યર્થ બનાવી રહ્યા છે. તેમના શીખવેલા સિદ્ધાન્તોને તેમના અનુયાયીઓ જ અપ્રતિષ્ઠિત બનાવી રહ્યા છે.

આ સંમેલન બાળશિક્ષણના વિચારો કરવા માટે મળ્યું છે. તેનો સમય જીવનવ્યાપી બુનિયાદી શિક્ષણની આ બધી વાતોમાં રોકવા માટે, મને લાગે છે કે, મારે વખતસર માફી માગી લેવી જોઈએ. પરંતુ આપણી પ્રજાની જીવનસમસ્યાઓનું અને તેના સંદર્ભમાં તેની કેળવણીનું ચિત્ર નજર સામે ન રાખીએ, તો બાળ-શિક્ષણની પણ સાચી દિશા આપણે પકડી ન શકીએ, એમ હું સવિનય સૂચવવા ઇચ્છું છું.

**જુગતરામ દવે**

—ચાલુ

# ગાંધીજીના છેલ્લા શબ્દ

## ૧૩

ગાંધીજી માનતા કે સત્યાગ્રહ વિના બીજા કોઈ પણ સાધનથી સમાજવાદનો આદર્શ સિદ્ધ ન થઈ શકે; અને સત્યાગ્રહથી સમાજનાં રાજદ્વારી, આર્થિક તથા નૈતિક અનિષ્ટમાત્ર નિવારણ કરી શકાય.

૧૯૪૬ના એપ્રિલમાં મુંબઈમાં ઝાડુવાળાએ હડતાળ પાડી ત્યારે ગાંધીજીએ કહ્યું કે, 'ભંગીથી તો એક દિવસ પણ પોતાનું કામ ન છોડી શકાય.' 'કેટલીક વસ્તુ એવી હોય છે કે જેને સારુ હડતાળ પાડવી તે ખોટું ગણાય. ઝાડુવાળાની હાડમારી આ કક્ષામાં આવે છે...હું ૧૮૯૭માં ડર્બન હતો ત્યારથી ઝાડુવાળાની હડતાળનો હું વિરોધી છું.'

શાંત તથા વિજયી હડતાળના પોતે શાસ્ત્રી છે એમ ગાંધીજી માનતા; અને કહેતા કે, 'ગુણદોષ વિચારતાં જે ન્યાયપુરઃસર ન હોય, તેવી હડતાળ પડવી ન જોઈએ; અને અન્યાયી હડતાળ ફતેહમંદ ન બનવી જોઈએ.

'લોક સમસ્તને જેના ઉપર વિશ્વાસ હોય એવા નિષ્પક્ષપાત માણસોનો હડતાળને ટેકો ન હોય, તો તેના ગુણદોષ વિચારવા સારુ આવશ્યક સાધન લોકો આગળ હોય નહિ. પોતાનો કેસ ઘટિત છે કે અઘટિત તેનો ન્યાય કોઈ પોતે ન કરી શકે. એટલે બેય પક્ષે કાં તો પંચ નીમવું જોઈએ, અથવા ન્યાયાસનનો આશરો લેવો જોઈએ. આર્થિક સ્થિતિ સુધારવા સારુ હડતાળ પડે, તો તેની પાછળ રાજનૈતિક હેતુ ન હોવો જોઈએ..... અને હડતાળ ત્યારે જ પડાય કે જ્યારે બીજા બધા ગ્રાહ્ય ઉપાય કર્યા હોય ને એળે ગયા હોય.'

'હિંસા ન થાય એવી રીતે હડતાળ કેમ ચલાવવી?' આ પ્રશ્નનું ઉત્તર આપતાં ગાંધીજીએ લખ્યું, 'હડતાળ સ્વાભાવિક હોવી જોઈએ; કોઈએ દોરી ચલાવીને પડાવી ન હોવી જોઈએ. કોઈ ઉપર દબાણ આણ્યા વિના જો તે ગોઠવી હોય, તો લફંગાવેડા તથા લૂંટનો સંભવ ન રહે. આવી હડતાળનું લક્ષણ એ છે કે, તેમાં હડતાળિયા હડતાળિયા વચ્ચે પૂર્ણ સહકાર હોય, શાંતિ હોય, અને જબરદસ્તી ન હોય. પોતાના નિર્વાહ સારુ હડતાળિયાએ એકલા એકલા અથવા ભેગા મળીને કાંઈક ઉદ્યોગ કરવો જોઈએ. આ ઉદ્યોગનું સ્વરૂપ પ્રથમથી જ વિચારી રાખેલું હોવું જોઈએ. આવી શાંતિમય, કાર્યસાધક તથા દૃઢ હડતાળમાં તોફાન કે લૂંટફાટને અવકાશ ન રહે. આવી હડતાળ મેં જોઈ છે; એ સ્વપ્નસૃષ્ટિની અંગભૂત નથી.'

૧૯૪૬ના એપ્રિલમાં વનસ્પતિ (બનાવટી ઘી) વિષે ગાંધીજીએ લખ્યું :

'વનસ્પતિ તદ્દન ફાલતુ છે. તેલમાં કાંઈ અવગુણ હોય તો અવગુણ દૂર કરવા તેને શુદ્ધ કરાય; પણ તેને કઠણ કરવાનું કે ઘી જેવું દેખાતું કરવાનું કાંઈ પ્રયોજન નહીં. પ્રમાણિક કારખાનાવાળો ખોટો માલ બનાવવા જેટલી અધમતા ન કરે. ખોટા માલનું તો બજારમાં પૂર આવ્યું છે. ખોટા સિક્કા ઘડનારાને ભારે શિક્ષા થાય છે; તો પછી, સાચું ઘી સિક્કા કરતાં વધારે મૂલ્યવાન છે, એટલે ખોટું ઘી બનાવનારાને દંડ શું કામ નહિ?'

આ પછી છ માસે ગાંધીજીએ વળી પાછું લખ્યું : 'વનસ્પતિજન્ય તેલ કે માખણને ઘી રૂપે તથા નામે વેચવું તે પ્રજાને છેતરવા સમાન છે. તેમાં નકરું અપ્રમાણિકપણું છે. આમ જે માણસ લોકોને છેતરે અથવા જે આ છેતરાણને ટેકો આપે, તે દેશનો શત્રુ છે.'

ગાંધીજી માનતા કે, ઈશોપનિષદ્‌ના પહેલા મંત્રમાં શુદ્ધ હિંદુધર્મનું અથવા શુદ્ધ ધર્મનું સારસર્વસ્વ આવી જાય છે, અને ગીતા એની ટીકારૂપ છે. એ મંત્રનું પોતે આમ ભાષાન્તર કર્યું : 'જે જે વસ્તુ તારી છે એમ તું કલ્પના કરે, તે તે વસ્તુમાં તારું તો તલભારેય નથી, બધું ભગવાનનું જ છે અને ભગવાન આગળથી જ આવેલું છે એમ તું સમજી જા, અને જીવન સારુ ખરેખર આવશ્યક હોય એટલું જ તું લે.' ગાંધીજી માનતા કે, આ મંત્રમાં પૂર્ણ અનાસક્તિનો ઉપદેશ કરેલો છે. આ મંત્રનું

બીજે પ્રસંગે ગાંધીજીએ સહેજ વિસ્તરશઃ વિવરણ કર્યું તે આ પ્રમાણે :

"પ્રથમ તો માણસે પોતાનું સર્વસ્વ ભગવાનને ચરણે ધરવું તે તેનો ધર્મ છે. પોતાનું ગણાવી શકાય એવું એની આગળ કાંઈ કહેતાં કાંઈ છે નહિ. આમ નિવેદ ધર્યા પછી નિવેદમાંથી પોતાની ખરી જરૂરિયાત જોગું જ માણસ ઉપાડે; તેના કરતાં છાંટાભાર પણ વધારે નહિ. બીજાની વસ્તુ ઉપર માણસ મેલી દૃષ્ટિ ન કરે. 'માણસને કેટલી જમીનનો ખપ છે?' આ પ્રશ્નનું ઉત્તર ટૉલ્સ્ટૉયે એક અપ્રતિમ વાર્તામાં આપ્યું છે. સેતાન એક માણસને લલચાવવા સારુ એને વરદાન આપે છે કે, 'સૂર્યાસ્ત પહેલાં જેટલી જમીનને તું આંટો મારે એટલી જમીન હું તને આપીશ.' લોભનો માર્યો એ માણસ દોડાદોડ કરે છે, અને અંતે જ્યારે સૂર્ય આથમવાનો થાય છે, ત્યારે જ્યાંથી તે નીકળ્યો હતો ત્યાં તે પાછો પહોંચે છે, અને તેને એટલો શ્વાસ ચડ્યો હોય છે કે તે ત્યાં ને ત્યાં તત્કાળ મરી જાય છે. તેને દાટવા સારુ સાડા ત્રણ હાથ ભોંયનું જ તેને કામ પડે છે... ભગવાન આગળ બધું ધરવાનો ઢોંગ કરીને પછી માણસ એનો યથેચ્છ ઉપભોગ કરી શકે એવો આ મંત્રનો અર્થ તો વિપરીત બુદ્ધિવાળો જ કોઈ કરે. મંત્રના ખરા અર્થની એ તો વિડંબના થઈ. ભભકાદાર નવાં વસ્ત્ર માણસ પહેરે તેના કરતાં જૂનાં સાંધેલાં કપડાં તે પહેરે તો મને વધારે ગમે. કોઈ મને પચીસ હજાર રૂપિયા આપે, અને તે જો હું મારા પોતા સારુ થઈને વાપરું, તો તો હું ચોર ને લૂંટારામાં ખપું. મારી શુદ્ધ જરૂરિયાત જોગું જ મારાથી વાપરી શકાય."

## ૧૪

ગાંધીજી કહેતા કે, 'માનસિક, આધ્યાત્મિક કે શારીરિક વ્યાધિમાત્રનો રામબાણ ઉપાય રામનામ છે.' આ સમાસમાં રામ એટલે ભગવાન, જેનું નામ લઈને ભક્તો શુદ્ધ તથા શાન્ત થાય છે. 'ભગવાન કોઈ એક વ્યક્તિ નથી. એ સર્વવ્યાપી, સર્વશક્તિમાન તત્ત્વ છે. એને જે માણસ હૃદયમાં ધારણ કરે છે, તેનામાં એક અદ્‌ભુત શક્તિનો સંચાર થાય છે, જે શક્તિ વરાળવીજળી જેવાં ભૌતિક બળ સાથે સરખાવી શકાય, પણ જે એના કરતાં બહુ વધારે સૂક્ષ્મ છે. નામ લેવું તે તેમાં ગર્ભિત બધી વસ્તુઓ સહિત લેવું જોઈએ. નામનું કોઈ (પોપટના જેવું) કેવળ યન્ત્રવત્ ઉચ્ચારણ કરે, તો તેથી કાંઈ ન વળે. નામજપ સફળ તો જ થાય જો માણસ જપને લગતી શરતો જાણે તથા પાળે. ભગવાનનું નામ લેવું હોય તો તેણે ભગવાનના જેવું પવિત્ર જીવન જીવવું જોઈએ.'

પ્રથમ તો નામ હૃદયથી લેવું જોઈએ. રામનામમાં જેને શ્રદ્ધા હોય તે શરીરને પૂજે નહિ, પણ તેને ભગવાનની સેવા કરવાનું સાધન જ માને. અને શરીરને ઉત્તમ સેવા-સાધન બનાવવાનો રામનામ રામબાણ ઉપાય છે. અંતરમાં તથા બહાર સત્ય, વ્યવહારશુદ્ધિ અને શુચિતા (સ્વચ્છતા તથા ચિત્તશુદ્ધિ) માણસ ન ખીલવે, ત્યાં લગી તેણે રામનામ હૃદયથી લીધું ન ગણાય. 'આશ્રમની સાયંપ્રાર્થનામાં ગીતાના કેટલાક શ્લોકનો પાઠ થાય છે. આપણે એકેએક એ શ્લોકમાં વર્ણવેલા સ્થિતપ્રજ્ઞની ભૂમિકાએ પહોંચી શકીએ, જો આપણે ઇંદ્રિયો ઉપર અંકુશ રાખીએ અને જો સેવા અર્થે શરીરને ટકાવી રાખવા સારુ થઈને જ આપણે (ખાનપાન તથા સુખઉપભોગ) કરતા હોઈએ. જો વિચાર આપણને વશ ન હોય, જો ઉદાહરણાર્થ આપણે ઘોલકી જેવી ઓરડીમાં બારી-બારણાં બધાં બંધ કરીને સૂતાં, અશુદ્ધ હવા ખાતાં કે મેલું પાણી પીતાં અચકાઈએ નહિ, તો રામનામ લીધું ન લીધા સમાન છે. આનો અર્થ એવો ન કરવો કે, આપણામાં આવશ્યક શુદ્ધિ નથી એમ કરીને નામ લેવાનું બંધ કરવું; કેમ કે નામજપ પણ શુદ્ધિ પ્રાપ્ત કરવાનું એક સાધન છે. જે માણસ હૃદયથી રામનામ લેશે, તેને આત્મસંયમ સુગમ થઈ થઈ પડશે. આરોગ્યના નિયમ તે સહજભાવે પાળી શકશે. કોઈનું બગાડવાનું તેને કદાપિ મન નહિ થાય. અને પરદુઃખ ભાંગવા સારુ પોતે પીડા ભોગવવી એ તેના સ્વભાવનું એક અંગ જ બનશે,

અને તેને સદાકાળ અનિર્વચનીય આનન્દ આપશે.'

રામનામને પ્રતાપે માણસ પોતે પોતાનો વૈદ્ય બને છે અને આરોગ્યનું અમૃત એના અંતરમાંથી ઝરે છે. આસ્તિકને સારુ તો તે પહેલું તથા છેલ્લું ઓસડ છે. રોગ ન મટે તોપણ રામનામને લીધે માણસ પોતાની વેદના શાન્તિપૂર્વક ખમી શકે છે.

'એમ માનો કે, લાખો માણસ દિવસમાં વારંવાર રામનામ જપે છે, પણ તે દારૂ પીતા, વ્યભિચાર કરતા, જુગાર રમતા કે કાળી બજારમાં માલ વેચતા હોય છે. એમ હોય તો તે જપ વ્યર્થ તથા અપકીર્તિકારી છે.'

સત્ય શોધવાની ગાંધીજીની સાધના ૧૮૯૬ લગભગ શરૂ થઈ, અને ઇશ્વર સત્ય છે એવા નિર્ણય ઉપર પોતે આવ્યા. પણ ૧૯૪૪માં એક ડગલું આગળ ભર્યું ને બોલ્યા કે સત્ય ઇશ્વર છે.

અને ગાંધીજીના મત પ્રમાણે સાચું બોલવાના નિયમને એકે અપવાદ નથી.

બરટ્રાંડ રસલે ક્યાંક લખ્યું છે કે, 'થાકેલી તથા પરાણે દોડતી એક લોંકડીને મેં જોઈ. તે પછી શિકારીને મેં જોયા. મને તેમણે પૂછ્યું કે લોંકડી કેની કોર ગઈ, તો હું ખોટું બોલ્યો. આ પ્રસંગે હું સાચું બોલ્યો હોત તો હું વધારે સારો માણસ ગણાત એમ હું નથી માનતો.' આ લખાણ વિષે આપ શું ધારો છો એમ ગાંધીજીને પૂછ્યું તો કહે, 'પોતે લોંકડીને જોઈ છે એમ કબૂલ કરવાની ભૂલ જેણે પહેલાં પ્રથમ કરી તે મોટા ફિલસૂફનો અભિપ્રાય મને માન્ય નથી. શિકારીને આડે રસ્તે ચડાવવાની એની ધારણા હોય તો તો જાણે ઠીક; નકર પહેલા પ્રશ્નનો જવાબ આપવાને એ બંધાયેલા નહોતા. હું નિરંતર કહેતો આવ્યો છું કે, આપણને કોઈ કાંઈ પૂછે તો પ્રશ્નનું ઉત્તર આપવાને આપણે સદાકાળ બંધાયેલા નથી હોતા. સત્યવચનમાં અપવાદને અવકાશ નથી.'

## ૧૫

ગાંધીજી કોઈ માણસને પોતાના ગુરુ નહોતા માનતા. એમના ગુરુ તો ત્રણ વાંદરા હતા. 'તેમાંથી એક હાથથી પોતાનું મોઢું બંધ કરે છે, બીજો કાન ને ત્રીજો આંખ બંધ કરે છે. પહેલો આપણને ઉપદેશ કરે છે કે તદ્દન આવશ્યક ન હોય તો બોલવું નહિ, અને બોલવું તો એકએક શબ્દ તોળીને બોલવું. બીજો શીખવે છે કે દુષ્ટ વસ્તુ સાંભળવી નહિ. ત્રીજો કહે છે કે આપણી આંખને જ્યાં ત્યાં ભમવા ન દેવી.'

સ્ત્રીજાતિની સેવા કરવા સારુ થઈને ગાંધીજી પોતે સ્ત્રી બન્યા હતા; અને જરૂર પડે તો સ્ત્રીઓ તથા પુરુષો એકબીજાની સેવા કરી શકે એટલા સારુ થઈને આપણે સ્ત્રીપુરુષના સંબંધને લગતી આપણી કલ્પના ફેરવવી જોઈએ, એમ કહેતા. તેમ છતાં ૧૯૪૭ના મધ્યમાં પોતે લખ્યું કે, 'વિષયવાસના ઉપર જેણે વિજય મેળવ્યો નથી તેણે બહેન, ભાઈ, દીકરી કે દીકરા સામી પણ નજર ન માંડવી.'

૧૯૪૭ના જુલાઈમાં વળી પાછું પોતે લખ્યું: 'સૌ પોતપોતાની નબળાઈ માપતાં શીખી જાય. પોતાની નબળાઈ જાણતો છતાં જે માણસ બળિયાનું અનુકરણ કરે, તે પાછો જ પડે. એટલે હું કહ્યા કરું છું કે, એકેએક જણ પોતાની શક્તિ પ્રમાણે પોતા સારુ સંયમના નિયમ ઘડે.'

સત્યાગ્રહઆશ્રમના ઇતિહાસમાં પણ પોતે આ જ વાત કહી છે:

'બ્રહ્મચારીને સારુ સ્ત્રી નરકની ખાણ નથી; તેને સારુ તે અંબામાતા છે, તે જગતજનની છે. સ્ત્રીની ઉપર દૃષ્ટિ પડતાં કે તેનો અનાયાસે કે ઇચ્છાપૂર્વક સેવા અર્થે સ્પર્શ થતાં જે વિકાર પામે છે, તે બ્રહ્મચારી નથી. તેને સારુ જીવતી પૂતળી અને નિશ્ચેષ્ટ કાષ્ઠની પૂતળી એકસરખાં હોવાં જોઈએ. પણ જે સ્ત્રીનું નામ સાંભળતાં વિકારવશ થાય છે, છતાં જે બ્રહ્મચર્ય પાળવા ઉત્સુક છે, તેણે તો કાષ્ઠની પૂતળીથી પણ દૂર ભાગવું પડશે.' (પૃષ્ઠ ૪૨, ૧૯૪૮ની આવૃત્તિ).

૧૯૪૬ના મધ્યમાં કોકે ગાંધીજીને પૂછ્યું કે, 'આપને એક દિવસનું રાજ મળે તો આપ શું કરો?' તો પોતે જવાબ આપ્યો કે, 'પ્રથમ તો એવું રાજ હું લઉં નહિ; પણ જો લઉં તો દિલ્હીના હરિજનનાં

ઝૂંપડાંરૂપી વાઈસરૉય (રાષ્ટ્રપતિ) ભવનનો મેલ છે, તે ધોઈ નાખું. એ હરિજનવાસમાં છે તેવી ગરીબાઈ ને ગંદકી વાઈસરૉય (રાષ્ટ્રપતિ)ના નાક આગળ જ હોય, તે શરમની વાત છે અને વાઈસરૉય (રાષ્ટ્રપતિ)ને આવા મોટા ઘરનું કામ શું? મારું ચાલે તો હું તેની ઇસ્પિતાલ કરી નાખું. ટ્રાન્સવાલના પ્રમુખ ક્રૂગરનું ઘર હતું તે જેમાં હું રહું છું તે બિરલાભવન જેટલું પણ સારું નહોતું.'

છેલ્લાં દસ વર્ષમાં દિલ્હીના હરિજનવાસમાં કાંઈ સુધારો થયો હોય તો સમાચાર-પ્રધાન આપણને જણાવે. અને જાગ્યા ત્યાંથી સવાર પડ્યું ગણાય; એટલે હજી પણ ગમે તે દિવસે રાષ્ટ્રપતિભવનનો ઇસ્પિતાલરૂપે કાયાપલટો કરી શકાય.

(ક્રમશઃ) **દેસાઈ વાલજી ગોવિન્દજી**

# આપણને ખાતાં પણ નથી આવડતું!

'અન્ન એ બ્રહ્મ — મૂળ કારણ છે!' 'અન્નમાંથી પ્રાણો ઉત્પન્ન થાય છે.' એવી સ્તુતિ જૂના તત્ત્વ-ગ્રંથોમાં વારંવાર સાંભળવા મળે છે. અન્ન જ આપણાં શરીરનો મુખ્ય આધાર છે. એ અન્નમાંથી જ શરીરની વિવિધ માનસિક કે આધ્યાત્મિક શક્તિઓ પણ પેદા થાય છે. અને તેથી અન્નશુદ્ધિને તત્ત્વજ્ઞાનીઓએ જીવન-સાધનાનું આવશ્યક અંગ માન્યું છે.' आहारशुद्धौ सत्त्व-संशुद्धिः ।

## ૧

પરંતુ નવી સંસ્કૃતિ — નવો સુધારો જાણે એ અન્નને કેમ સત્ત્વહીન, પરંતુ સુંવાળું અને રૂપાળું બનાવવું એ પેરવીમાં જ પડ્યો છે.

દુનિયાભરમાં મુખ્યત્વે ઘઉંની રોટી બનાવવામાં આવે છે. પરંતુ એ રોટી સુંવાળી કે ધોળી બનાવવા ઘઉંની ઉપરનો ભાગ ધોઈ કાઢી — ચાળી કાઢી, માત્ર અંદરનો નિઃસત્ત્વ ધોળો મેંદો જ ઉપયોગમાં લેવાય છે. તે મેંદો જીવનની દૃષ્ટિએ પોષક તો નથી જ, ઊલટો પરિણામની દૃષ્ટિએ મારક છે. 'जर्नल ऑफ होम इकोनॉमिक्स'માં પોષક-તત્ત્વના વિશેષજ્ઞોની સભાનો અહેવાલ ટાંકતાં જણાવ્યું છે: "માનવજાતિની પ્રતિભા સમાન બીજું કાંઈ જ નથી. પરંતુ નવાઈની વાત છે કે, એ જ માનવજાતિ આજે પોષકતત્ત્વોથી પૂર્ણ રોટી ખાવાનું નાપસંદ કરીને રોટીનો બાહ્ય આકાર-પ્રકાર તથા રંગ-રૂપને જ પસંદ કરે છે!"

પરંતુ એ તો હવે સાબિત થઈ ગયેલી વાત છે કે, મેંદાની રોટી ખાઈને માણસ પોતાના જીવનનું રક્ષણ કરી શકે એ અસંભવિત વસ્તુ છે.

શ્રી. મૅક્કેન પોતાના 'સાયન્સ ઑફ ઈટિંગ' નામના પુસ્તકમાં નોંધે છે કે, ૧૯૧૩માં બ્રાઝિલથી બોલિવિયા સુધીની રેલવે-લાઈન નંખાતી હતી, ત્યારે હજારો મજૂરો કામે લાગ્યા હતા. તેઓનો તે વખતે મુખ્ય ખોરાક અમેરિકાથી આવતી રોટી જ હતો. તે રોટીને તેઓ વધુ પોષક અને શક્તિપ્રદ માનતા હતા.

થોડા વખત બાદ એ મજૂરોમાં વિચિત્ર લક્ષણો દેખાવા લાગ્યાં. કામ કરતાં કરતાં તેઓ પગના અંગૂઠા જમીન ઉપર ઘસ્યા કરતા. થોડા દિવસ વધુ ગયા એટલે તો ખરેખર તેઓ જમીન સાથે પગ ઘસતા જ થઈ ગયા. તે પછી તેઓના ઘૂંટણ ઉપર સોજા આવવા લાગ્યા, અને તેમનો શ્વાસોચ્છ્વાસ ધીમો પડવા લાગ્યો. તેમના હૃદયની ગતિ તેજ થઈ ગઈ. બહુ જ થોડા વખતમાં છ હજારમાંથી ચાર હજાર મજૂરો મરી ગયા. તેઓના મૃત્યુ પછીના સંશોધનથી માલૂમ પડ્યું કે, મેંદાની રોટીનો જ તેમનો મુખ્ય ખોરાક હતો તેથી વિટામિન બી-૧ તથા बी-कॉम्प्लेक्सને અભાવે જ તેઓનું મૃત્યુ થયું હતું.

તેવું જ ૧૯૧૯માં જર્મન જહાજ क्रोमप्रींज गिलहेल्मના કિસ્સામાં બન્યું હતું. તેના ખલાસીઓ અંગ્રેજ તથા ફ્રેંચ સ્ટીમરોને સમુદ્રમાં ડુબાડ્યા કરતા, અને તે સ્ટીમરોમાંથી મળતા મેંદા તથા

ટીનબંધ ખોરાક ઉપર જ જીવતા. તેઓ કોઈ પણ બંદરમાં ગયા વિના ૨૫૩ દિવસ સમુદ્રમાં જ રખડતા રહ્યા. પરંતુ ૨૩મી ફેબ્રુઆરી ૧૯૬૫ના દિવસે એક ફ્રેંચ પેસેન્જર–સ્ટીમર ડુબાડ્યા બાદ, જર્મન ખલાસીઓમાં પગની વિચિત્ર બીમારી ફાટી નીકળી. તેઓ પગ ઉપર ઊભા રહી શકતા નહિ. તેમને લાગ્યું કે, પેલી ડૂબેલી ફ્રેંચ સ્ટીમરના મુસાફરોનો શાપ તેમને લાગ્યો છે અને તેઓનાં ભૂત તેમને આ રીતે કનડે છે! પણ પછી તેમની દાક્તરી તપાસ થતાં માલૂમ પડ્યું કે, તેઓની બીમારીનું કારણ પણ બોલિવિયાના મજૂરો જેવું જ હતું. તેમને ઘઉંની થૂલી તથા આખા ઘઉંના લોટની રોટી, તથા તાજાં શાકભાજી ખવરાવવાનું શરૂ કરતાં જ તેઓ સાજા થઈ ગયા!*

## ૨

ચોખાનું પણ તેમ જ છે. ચોખાને ધોળા કરવા તથા રાંધતી વખતે દાણેદાણો છૂટો રહે તેવા કરવા તેમની ઉપરનાં બધાં પડ 'પૉલીશ' કરી નાખવામાં આવે છે. તેથી ઘણી સત્ત્વવાળી ખાદ્ય વસ્તુ નાશ પામે છે. ગયા વિશ્વયુદ્ધ પછી આપણા દેશમાં રૅશનિંગ ચાલતું હતું ત્યારે ચોખા ઉપરનું એ પૉલિશ-કામ ઓછું કરવાનું ફરજિયાત કરવામાં આવ્યું હતું. તેથી ખાવા માટેના ચોખાના કુલ વજનમાં પણ ૩·૮ ટકાથી માંડી ૫ ટકા જેટલી બચત થાય છે — વધારો થાય છે, એમ ગણાતું. પરંતુ આઝાદી બાદ બધું સુધરી ગયું, એટલે પાછું પૉલિશ-કામ શરૂ કરી દેવામાં આવ્યું. આજે હવે ફરી ચોખાની તંગી ઊભી થઈ છે ત્યારે એ પૉલિશ-કામને ઓછું કરાવી ચોખાના કુલ વજનમાં બચત કે વધારો કરવાનું આપણી સરકારને અથવા આપણ સૌને સૂઝવું જોઈએ. તેને બદલે મોટી મોટી લૅબોરેટરીઓમાં મગફળીના ભૂકાના બનાવટી ચોખા બનાવવાના પ્રયોગો કરી, બનાવટી ચોખા બનાવવાનાં કારખાનાં નાંખવાની વાત જ, સરકારનું ધ્યાન રોકી રહી છે.

ચોખાની મિલો, મૂળે તો ઇંગ્લંડની સાળોને વણતી વેળા સૂતર ઉપર કાંજી ચડાવવા માટે વાપરવા ચોખા લઈ જવા માટે, અંગ્રેજોએ હિંદમાં ઊભી કરેલી. ચોખા ઉપર સત્ત્વવાળાં પડ કાયમ રહે અથવા તેની સુંદર ફૂસકીથી તે ચોખા લપેટાયેલા રહે, તો વરાળ-યંત્ર વિનાનાં વહાણોમાં લાંબી મુસાફરી દરમ્યાન તે વહેલા સડી જાય. તેથી તેમને ફૂસકી વગરના — માત્ર કોરા સ્ટાર્ચ રૂપ બનાવી મૂકવા આ મિલો આપણે પૈસે અંગ્રેજોએ નંખાવેલી. ચોખાના સ્ટાર્ચ ઉપરનાં, કાંજી માટે નિરુપયોગી એવાં, પડ કાઢી નાંખવાથી વહાણમાં વધુ વજનના ચોખા પણ ભરી શકાય. પરંતુ પછી તો આપણે ખાવા માટે પણ એ પૉલિશ-ચોખા (અર્થાત્ વણવામાં વાપરવાની કાંજી માટેનો કોરો સ્ટાર્ચ) વાપરવા માંડ્યા. અને અત્યારે જ્યારે આપણે ત્યાં અને આખી દુનિયામાં પણ ચોખાની પેદાશ ઘટી છે, અને ચોખાની તંગી વરતાય છે, ત્યારે પણ આપણને ચોખાના વજનમાં અને તેથી મળતા પોષણમાં વધારો કરવાની આ નાની પણ ઉપયોગી બાબત સૂઝતી નથી.

ચોખા ઉપરનાં જે પડ આપણે પૉલિશ કરીને કાઢી નાખીએ છીએ, તે અંગે નીચેની માહિતી અમેરિકાના 'ન્યૂ આઉટલૂક' માસિકના ઑક્ટો૦ ૧૯૫૭ના અંકમાં છે.

આર્મિ બાયોલૉજિકલ વૉરફેર રીસર્ચ સેન્ટર (અર્થાત્ જંતુવિજ્ઞાનની મદદથી યુદ્ધો લડવા માટે માહિતી શોધનારું કેન્દ્ર) ઘણા વખતથી વનસ્પતિ ઉપર થતા ચેપી રોગોના ઝેરનું મારણ શોધ્યા કરતું હતું. હવે લૅફ્. ટી. સી. ઍલન અને ડૉ. કા'ને જાહેર કર્યું છે કે, ચોખા ઉપરની પૉલિશ કરીને કાઢી નાખેલી ફૂસકીમાંથી તેમને એવો અર્ક જડ્યો છે કે જે અનેક જાતના છોડવાઓ ઉપર થતા અને વધતા ઝેરી ચેપોનો નાશ કરવામાં

---

*ઘઉંના મેંદાને લગતી આ બધી માહિતી 'ઓરિએન્ટલ વૉચમૅન પબ્લી૦ હાઉસ'ના પત્રની હિંદી આવૃત્તિ 'स्वास्थ्य और जीवन' નવે૦ '૫૭ના અંકમાંથી છે.

રામબાણ નીવડ્યો છે. એ ઝેરી ચેપથી મુક્ત બનેલા છોડવા પછી નીરોગી બની જાય છે અને ફૂલે-ફાલે છે.

એ સંશોધકોને માલૂમ પડ્યું કે, ચોખાના ફૂસકામાંનો એ અર્ક માનવ શરીરમાં થતા અને વધતા કેટલાય ઝેરી ચેપોનો ( 'વાઇરસ'નો ) નાશ કરવામાં ઉપયોગી નીવડશે.

'ન્યૂ આઉટલૂક'નો લેખક છેવટે નોંધે છે કે, આ ઉપરથી ચોખા તથા બીજા અનાજ ઉપરનો ભાગ વધારેપડતો પૉલિશ કરી નાખ્યા વિના જ તે અનાજોને ખાવાની વાતને વધુ નક્કર ટેકો મળે છે.

૩

બે કે ત્રણ વર્ષ પહેલાં કોલંબિયા યુનિવર્સિટીનું દંત-વિજ્ઞાનીઓનું એક મંડળ આફ્રિકાના આદિવાસીઓમાં આધુનિક આરોગ્યશાસ્ત્રની માહિતીનો પ્રચાર કરવા તથા તેમને આધુનિક સાધન-સામગ્રીનો ઉપયોગ શીખવવા ગયું હતું. પરંતુ તે મંડળના સભ્યોના દાંત — બનાવટી તેમજ સોનું-ચાંદી ભરેલા — જોઈને જ પેલા આદિવાસીઓને 'દાંત આવ્યા' - હસવું આવ્યું! તેમને હસતા જોતાં જ તેમના સુંદર, નીરોગી ધોળા દાંત જોઈ, તેમને દંતવિજ્ઞાન શીખવવાને બદલે આ મંડળ તેમના દાંતની આવી સુસ્થિતિનો અભ્યાસ જ કરવા મંડી ગયું! તેમણે નક્કી કર્યું કે, પોચા, સુંવાળા, તથા રાંધેલા ખોરાકો ખાવાથી જ દાંત બગડે છે; પરંતુ કઠણ, અર્ધાપર્ધા રાંધેલા પદાર્થો ખાવાથી દાંતનાં પેઢાંને કસરત મળે છે તથા દાંત વગર બ્રશ કર્યે સાફ થઈ જાય છે! શ્રી. ફૉક્સ જણાવે છે કે, તાજાં, રાંધ્યા વિનાનાં શાક-ફળ જ ઉત્તમ બ્રશ છે — ઉત્તમ દાતણ છે. અમેરિકામાં આજે ૨ કરોડ ૧૦ાા લાખ લોકોના મોંમાં બનાવટી દાંત જ છે; અને ૨ કરોડ બાળકોના દાંત ક્યારના બગડી ચૂકેલા છે.

બહુ રાંધીને સુંવાળા — પોચા તથા ખાંડ મેળવીને ગળ્યા બનાવી દીધેલા પદાર્થો મોટે ભાગે ખાનારના દાંત જલદી બગડી જાય છે, પડી જાય છે તથા પાછળ હોજરી અને આમવાતનાં દરદો મૂકતા જાય છે.

— ગો૦

# નિમકને માટે ચાટે છે!

"ભાઈ, તું મારું બધું દૂધ દોહી લે છે. મારા વાછડા માટે જરાયે બાકી રાખતો નથી! પછી એ દૂધમાં પાણી ભેળવીને એને તું વેચે છે. લોકો એથી એમ માને છે કે, મારું દૂધ જ પાણીવાળું છે. મારા દૂધની આવી નિંદા મારાથી સહન થતી નથી!" ગાયે ગોવાળની સામે પોતાની દરખાસ્ત રજૂ કરી. પછી ગાયનું હૈયું ભરાઈ આવ્યું અને તે મમતાથી પોતાના બચ્ચાને ચાટવા લાગી.

ગાયની એ વાત ગોવાળની સમજમાં ન આવી.

પાસે જ એક ભેંસને બાંધવામાં આવી હતી. તે ગાયને કહેવા લાગી: "દૂધ તો આ માણસ ટીપેટીપું નિચોવી લે છે; પરંતુ પેટપૂરતું ખાવાનુંયે આપણને એ આપતો નથી, બહેન!"

પોતાની નજરની સામે તાજું કાઢેલું દૂધ લઈ જવા માટે એક દાક્તર પોતાના પરિવાર સાથે ત્યાં આવ્યો હતો. તે ગોવાળને કહેવા લાગ્યો: "જો ભાઈ, તું દૂધમાં પાણી ભલે મેળવે. પરંતુ મહેરબાની કરીને ગંદું પાણી કદીય મેળવતો નહીં, સમજ્યો કે?"

"જુઓ દાક્તર સાહેબ," ગોવાળે આંખ પહોળી કરતાં કહ્યું: "મારી આગળ આવી વાત કરશો નહીં. હું ક્યારેય દૂધમાં પાણી મેળવું છું ખરો કે?" તેણે પોતાનું દૂધ દોહવાનું વાસણ ઊંધું વાળીને એ બતાવતાં કહ્યું. પછી તેણે જોરથી વાસણ પર ટકોરા માર્યા અને દાક્તર સાહેબને પૂછ્યું: "મહેરબાન સાહેબ, સાંભળો; આ અવાજ ખાલી વાસણનો છે ને?" અને તે ઝડપથી ગાય દોહવા લાગ્યો.

દાક્તરની સાથે એનો કમ્પાઉન્ડર પણ હતો. તેણે જણાવ્યું કે, આજકાલ ગોવાળો ગાયોને ખૂબ નિમક ખવડાવે છે. તેથી ગાયનું દૂધ પાતળું થઈ જઈને વધારે પ્રમાણમાં નીકળે છે.

ગોવાળ બોલ્યો: "જો અમને દૂધનો ભાવ બરોબર આપવામાં આવતો હોય, તો દૂધમાં કોઈને મિલાવટ કરવાની જરૂર શી પડે?"

એ સાંભળીને દાક્તરની પત્નીએ કહ્યું: "તું ક્યાં ઓછો ભાવ લે છે? અમે કેટલોય ભાવ આપીએ તોયે તમને બધાને એવી બૂરી આદત પડી ગઈ છે કે દૂધમાં સેળભેળ કર્યા વિના ચેન જ પડતું નથી. ભાવ ભલેને વધારે આપવામાં આવે, છતાં તમે આ કુટેવ કંઈ ઓછી છોડી દેવાના છો?"

ગોવાળ પણ કોઈથી ગાંજ્યો જાય એવો ન હતો. તેણે તોરમાં જવાબ આપ્યો: "આજકાલ ઘાસચારાનો શો ભાવ છે, એ તમે જાણો છો ખરાં કે? તમને તમારા પગારમાં વધારો થયો છે એ દેખાતો નથી; ફક્ત અમારા દૂધનો ભાવ જ આંખે ચડે છે. બાઈસાહેબ, મોંઘવારી બધી બાજુએ વધી રહી છે."

ગાયનો વાછડો આ બધી વાત સાંભળતો હતો. પરંતુ એ બાપડાને એમાં કશું સમજાયું નહીં. દૂધ કોને કહેવાય અને એમાં પાણી શા માટે મેળવવામાં આવે છે, એ તે સમજી જ શક્યો નહીં.

તે પોતાની માને પૂછવા લાગ્યો: "મા, મા, આ લોકો શું કહી રહ્યા છે? દૂધ એ શી વસ્તુ છે?"

બિચારી ગાય શો જવાબ આપે? એની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે બાપડી પોતાના બચ્ચાને વહાલથી ચાટવા મંડી પડી.

આ બાજુ દાક્તરના નાના દીકરાએ એમને પૂછ્યું: "પિતાજી, ગાય વાછડાને શા માટે ચાટે છે?"

દાક્તરે એવા પ્રકારનું સાહિત્ય ખૂબ વાંચ્યું હતું. તે બોલ્યા: "બેટા, ગાયને નિમકની જરૂર રહે છે; વાછડાને ચાટવાથી એ તેને મળી રહે છે."

દાક્તર સાહેબે ખૂબ ખૂબ ભણીને પોતાના હૃદયને પથ્થરની પેઠે કઠોર બનાવી નાખ્યું હતું.

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય
અનુ૦ મુ૦ ક૦

# દારૂબંધીની તરફેણમાં

૧

## દારૂ કે કેળવણી ?

જર્મન મેડિકલ એસોસિયેશનનો અહેવાલ જણાવે છે કે, ઈ. સ. ૧૯૫૬માં જર્મનીએ ૩ અબજ ડૉલર (આશરે પંદર અબજ રૂપિયા) દારૂ અને તમાકુ પાછળ ખર્ચ્યા હતા; ત્યારે કેળવણી અને સાંસ્કૃતિક બાબતો પાછળ ૧ અબજ ૨૫ કરોડ ડૉલર (આશરે સવા છ અબજ રૂપિયા) ખર્ચ્યા હતા. અર્થાત્ અર્ધાથી ઓછા !

૨

## સ્ત્રીઓના સરખા હક

દારૂના વ્યસનમાં પછી એવી સ્થિતિ આવે છે કે જ્યારે એનું વ્યસન માનસિક આદત મટી શારીરિક રોગ બની જાય છે. એ સ્થિતિ વૈદકીય દૃષ્ટિએ કરુણ તથા દુઃખદ મનાય છે. દારૂના રોગ બાબતની અમેરિકાની નેશનલ કાઉન્સિલના એસો૦ ડિરેક્ટર જણાવે છે કે, અમેરિકામાં ત્રણ જ વર્ષ પહેલાં દારૂના રોગીઓમાં દર છ જણે એક સ્ત્રીનું પ્રમાણ હતું. આજે હવે તે વધીને દર પાંચ જણે એકનું બની ગયું છે. અર્થાત્ દેશના ૪૫ લાખ એવા રોગીઓમાં ૯ લાખ સ્ત્રીઓ છે. ઉપરાંત, એ જ કબૂલ કરે છે કે, ખરા રોગીઓમાંથી માત્ર દશ ટકા જેટલા જ બહાર બીજાને જાણવા મળે છે. અર્થાત્ અમેરિકામાં ખરી રીતે સાડા ચાર કરોડ 'દારૂના રોગી' છે; અને તેમાં ૯૦ લાખ સ્ત્રીઓ છે.

૩

## ગેરહાજરી અને અકસ્માત

હડતાળને લીધે અમેરિકામાં બગડતા દરેક કામગાર-દિન દીઠ, દારૂ પીને છાકટા બનવાને કારણે ત્રણ કામગાર-દિન બગડે છે. દરરોજ અમેરિકામાં છાકટા બનીને ૧૭૫,૦૦૦ માણસો નોકરી ઉપરથી ગેરહાજર રહે છે; અર્થાત્ દર વર્ષે છ કરોડ કામગાર-દિન બગડે છે.

એક ગણતરી પ્રમાણે, અમેરિકામાં અકસ્માતથી દર અઢાર મિનિટે એક માણસ મરી જાય છે; તથા મિલકતનું નુકસાન દરેક કલાકે આઠ લાખ ૭૫ હજાર રૂપિયા જેટલું (પોણા બે લાખ ડૉલર) ચોવીસે કલાક થયાં કરે છે. ઈ. સ. ૧૯૫૨માં, પીધેલા ડ્રાઇવરોએ ૧૦,૦૦૦ માણસો ચગદી માર્યાં અને ૩ લાખ ૪૦ હજાર વધુ માણસોને ઘાયલ કરી મૂક્યાં.

૪

## દારૂનો દેશ : ફ્રાન્સ

ઇટલીમાં લોકો જણ દીઠ વરસે દહાડે ૧૯ ક્વાર્ટ શરાબ પીએ છે (૧ ક્વાર્ટ = ¼ ગેલન), અમેરિકામાં ૯, બ્રિટનમાં ૬, અને હૉલેન્ડમાં ૨. પરંતુ ફ્રાન્સમાં પુરુષ દીઠ ૪૮ ક્વાર્ટ પિવાય છે અને સ્ત્રી દીઠ ૧૬ ક્વાર્ટ. અર્થાત્ સરેરાશ જણ દીઠ ૩૨ ક્વાર્ટ.

ઈ. સ. ૧૯૫૬માં ૧ લાખ ૭૬ હજાર અકસ્માતો થયા, તેમાંથી ૫૦ ટકા તો ડ્રાઇવર પીધેલ હોવાને કારણે હતા. તે અકસ્માતોમાં ૮૦૦૦ માણસો માર્યાં ગયાં.

ફ્રાન્સમાં પીણાં માટે ૪૦૦,૦૦૦ કાફે છે, ૧૪૩,૦૦૦ શરાબનાં પીઠાં છે, અને ૫૦,૦૦૦ રસ્તા ઉપરની દુકાનો છે. અર્થાત્ દર ૯૩ માણસે એક મથક !

ફ્રાન્સમાં ૨,૫૦૦,૦૦૦ વાડીઓ છે; પરંતુ ૩,૬૫૦,૦૦૦ વ્યક્તિઓને પોતાની વાડીઓમાં દર વર્ષે ૧૪ ક્વાર્ટ જેટલો જકાત-મુક્ત દારૂ ઘર-વપરાશ માટે ગાળવાના પરવાના અપાયા છે ! પરિણામે દર વર્ષે ત્યાં ૮,૮૦૦,૦૦૦ ગૅલન દારૂ વેચવા માટે ગેરકાયદે ગળાય છે.

ફ્રાન્સના લોકો પોતાની આવકનો ૧૦ ટકા ભાગ પીણાં પાછળ ખર્ચે છે; અર્થાત્ કેળવણી પાછળ ખર્ચે છે તેથી બમણો !

સરકાર દારૂમાંથી જેટલો કર મેળવે છે, તેનાથી ત્રણ ગણો ખર્ચ તેને દારૂડિયાઓ અને તેમના કુટુંબની સંભાળ, કેદખાનાં અને દારૂઉદ્યોગોને મદદ પાછળ ખર્ચવા પડે છે. ફ્રાન્સ દેશ જ એક નવાઈ-

નો દેશ છે, જ્યાં દારૂઉદ્યોગને દર વર્ષે ૨૫ કરોડ રૂપિયા (પાંચ કરોડ ડૉલર) મદદ તરીકે અપાય છે. કહેવાય છે તો એમ કે, ખેતીવાડીની વધારાની પેદાશ ખરીદી લેવા માટે તે મદદ અપાય છે. પરંતુ ખરી રીતે તે દારૂ ગાળવા માટેની દ્રાક્ષ, ફળો વગેરેની પેદાશને મદદ આપવા પાછળ જ ખરચાય છે. દર વર્ષે સરકાર ૮ કરોડ ૮૦ લાખ ગૅલન દારૂ ખરીદી લે છે; તેમાંથી ચાર કરોડ ગૅલન જ ખોટ ખાઈને પણ વેચી શકાય છે.

—'ઍલર્ટ' (અમેરિકન આવૃત્તિ)
ઑક્ટો૦–ડિસેં૦ ૧૯૫૭.

૫

### જાહેરખબરની દુનિયા

અમેરિકાની રાજધાનીમાં રહેતું દરેક કુટુંબ દિવસના પંદર કલાક દરમ્યાન રોજ ૧૫૧૮ જાહેરખબરોની અસર હેઠળ આવે છે – છાપાં, રેડિયો, ટેલિવિઝન મળીને. ૧૯૩૮માં અમેરિકાની જાહેર જનતાએ એક વરસમાં સાડા નવ અબજ રૂપિયાના ખર્ચની જાહેર ખબરો વાંચી, જોઈ, કે સાંભળી હતી. અર્થાત્ વસ્તીના ઘટક દીઠ ૭૫ રૂપિયાની.

પરંતુ ૧૯૫૬માં એ રકમ વધીને ૪૯ અબજ ૫૦ કરોડ રૂપિયા થઈ, અર્થાત્ ઘટક દીઠ ૩૦૦ રૂપિયાની.

અમેરિકાના 'લાઈફ' નામના સામયિકની ૧૯૫૬માં જાહેરખબરની આવક ૫૫ કરોડ ૯૨ લાખ રૂપિયાની હતી. તેમાં દારૂની જાહેરખબરોની આવક ૬ કરોડ રૂપિયાની હતી, સિગરેટોની બે કરોડ રૂપિયાની, દવાઓની અઢી કરોડની, કેન્ડી અને હળવાં પીણાંની સવા કરોડ રૂપિયાની, ઝવેરાતની બે કરોડની, શૃંગાર–પ્રસાધનોની સાડા ચાર કરોડ રૂપિયાની, મોટરોની સાડા ચાર કરોડ રૂપિયાની, કપડાંની ૫ કરોડ રૂપિયાની અને ખોરાકની દશ કરોડ રૂપિયાની હતી. બાકીની રકમ ઘર-શૃંગાર, ઘર-સાધન, રેડિયો અને મનોરંજનની હતી.

૬

### બાઇબલ અને દારૂ

બાઇબલમાં દારૂ શબ્દ ૨૬૧ વખત આવે છે. તેમાંથી ૧૫૧ પ્રસંગે દારૂ અંગે ચેતવણી આપવામાં આવી છે, અને ૭૧ પ્રસંગે ચેતવણી તથા ઠપકો બંને. ૧૨ પ્રસંગે તેનો હળાહળ ઝેર તરીકે ઉલ્લેખ છે અને પાંચ પ્રસંગે તો તેનો સ્પષ્ટ નિષેધ ફરમાવવામાં આવ્યો છે.

૭

### દારૂની આવક અને ખર્ચની સરખામણી

| રાજ્યનું નામ | વર્ષ | દારૂવેરાની આવક રૂપિયા | દારૂ અંગે રાજ્યને નુકસાન તથા ખર્ચ રૂપિયા |
|---|---|---|---|
| મેસેચુસેટસ | ૧૯૪૩ | છ કરોડ ૫૫ લાખ | ૨૩ કરોડ |
| યુટા | ૧૯૫૫ | બે કરોડ | ૩ કરોડ |
| કૅલિફોર્નિયા | ૧૯૫૫ | ઓગણીસ કરોડ | (૧૯૫૩માં) ૧ અબજ ૫૦ કરોડ |
| મેકલનબર્ગ-કાઉંટી (નૉર્થ કૅરોલીના રાજ્ય) | ૧૯૫૫ | ૧૦ કરોડ (આખા નૉર્થ કૅરોલિના રાજ્યની) | ૨૫ કરોડ (માત્ર મેક૦ કાઉંટીનું) |

અર્થાત દારૂના કરને આવકનું સાધન માનનારાઓને આ આંકડા સાચા બોધપાઠરૂપ છે. સિવાય કે, વ્યસનીઓ પાસેથી માત્ર કર ઉઘરાવી લઈ, તેમની પાછળ કશું ખર્ચ ન કરવું હોય તો ભલે! બાકી દારૂની આવક કરતાં છેવટે ખર્ચ જ વધુ કરવાનું થાય છે અને માનવ દુઃખ–વેદના–કરુણતા સરજાય તે વધારામાં!

ઈ. સ. ૧૯૫૬માં અમેરિકામાં થયેલા બધા અકસ્માતોનું કુલ ખર્ચ ૫૪ અબજ રૂપિયા અંદાજવામાં આવ્યું છે (૧૦,૮૦૦,૦૦૦,૦૦૦ ડૉલર). એટલા પૈસામાંથી અમેરિકાના દરેક પુરુષ સ્ત્રી અને બાળકનાં કપડાંનું ખર્ચ નીકળી જાય!

ઈ. સ. ૧૯૫૫માં અમેરિકામાં શરાબી પીણાંનું ખર્ચ ૫૦ અબજ રૂપિયા હતું (૧૦,૦૯૦,૦૦૦,૦૦૦ ડૉલર). અર્થાત્ વસ્તીના જણ દીઠ ૩૦૦ રૂપિયા, અને ૫ કરોડ ૫૦ લાખ પીનારાને જ ગણીએ, તો જણ દીઠ ૭૭૫ રૂપિયા હતું.

—'લિસન' (અમેરિકા) ઑક્ટો૦–ડિસેં૦ ૧૯૫૭.

—ગો

# ઇજનેરીની પરિભાષા

ગુજરાત યુનિવર્સિટીનો ઠરાવ છે કે, બધી વિદ્યાઓ ગુજરાતી દ્વારા શીખવવી. તે મુજબ આ વરસે તેની બધી કૉલેજોમાં અભ્યાસના ત્રીજા વરસમાં આ ફેરફાર દાખલ થાય, એમ તે ઠરાવ જણાવે છે. ઇજનેરી, દાક્તરી, વકીલી વગેરે બધી વિદ્યાશાખાઓને પણ આ લાગુ પડે છે.

આમાં રસ લઈ એક ઇજનેર અમુક પરિભાષા યોજીને મોકલે છે, તેને માટે તે ધન્યવાદ અને અભિનંદનને પાત્ર છે.

એક એવો વાદ કેટલાક ચલાવે છે કે, વિજ્ઞાન અને યંત્રોદ્યોગવિદ્યાઓમાં હજી અંગ્રેજી માધ્યમ વગર નહીં ચાલે. આ એક સાવ અવળી વાત લાગે છે. બલ્કે, આ વિદ્યાઓ તો વિશેષે કરીને ક્રિયાત્મક છે, એટલે તે પૂરતી જ અમુક ભાષા જોઈએ. પરિભાષાના શબ્દો, સંજ્ઞાઓ ઇ૦ સારી પેઠે જરૂરનાં હોય; પણ તે તો મૂળ અંગ્રેજી ચાલુ રાખી શકાય. પછી જે ભાષા જોઈએ તે સાવ સાદી અને સીધી હોય છે. તેમાં કાંઈ મુશ્કેલી નથી; બલ્કે, તેમ કરવાથી વિદ્યા સારી અવગત થશે, એ સંગીન લાભ છે.

પરિભાષાની વાત કરું છું ત્યારે એક મિત્રે મને ઇજનેરીનાં બે ગુજરાતી પુસ્તકો બતાવ્યાં, તેનો ઉલ્લેખ પ્રસ્તુત બને છે. તેમાંનું એક તો ૧૯૧૪માં છપાયેલું છે. વડોદરાના કળાભવનમાં બધી વિદ્યાઓ ગુજરાતીમાં જ શિખવાતી. સ્વ૦ ગજ્જરે તે વખતે આ બાબતમાં ભારે કદરપાત્ર કામ કરી બતાવેલું. પછીના જમાનામાં આ પરંપરા તૂટી. નહીં તો આજે વિજ્ઞાન અને યંત્રોદ્યોગની અનેક વિદ્યાઓનું શિક્ષણ સહેજે ગુજરાતીમાં ચાલતું મળી રહેત. આ તાંતણો ફરીને સાંધવો એ કામ હવે ઉપાડવાનું આવે છે. તે કામ, અનુભવી અને વિદ્યાપ્રેમી ઇજનેરો ધારે તો, સહેજે કરી શકે. બલ્કે, એમનો એ ધર્મ છે. આમ કરીને તેઓ જ ઇજનેરીના સાચા શિક્ષણને મદદ કરી શકે છે. તેવો પ્રયત્ન નીચેના લેખમાં એક ઇજનેર મિત્ર શરૂ કરે છે, તે આપણા શિક્ષણ માટે સારી વાત છે.

૩-૧૨-'૫૭

—મ૦

રાણાવાવ, ૪-૧૧-૧૯૫૭

**તંત્રીશ્રી,**

"જુદા જુદા ક્ષેત્રે વૈજ્ઞાનિક પરિભાષા રચવાના થતા પ્રયત્નો જોતાં લાગે છે કે આ દિશામાં આપણે હજુ ઘણુંય કરવાનું છે. ધંધે ઇજનેર હોઈ મારા ક્ષેત્રમાં પણ આવા પ્રયાસો થાય તેવી સ્વાભાવિક જ મને આકાંક્ષા રહે. આ કામ કોઈ એક વ્યક્તિનું નથી. તેમાં ઘણાય લોકોનો સાથ જોઈએ. સહધંધેદાર મિત્રો સાથે ચર્ચાવિચારણા કરતાં કરતાં તેલ-એન્જિન (ડીઝલ તેલ એન્જિન)ના ભાગો માટે કેટલાક શબ્દો ઠીક લાગ્યા તેની યાદી કરેલ, તે આ સાથે મોકલું છું. આપના વિદ્વાન વાચકવર્ગ સુધી તે પહોંચે તે માટે તે આપના પત્રમાં છાપવા આપને વિનંતી કરું છું." એજ

. . . . ના વંદન.

### ડીઝલ એન્જિનના ભાગ

**A**

Air container हवा-टांकी
Air Duct हवा-नळी
Air vent हवा-बारी, हवा-द्वार
Assembly संयोजना, जोडाण
Automatic stopping gear स्वयं रोक रचना
Auxiliary equipment सहायक साधन, सहायक सरंजाम

**B**

Baffle रोधक
Balance weight समतोलक वजन, धडो
Barring bar फेरव दंड
Base बेठक, तळियुं, पायो, बेसणी
Bearing धरीधर; बेरींग
— Ball बोल बेरींग
— Roller रोल बेरींग
— Sleeve खोळ बेरींग
— Thrust धक्का बेरींग
Bend वांकियुं
Blank रूपरेख
Bolt बोल्ट
Boss पोलो दट्टो
Bracket खूणियो - युं
Bush अंतर खोळ, खोळियुं

**C**

Cage पींजरुं
Cam ठेसी
Cam-shaft ठेसी लाट
Cartridge टोटी
Chain सांकळ
Chain adopter सांकळ संयोजक
Chain drive सांकळ प्रेरण
Chain sprocket सांकळनुं दांताचक्कर
Chain wheel सांकळनुं दांताचक्कर
Charging line पूरक नळ – नळी
Circlip गोळ कमानबंध
Clamping screw जोडक पेच
Clip बंध
Cock नळ, चकली
Collar पट्टो, कांठलो
  — Split विभक्त पट्टो, फाडेलो कांठलो
Combustion chamber दहन-घर
Connecting link जोडक कडी
Cotter फाचर
Coupling जोडक
Crank हाथो
  — shaft हाथानी लाट
Cylinder नळाकार
Cylinder housing नळाकारनुं घर

**D**

Decompressor दाबछोड
Dial चगदुं, चकती
Dipstick डूबसळी

**E**

Eccentric विषमकेन्द्री, उत्केन्द्री
Eccentric rod विषमकेन्द्रीनो दंड
Eccentric strap विषमकेन्द्रीनो बंध

**F**

Fastening strip बंधनी पट्टी
Filter गळणी, गळणुं
  — Air हवा-गळणी, वा-गळणी
  — element गळणी मूळ
  — Fuel (oil) बळतण- (तेल-) गळणी
Flange फ्लेंज
Flywheel वेगचाक, फलाईव्हील, वेगचक्र
Fork चीपियो
Foundation पायो
Foundation bolt पाया-बोल्ट
Fuel connection बळतण-जोडाण
Fulcrum आधारबिंदु

**G**

Gasket वायुबंध
Gauge माप
Gauze झीणी जाळी
Gear दांता-चक्कर, रचना
  — Control नियामक रचना
  — Eppicyclic फूदडर्ती चक्र-योजना
Gear wheel दांताचक्र, दांताचक्कर
Gland गांठ
Governor नियामक
  — packing गांठनुं बंधन
Grease gun ग्रीस-पूरक
Grease nipple ग्रीसनी टोटी
Guide राहबर
  — Valve वालनो राहबर

**H**

Handle हाथो
Hand wheel हाथ-चक्कर
Heater तपावणुं
Heat-exchanger उष्मा-प्रतिद
Helical spring पेचाकार कमान
Hinge मिजागरुं
Hood छाजली–लुं

**I**

Impeller धकेलक
Injector पिचकारक, फुवारो
Inlet आयातमार्ग

**J**

Joint सांधो

**K**

Key चावी
Key wrench चावी पानुं

**L**

Ladder सीडी
Large end bearing मोटा छेडानी बेरींग
Lever उच्चालक, लीवर
Lifting block उच्चालक यंत्र

Liner खोळ, अंतर खोळ
Load indicator बोज-निर्देशक
— Normal ठीक बोज-निर्देशक
— Over अति बोज-निर्देशक
— Under कम बोज-निर्देशक
Lock nut ताळा चाकी
Lubricator ळीसक पूरक, तेल पूरक

**M**

Manifold बहुमुखी
— Air हवा बहुमुखी
— Exhaust निकास बहुमुखी

**N**

Name plate नाम तकती

**O**

Oil cooler तेल ठंडक, तेल ठारक
Oil thrower तेल फेंक
Operating rod चालक दंड, कारक दंड

**P**

Peg खींटी, खींटो
Pin पीन
— Rack दांतापट्टीनी पीन
— Set पीन
— Split फाडाळी पीन
Pipe नळ, नळी
— Air हवा नळी-ळ
— Delivery निकास नळी-ळ
— Exhaust निकास नळी-ळ
— Oil तेल नळी-ळ
— Outlet निकास नळी-ळ
— Suction चूसण नळी-ळ
Piston दट्टो
Platform मंच
Plug प्लग, दाटो
Plunger दट्टो
Plunger lifter दट्टानो दंड
Pointer कांटो
Pressure indicator दाब-दर्शक
Priming equipment प्रथम पूरक साधन
Pump पंप
— Air हवा पंप
— Fuel बळतण पंप
— Injector पिचकार पंप, फुवारानो पंप
— Oil तेल पंप
— Water पाणी पंप
Push rod धकेल दंड

**R**

Reducing nipple कमीकर टोटी
Regulating sleeve नियामक खोळ
Rod दंड
Roller रोल

**S**

Scraper छोलणी, छोल्क
Screw driver पेच प्रेरक, पेचियुं, डिसमिस
Silencer शान्तिकर
Shims तकती
Spanner पानुं
— Single ended एकमथ्थुं पानुं
— Double ended बेमथ्थुं पानुं
Spindle त्राक
Sprayer फूंकारक, फूंकणुं
Spring कमान, स्प्रिंग
— adjuster कमान समायोजक
Spring button कमान बटन
Stand स्टेन्ड, घोडी
Starter air cam चालक हवानी ठेसी
Strainer गळणुं-णी
Stress washer जोर वाईसर
Stud स्टड

**T**

Tank टांकी
— Fuel बळतण टांकी, तेल टांकी
Tap चकली, नळ
Taper pin ढळती पीन, फाचर पीन
Tappet टोप
— block टोपघर
Techometer गतिमापक
Thermometer गरमी मापक, उष्मा मापक, थरमामिटर
— Pocket खीसा थरमामिटर
Tray चोकी
— Drain निकास चोकी
Trip पकड-छोड, तोड-जोडणुं
— Safety सलामती पकड-छोड

U

Union जोड़क

V

Valve वाल, द्वार
— Air हवा वाल
— Control नियामक वाल
— Drain निकास वाल
— Exhaust निकास वाल
— Relief राहत वाल
— Return (non) प्रत्यागमन वाल ( अ )
— Safety सलामती वाल

W

Washer वाईसर
Weight वजन

હર્ષદરાય ર. ભટ

# પ્રશ્નપેટી

[ ભુજ–કચ્છની ગવર્નમેન્ટ કૉલેજમાં હોસ્ટેલમાં રહીને અભ્યાસ કરતા એક ભાઈએ તેમના તા. ૧૩–૧૧–'૫૭ના પત્રથી કેટલાક પ્રશ્નો લખી મોકલ્યા છે. આવા પ્રશ્નો બીજા પણ ઘણા વિદ્યાર્થી-મિત્રોને મૂંઝવતા હશે એમ માની, તે પ્રશ્નો તથા તેમનો મેં આપેલો જવાબ અહીં ઉતાર્યાં છે. ]

૧

## પ્રશ્નો

૧. ગુજરાત યુનિવર્સિટીએ ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી પસંદ કર્યું છે, તો આનાથી કાંઈ અત્યાર સુધીમાં ફાયદો થયો છે?

૨. પ્રથમ બે વર્ષ, એટલે કે 'ઇન્ટરમિડિયેટ' સુધી વિદ્યાર્થી ગુજરાતી ભાષા દ્વારા શીખે અને પછી તેને એન્જિનિયરિંગ, મેડિકલ અને તે ઉપરાંત સાયન્સના ઉચ્ચ અભ્યાસ માટે આગળ અભ્યાસ ચાલુ રાખવો હોય, ત્યારે તેને અંગ્રેજી ભાષા દ્વારા શીખવું પડે છે, તો એ વખતે તેને શું મુશ્કેલી નહિ પડે?

૩. ગુજરાત યુનિવર્સિટી એન્જિનિયરિંગ, મેડિકલ અને તે ઉપરાંત સાયન્સનો ઉચ્ચ અભ્યાસ ગુજરાતી દ્વારા શીખવવાનું કબૂલ કરે છે કે નહિ?

૪. આપને આ બાબતમાં એમ નથી લાગતું કે, આપણા વિદ્યાર્થીઓ અંગ્રેજી ભાષામાં બીજી યુનિવર્સિટી ( ભારતની ) ના વિદ્યાર્થીઓની સરખામણીમાં જરા પછાત રહી જશે?

૫. ત્રણ વર્ષના ડિગ્રી કોર્સ સંબંધી કાંઈ ઉપયોગી માહિતી આપી શકશો? આના શું લાભાલાભ છે?

## જવાબ

તા. ૨૧–૧૧–'૫૭

ભાઈશ્રી,

તા. ૧૩–૧૧–'૫૭ નો તમારો પ્રશ્ન-પત્ર મળ્યો. તેના જવાબ, તમે પૂછેલા પ્રશ્નોના ક્રમવાર ટૂંકમાં નીચે લખું છું:—

૧. માધ્યમ તરીકે ગુજરાતી, અને જેઓ તે ન વાપરી શકે તેઓ હિંદી, અને ૧૯૬૦ સુધી અંગ્રેજી માધ્યમ પણ વાપરી શકે, એ સારનો ધારો યુનિવર્સિટીએ નક્કી કર્યો છે. તેનાથી ચોખ્ખો ફાયદો થયો છે, એમ વિદ્યાર્થીઓ, શિક્ષકો, તથા પરીક્ષકો સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે.

૨. ઇન્ટર પછી આગળ બધી વિદ્યાશાખાઓનું માધ્યમ ફરતું જવું જોઈએ, એમ યુનિ૦નો સ્પષ્ટ ઠરાવ અને આજ્ઞા છે. એટલે ઇંટર પછી અંગ્રેજીમાં શીખવું પડે, એવી લાચારી નથી. તેથી મુશ્કેલી ન આવે તે ધ્યાનમાં લઈને જ યુનિ૦એ તેનો સ્ટૅટ્યૂટ ( નં.૨૦૬–૨૦૮— ગુજ૦ યુનિ૦ કાયદાની કલમ ૪ (૨૭)ની રૂએ ) ઘડ્યો છે. તે જોશો તો તમને આ બાબતમાં ખુલાસો મળી રહેશે.

૩. ત્રીજા પ્રશ્નનો ઉત્તર ઉપલા બીજા ઉત્તરમાં આવી ગયો છે.

૪. અંગ્રેજી ભાષા બરોબર ભણીએ તો બીજા કરતાં પછાત રહેવાનું કાંઈ કારણ જોતો નથી. જ્યાં સુધી ગુજરાતી પુસ્તકો પૂરતાં ન મળે, ત્યાં સુધી અને ત્યાર બાદ પણ અંગ્રેજી ગ્રંથો તો વાપરવાના છે જ. તે જો વપરાતા રહે અને અને શીખવનારાઓ ગુજરાતીમાં તે દ્વારા શીખવતા રહે, તો અંગ્રેજી સાથેનો સંપર્ક ચાલુ રહેશે જ.

અને બીજી યુનિ૦ઓ પણ પોતાનું માધ્યમ નહિ ફેરવે એમ કેમ માનવું જોઈએ? સૌ વિચાર કરે જ છે. એટલે ગુજરાત યુનિ૦ તેમાં પહેલ કરવાથી પછાત પડે એમ કહેવાય? બલ્કે, આવી દોરવણી આપવાનો યશ મેળવવાની તક તેને છે, એમ ગણવું જોઈએ.

૫. પદવી વર્ગ માટે ત્રણ વર્ષના અભ્યાસક્રમ બાબત ખાસ કાંઈ માહિતી આપી શકું એવી મારી સ્થિતિ અત્યારે નથી. તેનો વખત આવ્યે ઘટતી સ્પષ્ટતા યુનિ૦એ પ્રજાની આગળ કરવી જોઈશે, એમ માનું છું.

દા. સેવક . . .

૨

ઉબેર, જિ૦ ભરૂચ, ના એક શિક્ષકભાઈએ નીચેના બે સવાલોની યોગ્ય છણાવટ કરવા લખ્યું છે :—

(૧) પ્રાથમિક શાળાના ધો. ૫, ૬ અને ૭માં ફરજિયાત કાયદા મુજબ લગભગ ૧૧ થી ૧૩ વર્ષની ઉંમરનાં બાળકો અભ્યાસ કરતાં નજરે પડે છે. આવાં બાળકો પાસે વણાટકામ (સાળનું) લેવામાં આવે છે, તે આપની દૃષ્ટિએ બરાબર છે? અને જો બરાબર હોય, તો કઈ રીતે તે જણાવવા મહેં૦ કરશોજી.

(૨) પ્રાથમિક શાળાના ધો. ૧લામાં ગામડાનાં બાળકોને નીચે મુજબનાં બે પાઠ્યપુસ્તકો (૧) ચાલણગાડી અને (૨) પહેલી ચોપડી વધારે પડતાં ન ગણાય? કારણ કે, રજાઓ, વેકેશન જતાં માંડ માંડ છ કે સાત માસના અભ્યાસમાં ઉપરનાં બે પાઠ્યપુસ્તકો ગામડાંનાં બાળકોની કક્ષા બહાર ગણાય, એવું મારું માનવું છે. તો તે સંબંધમાં પણ યોગ્ય ચોખવટ કરવા નમ્ર વિનંતિ છે."

આ પ્રશ્નો મેં ગુજરાત કુમાર-વિનય મંદિરના આચાર્ય શ્રી. ચંદ્રકાન્ત ઉપાધ્યાયને આપ્યા અને કહ્યું કે, વિદ્યાપીઠની આપણી શાળાના અનુભવ પરથી જવાબ બતાવશો. તેમણે આપેલા જવાબ નીચે છે :—

૧. આપણે ત્યાં સાતમા ધોરણમાં વણાટ ચાલુ છે. છઠ્ઠા ધોરણમાં આ સાલથી વણાટ દાખલ કર્યું છે. પાંચમા ધોરણમાં ચાલુ સાલ તે દાખલ થઈ શકે એમ નથી. પાંચમા ધોરણમાં વણાટકામ દાખલ કરવું બરાબર લાગતું નથી. છોકરાની ઉંમરની દૃષ્ટિએ જોતાં લાગે છે કે, એને સાળ પર બેસતાં, વણતાં તેમ જ અન્ય પ્રક્રિયાઓ કરતાં ફાવે એમ નથી.

૨. પહેલા ધોરણમાં આપણે ચાલણગાડી તેમ જ પહેલી ચોપડી એમ બંને રાખી છે. તે પૈકી આખી ચાલણગાડી ૩૩ પગલાં (બધા પાઠો) અને પહેલી ચોપડીના ૨૦ પાઠોમાંથી ૧૫ પાઠો કરી શકાય છે. પાંચ વર્ષ પૂરાં કરીને આવેલાં બાળકોની સમજણશક્તિ ઓછી પડે છે. જ્યારે છ વર્ષ પૂરાં કરેલાં બાળકો પહેલા ધોરણમાં આવતાં હતાં, ત્યારે ચાલણગાડી આખી અને પહેલી ચોપડીના બધા પાઠો થઈ શકતા હતા.

હરિજન આશ્રમ, સાબરમતીનો આવો જ અનુભવ છે.

બીજા કોઈ આચાર્ય પોતાનો પ્રયોગશુદ્ધ અનુભવ કહેવા જેવો માને, તો લખી જણાવે, એવી વિનંતી છે.

૨-૧૨-'૫૭

૩

એક ભાઈનો પત્ર છે કે,

તા. ૨૨-૧૧-'૫૭

સેવામાં સવિનય લખવાનું કે આપની ઉપકુલપતિ-પદની નિમણૂકથી નવી પ્રણાલિકાનો જન્મ થયો છે. અમને એ અંગે ગૌરવ છે. ગુજરાતી ભાષા અને હિન્દી ભાષાનું ગૌરવ આપની નિમણૂકથી વધુ ઉજ્જ્વળ બનશે એમાં શંકા નથી. ભારતમાં એવી જ એક નવી પ્રણાલિકાને રાષ્ટ્રીય નજરે આપ જન્મ આપો કે B. A. ના કોર્સમાં (S.S.C. ની માફક) અંગ્રેજી વગર પણ B. A. થઈ શકાય; અને મુંબઈ સરકાર દ્વારા સમકક્ષ માન્ય સ્નાતકોને પણ M. A. માં બેસવાની છૂટ મળે. વિનીત-સાહિત્યરત્ન-સેવક-સુધાકર-પ્રભાકર જેવા હિન્દી જાણકારોને બીજા પ્રાંતોમાંની યુનિવર્સિટીઓમાં ફાંફાં મારવા કરતાં ઘરઆંગણે હિન્દીથી જ B.A., M.A. કરવાની સગવડ મળે. પછી ભલે તેમાં શિક્ષક હોય, માતૃભાષા ગુજરાતી હોય, હિન્દીની ઉચ્ચ પરીક્ષાઓ આપી હોય, એવાં બંધનો રાખીને કરવું હોય તો કરી શકાય. માન્ય શાસ્ત્રી પરીક્ષાવાળાઓને પણ M.A. સંસ્કૃત-હિન્દીમાં છૂટ મળે. ઈશ્વર આપને સુયશ અને દીર્ઘાયુ અર્પે. એ જ

તેમને એના જવાબમાં મેં જણાવ્યું કે,

તા. ૩-૧૨-'૫૭

ભાઈશ્રી,

અંગ્રેજી વગર યુનિ૦ અંદર પ્રવેશ આપવાનું આજના સંજોગોમાં અને અત્યારે વસમું લાગે છે. તે ભાષાનું સાધન વિદ્યાર્થી પાસે ન હોય, તો યુનિ૦ઓ આજે માધ્યમ ફેરવવા પણ તૈયાર થાય કે કેમ એ શંકા છે. એક દૂરના આદર્શ તરીકે તમારી વાત ઠીક છે. પણ તે સાધવા માટે, પહેલું તો માધ્યમ બદલવાનું કામ અને ગુજરાતી પુસ્તકો તૈયાર કરવાનું કામ સફળ રીતે કરવું જોઈએ. તે કામ સ્નાતકો અને બીજા પણ કરી શકે છે.

દા. સેવક . . .

**મગનભાઈ દેસાઈ**

# વિચારતરંગિણી

## ૧

### "તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો?"

એક અમેરિકન લેખકે ('મનસ', ૩–૭–'૫૭) 'ધી એજ ઑફ ક્લાઇમેક્સ' નામે લેખ લખ્યો છે. તેમાં તેણે મજાનો એક પ્રશ્ન છેડ્યો છે. તે કહે છે, આ યુગ એક આપત્તિ કે ઘાંટી જેવો છે. જ્યાં ત્યાં કોઈ વાતનો ઉકેલ નહીં, પણ આંટી કે કોયડો કે કટોકટી જ આવીને ખડાં થાય છે! આપણાં શાસ્ત્રોનો શબ્દ વાપરીને કહું તો, કોઈ વાતમાં ઊંડે ગયા કે, 'બંધન'નો અનુભવ આપણા યુગના ચિંતકોને ખૂબ જ સતાવે છે. તેને એ લેખક સમસ્યા-બંધ કહે છે. આપણાં શાસ્ત્રની ભાષામાં જેને કર્મ-બંધ કહીએ તે જ વસ્તુ એ છે. અને એ લેખક તેની ચર્ચામાં ગીતાના અર્જુનની આપત્તિ કે ધર્મસંકટ ટાંકીને સ્પષ્ટ શબ્દોમાં એમ કહે જ છે.

દુનિયાના સુધારાના ઇતિહાસથી જોઈએ તો અર્વાચીન ગોરા જગતનો આ યુગ છે. ત્યાં અનેક લેખકો ગ્રંથો ભરી ભરીને આ મૂળ માનવ સમસ્યા ચર્ચે છે. એમ જણાવીને તે લેખક સવાલ પૂછે છે કે, આ સમસ્યાનું સ્વરૂપ શું છે?

તે લેખક કહે છે, "આ સમસ્યા કે બંધનનો અનુભવ એક આગંતુક અકસ્માત છે, કે મૂળ માનવ અનુભવનો ભાગ એ છે? બીજા શબ્દોમાં કહીએ તો, આ સંસારમાં માનવીની મથામણ જે છે, તે ભૌતિક જ છે કે તેની પારની ભૂમિકાની છે?"

અને તે કહે છે, "જો તે આકસ્મિક ઘટના હોય, અમુક તમુક વખતે આવી મળતાં વિઘ્નોની જાળમાં પ્રસંગોપાત્ત ફસામણી જ હોય, તો તો સવાલ એટલો જ થયો કે, તે જાળને ઉકેલવાની યુક્તિ કે યંત્રતંત્ર (વિજ્ઞાનની મદદથી) શોધી કાઢવું. પણ જો તેમ ન હોય અને એ તો એક ઊંડી માનવ અનુભૂતિ હોય, તો બીજી રીતે વિચારવું પડે."

અને આમ જણાવીને તે કહે છે કે, આ જાતની માનવ સમસ્યાની ચર્ચા બે ગ્રંથોમાં મળે છે — બોએશિયસનો 'કૉન્સોલેશન્સ ઑફ ફિલૉસૉફી' અને ભગવદ્ગીતા. અને તે કહે છે કે, આ જાતની સમસ્યામાં મૂળ કારણ માનવને સ્વતંત્રતા કે મુક્તતાના અભાવનો (એટલે કે બંધનનો) અનુભવ થાય છે તે છે. પોતાથી કોયડાનો ઉકેલ કરી શકાશે એમ જો માનવને લાગે, તો પછી તેનો રસ્તો કે યંત્રતંત્ર યોજવાં એટલું વિજ્ઞાનકામ જ બાકી રહે; પણ જો તેમ ન લાગે અને લાચારી દેખાય, તો મનમાં હતાશા અને મૂંઝવણની આંટી પડે, એ ઉઘાડું છે.

એટલે, આજનો વિજ્ઞાનાભિમાની પાશ્ચાત્ય કહેશે, "વિજ્ઞાન દ્વારા આ ઉકેલી શકાય; કેમ ન ઉકેલી શકાય? મનુષ્ય-સ્વભાવ વિષેનું વિજ્ઞાન મદદ કરી શકે કે નહીં?"

અને તે લેખક આવા પ્રશ્નનો જવાબ આપે છે કે, એવી કશી મદદ આપે તે માટેની તૈયાર-રીતિ વિજ્ઞાન આપી નહીં શકે. જવાબ આપી શકે એમ જેને વિષે ધરાય એ વિજ્ઞાન એટલે માનસશાસ્ત્ર. આ શાસ્ત્ર કરી કરીને શું કરી શકે? માણસ શું છે એ તો આ શાસ્ત્ર નહીં જ કહી શકે. બહુ બહુ તો તે વિષેના ભ્રમ કે ગેરસમજો વગેરે દૂર કરી શકે; પણ ખરેખર માણસ શું છે, એ કહેવું તેનાથી ન બની શકે.

છતાં આજે વિજ્ઞાનાભિમાની મનુષ્ય આ સમસ્યાના ઉકેલ માટે યાંત્રિક અને તાંત્રિક રસ્તાની યુક્તિઓ ખોળ્યે જ જાય છે. જે કોઈ મૂંઝવણ આવે તેનો આ પ્રકારનો રસ્તો તે કર્યે જાય છે. કાંઈ નહીં તો એ આશાએ તે સંસારમાં આગળ ધપ્યે જાય છે. પણ તે ઉપરથી જો જોઈએ તો સવાલ ઊઠે છે કે, એ તે ખરેખર રસ્તો છે કે નવી ગૂંચવણ જ? એથી તો ઊલટી મૂળ સમસ્યા ઊંડે ઊંડેથી વધુ ને વધુ છતી થાય છે!

અર્વાચીન જગતની આંટી કેમ કરતાં ઊભી થઈ છે? એ લેખક એનાં ત્રણ કારણો બતાવે છે—
૧. પરદેશી સામ્રાજ્યમાં સૈકાંથી સબડતાં રાષ્ટ્રોનો

ઉદય, ૨. હજી બંધનમાં પડેલાંઓની ક્રાંતિનો ભણકાર, અને ૩. બીજું વિશ્વયુદ્ધ આવે તો ભયંકર સર્વનાશની બીક.

આ ત્રણ બાબતોથી, અર્વાચીન ગોરો, વિજ્ઞાન-બળને જોરે, અત્યાર સુધી ધમક-ભેર જે ચાલતો આવ્યો છે, તેનું તેવું ને તેવું ચાલતું નથી. તેથી તે ગૂંચવાયો છે; આ એની ગૂંચ છે. તેમાં એનાં જ્ઞાન-વિજ્ઞાન જે છે તે કામ નથી દેતાં, એથી એ અકળાય છે. એના નિવારણ માટે તે પોતાને જે લાધ્યાં છે તે ને તે સાધન વડે આગળ વધે છે અને તેમાં આખર કરવા પાછળ ધસે છે: હજી વધુ વિનાશક શસ્ત્રાસ્ત્ર-શક્તિ શોધે છે અને એની આરાધનામાં મંડ્યો રહે છે. પણ તેથીયે કશું વળતું દેખાતું નથી; હતો ત્યાં ને ત્યાં જ એ રહે છે. કેવળ ભૌતિક સંભાર વધારવાથી ભાર જ વધે છે; અંતર હળવું નથી થતું. ઊલટું અંતરમાં તો અંધારું વધે છે! બુદ્ધિબળના — વિજ્ઞાનના દીવે ચાલતી દુનિયાને તેનો દીવો ઊલટું અંધારું દેખાડે છે!

આ આજની ગોરી સંસ્કૃતિની સમસ્યા છે. અને તેના ઉકેલને માટે અર્વાચીન વિજ્ઞાને સંઘર્ષ અને વિગ્રહનો રસ્તો જાણ્યો છે, — અરે, એની ફિલસૂફી રચી છે! આથી તો એ ને એ જ ભુલભુલામણીમાં તે ચકરાયા કરે છે. લેખક કહે છે એમ, આખરે જોતાં પરિસ્થિતિ એ જ છે કે, મનુષ્ય સમસ્યામાં સપડાયો છે, અને તેથી છૂટવાને માટે આમ તેમ જ્યાં ત્યાં મરણિયા જેવો થઈને ઝુકાવ્યે જાય છે.

આવી સ્થિતિમાં જગતમાં શાંતિની આશા તો કેમ જ રાખી શકાય? કવિએ પૂછેલો પેલો સવાલ જ સાચો છે — "તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો." વિજ્ઞાનોનું વિજ્ઞાન એ છે કે, માણસ પોતે કોણ છે તે જાણે ને પછી તે મુજબ તેના પુરુષાર્થની દિશા ઠરાવે. માણસ સુખાશી ઇંદ્રિયારામી પશુ જ છે? કે તેથી પર છે?

પશ્ચિમ-જગતનો માનવાત્મા આ પ્રશ્ન પર વળે નહીં, તો તેની આ સમસ્યાનો ઉકેલ નથી.---

૧૩-૧૧-'૫૭

## ૨

## સામ્યવાદી બુદ્ધિચાતુર્ય

સામ્યવાદી 'ડાયલેક્ટિક્સ' — બુદ્ધિચાતુર્ય એક વસ્તુ જ છે! એના એક સચોટ દાખલારૂપ ટુચકો એક જણે હમણાં કહ્યો.

'અર્ધું બારણું ઉઘાડું છે' એમ કહો, એટલે એ પણ ખરું કે, 'અર્ધું બારણું બંધ છે.' આમાં તો સૌ હા કહેશે. હવે આગળ ચાલો.

એ ન્યાયે એમ કહો કે, આખું બારણું ઉઘાડું છે' એનો અર્થ એ પણ થાય કે, 'આખું બંધ છે!' પણ આમાં હા પાડવા તરત થંભી જવું પડે. પરંતુ કદાચ તેનીય હા પાડવી હોય તો કહી શકાય કે, જેમણે અંદર જવાનું હોય તેમને માટે તે બારણું ઉઘાડું છે. બાકીના બધા માટે તે બંધ જેવું જ ગણાય. પણ સામ્યવાદીઓ એમના ન્યાયશાસ્ત્રમાં આવાં સ્યાદ્વાદી ઉદારભાવ અને સત્યનિષ્ઠા ભાગ્યે ધરાવે છે.

તાજેતરમાં એક છાપા જોગી ખબર વાંચતાં ઉપરની વાત યાદ આવી. સૌ કોઈ જાણે છે કે, ધીમે ધીમે મહાગુજરાત અને સંયુક્ત મહારાષ્ટ્ર ચળવળ સામ્યવાદી અજગર-નીતિમાં ગળાતી જાય છે. બંને પ્રદેશોમાં એકસમાન બુદ્ધિચાતુર્ય એમ ચાલે છે કે, મુંબઈ રાજ્યનાં ત્રણ એકમ પાડવાં — મહારાષ્ટ્ર, મુંબઈ નગર અને ગુજરાત, — એ વિચાર પાર્લમેન્ટે સ્વીકાર્યો નથી, એટલે તેણે તે રદ ગણ્યો; માટે તે વાત રહેતી નથી! અને દ્વિભાષી રાજ્યનો વિરોધ તો આપણે કરીએ જ છીએ. એટલે પછી શું રહ્યું — બે રાજ્યની વાત; આ નક્કી જ છે. એટલે યેન કેન પ્રકારેણ તે પાછળ મંડો, એ તર્કશુદ્ધ ઠરતી ઐતિહાસિક નિયતિ છે! — આ બુદ્ધિ અત્યારે ઉપલી ચળવળના પંડિતો પોતાના મનમાં ગોઠવીને લોકોમાં પ્રેરી રહ્યા છે.

ગુજરાતમાં એની એક જરા જુદી આવૃત્તિ કે તેમાં અમુક ઉમેરણી બહાર પડી છે તે એ કે, 'મુંબઈ શહેરને મહારાષ્ટ્રથી — (અને તેમ જ ગુજરાતથી પણ નહીં કે?) — અલગ પાડવું અશક્ય

છે, એ વાતનો સ્વીકાર . . . . . કોંગ્રેસી નેતાઓએ કરેલો છે. એ ઐતિહાસિક અને સિદ્ધ હકીકતને ધોરણે આગળ ચાલીને . . . . .'

આ ચાલાકીઓ કરનારા જ એનાથી છેતરાશે. આખરે આત્મવંચના તે કરનારને જ નડે છે.

પાર્લમેન્ટે જે કર્યું એ જો ન્યાય હોય, તો દ્વિભાષી રાજ્ય તેણે કર્યું છે, એ વાતનું શું? અને પાર્લમેન્ટે ત્રણ રાજ્યો રચવાનો અસ્વીકાર કર્યો એટલું જ નહીં, જનતા પરિષદ તથા સંયુ૰ મહા૰ સમિતિ જે માગે છે તેવાં બે રાજ્યોનોય અસ્વીકાર કર્યો છે, તે કેમ ભૂલી જવાય છે? પણ ઉપર કહ્યું એમ, સામ્યવાદી ન્યાયશાસ્ત્ર આવી ભ્રામક ચાતુરી કર્યા કરે છે અને એને સફળ બનાવવા બધાં સાધન તેને ખપે છે. અસ્તુ.

દ્વિભાષી રાજ્યરચના એ નવી જ વાત નથી બનતી. મુંબઈ એકભાષી રાજ્ય હતું જ નહીં. તેથી ભાષાવાર રાજ્યરચનાને ધોરણે જે કાંઈ નાની નાની વાતો શકય લાગી અને તેનું જે થઈ શક્યું તે કર્યા છતાં, તે રાજ્યની પ્રકૃતિ અનેકભાષી જ રહી. અને તેનું કારણ જ એ કે, મુંબઈ શહેર વિષે જે ન્યાયી પગલું હતું તે સામે મહારાષ્ટ્રે વાંધો પકડી જ રાખ્યો. હવે તે એવો લાગ જુએ છે કે, ગુજરાતમાં કોઈ એવો વર્ગ કે અવાજ પેદા થાય કે જે 'મહાગુજરાત અમને અલગ આપો' એમ કહે. એમ બને તો બાકીનું રાજ્ય (એટલે કે, મુંબઈ નગર, વિદર્ભ અને મરાઠાવાડા સાથે) આપોઆપ મહારાષ્ટ્ર બની રહે.

મહાગુજરાત પરિષદના કેટલાક નેતા આ વાત પર હાથ મૂકવા દે છે. પરંતુ એકંદરે જોતાં ગુજરાતની પ્રજાને આ મંજૂર નથી.

વળી સામી બાજુ, વિદર્ભ તથા મુંબઈ કહે છે કે, અમારે એવા બાકી નીપજી જતા એકભાષી અલગ મહારાષ્ટ્ર રાજ્યમાં જવું નથી. મુંબઈ રાજ્યના ઘટકોની આવી મનોદશા હોવાથી જ, ત્રણ રાજ્યનો મૂળ વિચાર પાકી ન શકયો અને દ્વિભાષી પ્રકૃતિનું રાજ્ય હતું તેવું ચાલુ રાખવાનું થયું.

આ સાદી વાતને સામ્યવાદી બુદ્ધિચાતુરીનો ન્યાય કેવી અજબ ગોઠવણી કરી આપે છે! ગુજરાતની પ્રજાએ આ ચાલાકી સામે જાગ્રત સમજ કેળવવી જોઈએ.

૨-૧૨-'૫૭

૩

## થૉરો અને ન-રાજ્યવાદ

અમદાવાદમાં ગાંધીજી ૧૯૧૫માં આવ્યા અને કોચરબ-પાલડીમાં એક બંગલામાં તેમણે પોતાનો સત્યાગ્રહાશ્રમ શરૂ કર્યો. આ બંગલો મુંબઈ સરકારે ખરીદી લઈને ત્યાં આગળ ગાંધીજીના સત્યાગ્રહાશ્રમનું રાષ્ટ્રીય સ્મારક ભવન સ્થાપ્યું છે અને તેનું સંચાલન કરવાનું કામ ગૂજરાત વિદ્યાપીઠને આપ્યું છે. આ હકીકત ગુજરાતમાં ઘણાને કદાચ ખબર ન હોય, તેથી ટૂંકમાં અહીં લખું છું.

આ વરસની ગાંધી-જયંતીને નિમિત્તે ઉપરના સ્મારક ભવનમાં એક વ્યાખ્યાનમાળા યોજી હતી. તેનો વિષય હતો, ગાંધીજીનાં માતપિતા અને તેમના ગુરુઓ. એ માળામાં ધાર્યા કરતાં બહુ રસ લોકોએ લીધો અને જે ચર્ચા થઈ તે પણ સારી પેઠે બોધક નીવડી. આ પરથી વિચારવામાં આવ્યું છે કે, આવી માળાઓ સ્વાધ્યાય રૂપે આગળ ઉપર યોજવી.

ગાંધીજીના ગુરુઓમાં આટલા મહાપુરુષો વિષે વિવેચન રાખ્યું હતું :—

૧. કવિશ્રી રાજચંદ્ર, ૨. ટૉલ્સ્ટૉય, ૩. રસ્કિન, ૪. થૉરો, ૫. ભારતસેવક ગોખલે. આ પાંચમાં રસ્કિન અને થૉરો વિષે આપણે ત્યાં ઓછું ચર્ચાયું છે. તેથી એ બે જણનો પરિચય શ્રોતાઓને ખૂબ રસિક લાગ્યો.

થૉરો સામાન્ય રીતે ન-રાજ્યવાદી ગણાય છે. ન-રાજ્યવાદીઓમાં પણ વિવિધ પ્રકાર હોય છે. થૉરો રાજ્ય ન જોઈએ એમ માનનાર નહોતો. મૂળે જોતાં, ન-રાજ્યવાદનું તત્ત્વ વ્યક્તિસ્વાતંત્ર્ય છે. વ્યક્તિ જો સ્વતંત્રપણે પોતાનું આંતર બાહ્ય શાસન કરે, — એટલે કે, ઇચ્છાએ અને સમજે કરીને નીતિમય, વિચારવાન, અને નાગરિકધર્મી બનીને ચાલે,

તો તેવાને માટે રાજ્યસંસ્થા જરૂરી નથી. આ સ્વયંસિદ્ધ વસ્તુ છે. ગાંધીજી આ અંગે કહેતા કે, જે સમજ્યો અને સમજીને ચાલ્યો તેણે તેનું પોતાનું સ્વરાજ્ય તો જીતી જ લીધું. ધર્મશાસ્ત્રો આ જ વાતને કહે છે કે, જેણે મન જીત્યું તે જગ જીત્યો, વગેરે.

સામ્યવાદી પણ માને છે કે, રાજ્યસંસ્થા તો વચગાળા પૂરતી છે; અંતે તો લોક એવા થઈ જશે કે રાજ્ય ચીમળાતું જશે અને ખરી પડશે અને શાંત અહિંસાપરાયણ સમાજ બની જશે. પણ તે વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનતો નથી. તે સમષ્ટિ કે લોકની મૂળ સત્યતામાં માને છે; અને તેના આર્થિક જીવનનાં નિયામક એવાં જે બાહ્ય બળો છે, તેમને અમુક તમુક રીતે જો રાજ્યસત્તા દ્વારા ગોઠવી લઈએ અને એ મૂળ ધ્યેયને સંભાળવાને માટે આખા સમાજનું બરોબર અને સર્વાંગીણ નિયંત્રણ કરીએ, તો કાળાંતરે સમષ્ટિમાં વ્યક્તિઓ સરખી ગોઠવાઈ જશે અને ત્યારે આ કામનો વચગાળો પૂરો થઈ, સાચો ઇતિહાસ-કાળ શરૂ થશે. આ પ્રકારનું ધરતી પર સ્વર્ગ ઉતારવામાં સામ્યવાદી માને છે.

થૉરો આમ નહોતો માનતો. તે અઠંગ વ્યક્તિ-સ્વાતંત્ર્યવાદી હતો. મનુષ્ય એ જ લોક-સમાજનું મૂળ ચેતન કે આદિ દૈવત છે, એમ તેની નિર્ભેળ શ્રદ્ધા હતી. નિસર્ગનું એ ફરજન, આ પોતાની પ્રકૃતિમાતાના ખોળામાં, નિર્દોષ બાળક રૂપે રમતું રહે એ જ એની ફરજ છે અને બીજી કાંઈ નહીં, એમ એ કહેતો. અને એ રીતે રહીએ તો નિતાંત આનંદની અનુભૂતિ જ્યાંત્યાંથી સાંપડે. આ સાધી શકાય એવી વાત છે અને એ માનવ માટે જીવનની સાધના છે, એમ તે દૃઢભાવે માનતો. તે કહેતો કે, "ઘરબાર જર-જમીન, વાડીવજીફા, અને લહેરપાણી તથા આરામની વસ્તુઓ, અને એના દોરદમામ ને ભપકા પર અતિ ઘણું વજન આપી વ્યર્થ ઘસાઈ મરીએ છીએ. જોઈએ તો તમે દરેક ચાલુ મોજમજા, તેનાં દામ ચૂકવીને, જરૂર ચાખો; પણ એ વાત ન ભૂલતા કે, એની ખરી કિંમત તો માનવાત્માની મુક્તિ કે સ્વતંત્રતા અને જીવનની મધુરતાનો આસ્વાદ છે." ભર્તૃહરિ કહે છે તેમ, ભોગ ભોગવીએ પણ ભોગ આપણને આરોગી ન જાય, — એ જોવું; અંતે એમ કહેવા વારો ન આવે કે, "भोगा न भुक्ता वयमेव भुक्ताः"॥ તેથી જ ઉપનિષદે આદેશ આપ્યો કે, तेन त्यक्तेन भुंजीथाः । થૉરોનો જીવનસંદેશ આ આ સત્યને જ ચીંધતો હતો.

રાજકારણમાં તે કહેતો કે, "આપખુદ રાજા-શાહીમાંથી મર્યાદિત રાજાશાહી ભણી જવું અને આગળ લોકશાહી ભણી વળવું, એમાં વ્યક્તિના સાચા આદરમાન તરફ પ્રગતિ છે." આમ તે રાજ્યસંસ્થા કે સરકારને સ્વીકારતો. સમાજનું એક જીવંત અંગ એ છે; પરંતુ જેમ તંદુરસ્ત શરીરનું લક્ષણ એ છે કે, તેના દરેક અંગનું કામકાજ ખબર પણ પડે નહિ એમ સહજ ચાલે, તેમ સમાજશરીરનું સરકાર કે રાજ્ય અંગ ચાલવું જોઈએ. સો ટકા નરાજ્યવાદી તો રાજ્ય, તંત્ર અને સંગઠનને જ પાપ સમજે અને તેમાંથી મુક્તિ માગે. આ વસ્તુ તો શરીરધારી એવા માનવને કે સમાજને, શરીર રૂપી તંત્ર કે સંગઠન અને તેના ધર્મો સમજી લઈને જ ચાલીએ તો જ સંભવી શકે. એમનો ઇનકાર એ નરાજ્યવાદ નથી, અથવા એ તો કેવળ કાલ્પનિક ત્રિશંકુની વિશ્વામિત્ર-સૃષ્ટિ જ માત્ર હશે, કે જેને ધરતી પર સ્થાન ન હોય. નરાજ્યવાદનું સત્ય તો એ છે કે, સમાજ કે રાજ્યમાં વ્યક્તિની સ્વતંત્ર પ્રગતિ અને ઉન્નતિ અબાધિત હોવી જોઈએ. પણ એનો અર્થ થૉરો એવો નહીં કરતો કે, રાજ્ય હોવું જ ન જોઈએ.

૩–૧૨–'૫૭

## ૪

## સરસ્વતીચંદ્ર

એન. એમ. ત્રિપાઠી કંપની ગુજરાતીની એક જૂની અને જાણીતી પ્રકાશન પેઢી છે. ઘણું કરીને એના સંસ્થાપક જ સાક્ષરમણિ શ્રી. ગોવર્ધનરામભાઈ હતા. એમની શતાબ્દી નિમિત્તે આ પેઢીએ ત્રણ સંકલ્પ કરેલા, તેમાં એક અતિ રૂડો રળિયામણો હતો તે એ કે, "પડતર કિંમતે 'સરસ્વતીચંદ્ર'ના બધા ભાગો ગુજરાતને ચરણે ધરવા." તે હવે તેણે

પૂરો કર્યો છે અને આજની મોંઘવારી છતાં પુસ્તકોની કિંમતમાં ઘટાડો કર્યો છે; તે છતાં કાગળ, છપાઈ, તથા તેનાં રૂપરંગ વગેરેનું ધોરણ પહેલાં જેવું જ રાખ્યું છે. આને માટે તેને ગુજરાતી પ્રજાનાં અભિનંદન ઘટે છે. વધુમાં, પ્રકાશક જણાવે છે કે, આ આવૃત્તિમાં વિદ્યાપીઠની જોડણી સ્વીકારી છે. એ પણ સ્તુત્ય અને ઉચિત થયું છે. આ મહા-ગ્રંથનો કૉપીરાઈટ હવે પૂરો થયો છે. છતાં આવી સુંદર અને સસ્તી આવૃત્તિ કાઢી, અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને મળી શકે એમ કર્યું, તેથી ખરેખર આ સંસ્થાએ તેના સંસ્થાપકનું સાચું તર્પણ કર્યું છે અને તેમાં કૃતાર્થતા અનુભવવાનો તેનો હક છે. એક આગળની સૂચના કરી શકાય કે, સરસ્વતીચંદ્ર-કારનાં કુલ લખાણોની આવૃત્તિ આ ઢબે કાઢવી જોઈએ. અપ્રગટ લખાણ વિષે તો ઉઘાડું છે કે, તે હવે પ્રગટ થવા માંડવું જોઈએ.

'સરસ્વતીચંદ્ર'ના જુદા જુદા ભાગોની કેટલી કેટલી આવૃત્તિઓ કેટલાં વર્ષમાં થઈ, તથા દરેક ભાગની કુલ કેટલી નકલો અત્યાર સુધીમાં પ્રચારમાં આવી, એ માહિતી, ઉપર જણાવેલી તેની શતાબ્દી–આવૃત્તિમાંથી અહીં ઉતારી છે. તે રસિક નીવડશે.

| | પ્રથમ આવૃત્તિ | ૧૯૫૭માં છેલ્લી આવૃત્તિ | કુલ નકલ | કિંમત |
|---|---|---|---|---|
| સર૦ ભાગ ૧ | ઈ. સ. ૧૮૮૭ | ૧૩મી | ૪૨,૬૦૦ | ૨.૦૦ |
| સર૦ ભાગ ૨ | ઈ. સ. ૧૮૯૩ | ૧૧મી | ૩૪,૩૦૦ | ૧.૭૫ |
| સર૦ ભાગ ૩ | ઈ. સ. ૧૮૯૮ | ૮મી | ૨૨,૫૦૦ | ૨.૫૦ |
| સર૦ ભાગ ૪ | ઈ. સ. ૧૯૦૧ | ૭મી | ૨૦,૫૦૦ | ૫.૨૫ |

૪–૧૨–'૫૭

## ૫
## એક મિત્રની ચિંતા

'પ્રબુદ્ધ જીવન'ના તંત્રીએ તેમના ૧–૧૨–'૫૭ના અંકમાં મારી નવી જવાબદારી વિષે નોંધ લખી છે. તેમાં ભાત ભાતની ચિત્રવિચિત્રતા તેમણે નાંખી છે. તે બધાની ચર્ચામાં ઊતરવાનું હોય નહીં. પણ એટલું લાગ્યું કે, એમ કરતા પહેલાં વધારે વિચાર કરવાની જરૂર હતી. આખી બાબતની કાચીપાકી ગેરસમજમાં પડી જઈને તે એ ચર્ચામાં જે અંગતતામાં ઊતરી પડ્યા છે, તે બિનજરૂરી, સમતોલ વગરનું, અને વ્યક્તિઓ તથા વસ્તુ વિષે અજ્ઞાન ભર્યું લાગ્યું.

પરંતુ તેમણે મને એક પત્ર લખ્યો છે, તેનો સૂર સાવ એવો નથી. તેમાં તેમણે એક મુદ્દો છેડ્યો છે, તે સૌના રસનો માનીને તેની ચર્ચા કરવી ઉચિત માનું છું. એ મુદ્દાને એમણે તેમના ઉપરના લેખમાં પણ થોડોક સ્પર્શ્યો છે. પણ તેમાં, મેં ઉપર કહ્યું એમ, વિચાર અને સમતોલપણાની ઊણપ રહેતી લાગે છે.

તેમણે લખેલો પત્ર આ પ્રમાણે છે :

"તમે ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિના સ્થાને નિયુક્ત થયા એથી મને આનંદ થયો અને આ માટે તમારું અન્તઃકરણથી અભિનન્દન કરું છું. આ પ્રસંગે મને ચિન્તા એક જ બાબતની છે અને તે એ કે, કેળવણી અને શિક્ષણને લગતા તમારા સ્વતંત્ર ગાંધીવાદી વિચારો અને પશ્ચિમના ઢાળા મુજબ રચાયેલી યુનિવર્સિટી — આ બેનો મેળ કેમ ખાશે? આ જવાબદારી સંભાળવા જતાં તમારે કેટલીક બાંધછોડ કરવી પડે તે કરતાં આવી જવાબદારીવાળા સ્થાનથી અલગ રહ્યા હોત તો તમારે માટે વધારે ઠીક નહોતું? આ પ્રશ્ન અથવા તર્ક માત્ર મિત્રભાવ-પ્રેરિત છે એમ સમજશો. બાકી તમારા આ પ્રકારના ઉત્કર્ષમાં મને આનંદ છે."

મને મિત્રભાવે આપેલાં અભિનંદનને માટે આભારી છું. છતાં એમણે મારા હિતમાં જે સલાહ યોગ્ય માની છે, તે વિષે કાંઈક ચર્ચા કરવી ઘટે છે. એમને જો એમ લાગ્યું કે, મારે આ નવી જવાબદારીથી અલગ રહેવું સારું હતું, તો પછી છેવટે એમ કહેવાનો શો અર્થ કે, તેનાથી મારો 'उत्कर्ष' થયો છે! ન ઘટે ત્યાં જઈ બેસવાથી ઉત્કર્ષ શી રીતે થાય? સિવાય કે દુનિયાદારીમાં દેખંતી મોટાઈને તેમણે ઉત્કર્ષ કહ્યો હોય. મારે મન આવી મોટાઈનું નૈતિક કે આધ્યાત્મિક મૂલ્ય ઓછું છે. એનાથી ખરેખરા માનવ-ઉત્કર્ષનો આંક ભાગ્યે ઊંચો ચડે છે.

બીજું, જેને પત્રમાં કેળવણી અને શિક્ષણને લગતા ગાંધીવાદી વિચારો કહેવામાં આવ્યા છે, તેનો અર્થ પણ એવો જ સંકુચિત અને અન્યગામી છે.

એમાં તો, અજાણ્યે છતાં, ગાંધીજીનું નામેય કાંઈક ઓછું અંકાતું નથી? ગાંધીજીના આ ક્ષેત્રના વિચારો જગજાહેર છે. તેનો કેટલોય ભાગ આપણે સ્વીકાર્યો છે. તે વિચારો હિંદની પ્રજાના સાચા હિતમાં હોઈને આવકાર પામ્યા છે. તેમાં એમ પણ નહોતું કે, અમુક પાશ્ચાત્ય છે કે અમુક પૌર્વાત્ય છે તેટલા જ માટે સારું કે નઠારું, ટાળવા જેવું કે રાખવા જેવું, આપોઆપ મનાયું. ગાંધીજીના વિચારોની ખૂબી જ એ હતી કે, તે આવા વાડાઓને સહેજે ઓળંગી જઈને વસ્તુને પિછાનતા અને વિચારતા. એટલે પત્રમાં જે ભેદ ટાંકયો છે, તે તેના લેખકના વિચારોમાં જ મૂળે આંટી જેવો લાગે છે.

હા, જો એમ કહેવું હોય કે, ગાંધીજીના વિચારોનો અમલ કરવો અને ચાલુ શિક્ષણ-ચોકઠામાં તેમને ઉતારવા એ અઘરું કામ છે, તો એ જુદી વાત થઈ. અને એવું કામ ગજા બહારનું લાગે કે તેને માટે આપણી રુચિ ન હોય, તો તેવા કારણે તે માથે લેવાનું ના કહેવાની વસ્તુ પણ બીજી વાત છે.

પત્રમાં બાંધછોડની વાત કરી છે તેમાં પણ આવી જ વિચારશિથિલતા લાગે છે. મનુષ્યજીવન અને આ બધો વ્યવહાર જ, એકંદરે જોતાં, સત્યની બાંધછોડ નથી? એટલે કેળવણીમાં જે સુધારા કરવાના છે, — અને તે શા શા છે એ સૌ કોઈ જાણે છે અને 'તે કરો કરો' એમ બૂમોય પાડે છે,— તે સુધારા ઝટપટ અને જરામાં નહિ થઈ શકે; તેની રીતિનીતિ અને ગતિમતિ વગેરે સૌએ મળીને જોઈ કાઢીને પગલાં ભરવાં પડશે; એમાં કોઈ ધારે કે ઇચ્છે તેવી તીવ્રતા કે ત્વરા ન હોય;— આને જો બાંધછોડ કહેવાયું હોય તો જુદી વાત. એવી બાંધછોડ તો કાર્યની કુશળતામાં ખપે. પણ તેમાં ધ્યેય કે આદર્શ વિષે અન્ય ગતિ કે અન્યથાવૃત્તિ ન હોય. ઘણી વાર કેટલાક લોક આને બાંધછોડ કહે છે. એ અર્થમાં બાંધછોડ તો મિથ્યાચાર કે દંભ યા આદર્શ-ત્યાગ થઈ રહે. એ જો બાંધછોડ હોય, તો તેનાથી ઉત્કર્ષ તો બાજુએ રહ્યો, જીવનનો હ્રાસ થાય, એ સાફ છે.

પત્રમાં, આજે સો વરસથી ચાલુ થયેલી યુનિ૰ પ્રથાને 'પશ્ચિમના ઢાળા મુજબ રચાયેલી' વર્ણવી, તેને અને અર્વાચીન સ્વતંત્ર બનેલા હિંદના કેળવણીના સુધારા બાબતમાં રાષ્ટ્રપિતાએ પ્રેરેલા વિચારોને અસંગત માન્યા છે; અને તેમનો મેળ કેમ ખાશે એવી ચિંતાભરી બીક બતાવી છે. શું યુનિ૰ની કેળવણી આજે ૧૦૦ વરસે એવી સાવ પરાઈ ગણી શકાય કે? એમાં અનેકાનેક ખરાબીઓ પેદા થઈ છે એ ખરું; પરંતુ તે કાંઈ પશ્ચિમમાંથી નથી આવી. અહીંનો જ આપણો સમાજ જેવો હતો અને આજ સુધી ચાલ્યો છે, તેમાંથી જ તે પેદા થઈ છે. મતલબ કે, એને કાંઈ એમ પરાઈ ગણાવી દઈને છૂટી પડાય એવું નથી. એને સુધારવાની વાત છે ખરી.

ગાંધીજીના કેળવણી-વિષયક પ્રયોગો અને વિચારો તથા આદર્શો પણ એ દૃષ્ટિએ અને આપણી ચાલુ કેળવણીની ધરતીમાંથી જ સૂઝ્યા હતા. અને તેથી જ આજ સુધી તે વટવૃક્ષની પેઠે અડગ રહી શકયા છે. જેને પત્રલેખક પશ્ચિમની કેળવણી કહે છે, તે ખરું જોતાં, હિંદમાં અંગ્રેજી રાજ્યમાં ફાવેલા થોડાક વર્ગોની જ તાલીમ જેવી બની ગઈ છે. એનું ખરું સ્વરૂપ એમાંથી ચકાસવું જોઈએ. ગાંધીજી તેને સાચા અને સ્વતંત્ર રાષ્ટ્રની વસ્તુ બનાવવા ચાહતા હતા. એથી જ આ કામ કેવળ શિક્ષણક્રાંતિ નથી, પણ મોટી સામાજિક ક્રાંતિ કરવાનીય શક્તિ ધરાવે છે. તેને વિષે ઉપેક્ષા કે અળગાપણાની આભડછેટ સંભવી નથી શકતી. પત્રલેખકના વિચારની પાછળ છૂપી છૂપી આવી ઉપરથી રૂપાળી લાગતી આભડછેટ હોય, તો તેમાં મને નવાઈ નથી લાગતી. કેમ કે, હિંદુ સંસારની સંસ્કૃતિયાત્રામાં આ એક દૂષણ રહેલું જોવા મળે છે. અસ્પૃશ્યતાને ગાંધીજીએ એમ વર્ણવી જ છે.

એમ જ ત્યાગ અને સંન્યાસ વિષે પણ એને જ મળતી ભૂલ થઈ છે. ઊંચનીચતાને લઈને અમુક વર્ણને આપણે અવર્ણ કરી મૂકી અસ્પૃશ્યતા દ્વારા દૂર રાખવાનો રસ્તો પાડેલો. તેમ જ,— શ્રમણસંસ્કૃતિના કાળથી જોવા મળે છે કે, અમુક ધર્મે કે કર્મે કે ગુણસેવાને સંન્યાસ દ્વારા દૂર રાખી જાતે અસ્પૃશ્ય બનતા રહ્યા છીએ. આ રીતની જીવનરીતિ બરોબર

નથી એવો સંદેશ ગીતાકારે આપ્યો અને સંન્યાસને નામે કર્મધર્મને અળગાં કરવાની રીતને વખોડી. હિંદનાં છેલ્લાં ૧૦૦ વરસોમાં પણ આ વસ્તુ જોવા મળે છે. એથી જ આપણા રાષ્ટ્રપુરુષોમાં 'ગીતારહસ્ય'કાર લોકમાન્ય અને 'અનાસક્તિયોગ'કાર ગાંધીજી શ્રી અરવિંદ જેવાથી જુદા પડે છે. અને તેથી જ પહેલા એના જીવનદર્શને અને કાર્યે કરીને પ્રાચીનતામાં પકડાયેલું હિંદ તેની અર્વાચીન ફરજો અદા કરવાને માટે જાગ્યું અને સ્વતંત્ર બન્યું.

વાચકને આ છેલ્લો વિચાર કદાચ ભારે લાગશે. પરંતુ 'પ્રબુદ્ધ જીવન'કાર જેવા માણસ જ્યારે લખે ત્યારે તેનો વિચાર કરવો જોઈએ. એ વિચારતાં મને ઊંડે ઊંડે આપણા સમાજમાં રહેલી આ સંન્યાસ સમજાતી પલાયનવૃત્તિ વિષે ટકોર કરવા જેવું જરૂરી લાગ્યું. યુનિવર્સિટીનું કામ મેં માથે લીધું છે તે તેની દેખંતી દુન્યવી મોટાઈ માટે નથી લીધું, એમ મારું મન મને સાક્ષી પૂરે છે. એમાં હું કશી વિસંગતતા નથી જોતો. જો હું એનાથી અલગ રહી શકત તો તેનેય હું વધાવત. પરંતુ જ્યારે મેં જોયું અને મિત્રોએ તે તરફ ધ્યાન દોર્યું, ત્યારે મેં તે માટે ઊભા રહેવા હા કહી. શ્રી. પરમાનંદભાઈ જે કહે છે એનો સાર ગીતાની પરિભાષામાં (અ० ૧૮–૪૮) કહું તો એ જ છે કે,

सर्वारंभा हि दोषेण
धूमेनाग्निरिवावृताः ।।

પણ તેથી તે ત્યજી ના શકાય, એ ગીતાકારની જીવન-શીખ છે —

सहजं कर्म कौंतेय
सदोषमपि न त्यजेत् ।।

મારે માટે ગુજ० યુનિ०નું કામ, ઉપરની પરિભાષામાં કહું તો, 'સહજ' રીતે આવેલું છે. યુનિ०ની રચના વિચારનાર સરકારી કમિટી ૧૯૪૭–૮માં નિમાઈ, ત્યારથી માંડીને આજ સુધી તેની સાથે હું જોડાયેલો છું. છેલ્લા દોઢેક વરસથી મેં જોયું કે તેમાંથી કાંઈક નીકળી શકું છું. પણ ઈશ્વિરે બીજું ધાર્યું હતું એમ હવે જોઉં છું. મારી ચિંતા એ બાબતમાં શ્રી. પરમાનંદભાઈથી જુદી જાતની છે. તે એ છે કે, જે અપેક્ષાઓ સ્વતંત્ર ગુજરાત તેની યુનિ० પાસેથી રાખે છે, તે ફળવામાં હું કાંઈક નિમિત્ત બની શકીશ? તેને સંતોષ આપી શકીશ? આ વ્યાપક પ્રશ્નને તેમણે સાવ અંગત કરીને જોયો, તેને બદલે આ રીતે તે અને તેમના વિચારના બીજા સૌ જુએ, તેટલા માટે આ લાંબી ચર્ચા મેં ખેડી છે.

૪–૧૨–'૫૭ **મગનભાઈ દેસાઈ**

# નવું વાચન

**ભાંગ્યાનાં ભેરુ:** લે० પન્નાલાલ પટેલ; પ્રકા० ભારતી સાહિત્ય સંઘ (પ્રા०) લિ०, અમદાવાદ; પૃ० ૪૫૪; કિં. ૬.૫૦.

'માનવીની ભવાઈ'ના અનુસંધાનમાં આ નવલકથા આગળ વધે છે, એમ પુસ્તકની શરૂઆતમાં જણાવ્યું છે. છતાં, વાર્તાની શરૂઆત થોડી જુદી રીતે ગોઠવી લેવાઈ હોત, તો સ્વતંત્રપણે પણ આ વાર્તા વાંચી શકાત.

આદિવાસીઓને કિનારે આવેલો ગુજરાતનો ઉત્તર–પૂર્વનો 'ઈશાનિયો' પ્રદેશ, અને છપ્પનિયા દુકાળ વખતનો અરસો. આવી અ-સુંદર ભૂમિકામાં શ્રી. પન્નાલાલની આ સુંદર વાર્તા મંડાય છે; અને પૂરી થાય છે. પોતે જે સામાન્ય — તુચ્છ પ્રદેશ લીધો છે, ત્યાંના અતિ સામાન્ય જીવનમાં પણ જે અસામાન્યતા ઘટી શકે તેમ છે, તેનું દર્શન કરી, તેને પોતાની સરળ – અને તેથી સુંદર – શૈલીમાં તેમણે રજૂ કરી છે. બીજો કોઈ 'આધુનિક' લેખક હોત, તો ત્યાંની કરુણ વાસ્તવિકતા ચીતરી કાઢીને વાચકની સહૃદયતાને ચીતરી ચઢે તેટલી હદે જાત. પરંતુ શ્રી. પન્નાલાલ એ હળવું પ્રલોભન જતું કરી, એક સાચા કલાકારની દૃષ્ટિએ તે પ્રદેશનાં માનવીઓ અને તેમના વ્યવહારોમાં સંભવી શકતું ઊર્ધ્વમુખીપણું રજૂ કરવાનો જ પ્રયત્ન કરે છે.

અને તેમ છતાં સામાન્ય ગ્રામ-જીવનમાં જે તુચ્છતા, સંકુચિતતા છે, તેનું ચિત્રણ આ વાર્તામાં સ્થાન નથી પામતું એમ નહિ. પરંતુ લેખક તેને સમાંતર ચાલતા ઊર્ધ્વમુખી પુરુષાર્થની ઓથમાં વણી લે છે. પુરુષોમાં કાળુ અને સ્ત્રીઓમાં રાજુ જે કાંઈ કાર્ય નિષ્પન્ન કરે છે, તે ખરેખર ગમે તેવા તુચ્છ જીવનમાં પણ સંભવી શકતું કાર્ય છે. અને લેખક તરીકે શ્રી. પન્નાલાલે એ પાત્રો ભલે બીજા લેખકોમાંથી મેળવ્યાં હોવાનો વહેમ જાય, પરંતુ વાર્તાની ભૂમિકામાં તે

પાત્રો વિદેશી કે અપ્રતીતિકર નથી લાગતાં. અને એમાં જ આ વાર્તાની સુંદરતા અને સફળતા બંને છે.

'વાચક'

**જીવન એ જ નાટક :** (મન્મથ રાય) અનુ૦ શ્રીકાન્ત ત્રિવેદી; પ્રકા૦ લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ; પૃ૦ ૧૧૨; કિં૦ ?

ગામડામાં જઈ, જમીનદારોને ત્યાં નાટકો ભજવી ખાતી કલકત્તાની એક મુફલિસ નાટક કંપની, તેનો મુફલિસ મેનેજર, અને તેનાં ભૂખે મરતાં નટ–નટીઓ એ બધાં વડે ભજવાતા નાટક દરમ્યાન એક નટ અને તેની પત્ની વચ્ચે એવી ઘટના ઊભી થાય છે, જેને મળતું વસ્તુ એ નાટકમાં પણ ભજવાતું હોય છે. એ સિવાય જીવનને બીજી કોઈ રીતે નાટકપણું પ્રાપ્ત થતું એમાં બતાવાયું નથી. માત્ર એ નાટકી લોકોનાં સડેલાં જીવનનો ઠીક ઠીક પરિચય આપણને થાય છે ખરો.

અનુવાદકે અને પ્રકાશકે મળી, ચોપડીને બને તેટલી ન વાંચવા લાયક કરી આપી છે. આટલી નાની ચોપડી, અને તેને આટલી ભૂલો સાથે પ્રસિદ્ધ કરવી, એ વસ્તુ ગુજરાતી પ્રકાશન માટે, કાંઈ નહિ તો, શોભાસ્પદ નથી જ. અને તેની કિંમત પણ કોણ જાણે શી લેવાતી હશે!

'વાચક'

**પ્રેમપટોળું :** (ફાલ્ગુની મુખોપાધ્યાય) અનુ૦ ટોપણ દયાલ ઘેલાણી; પ્રકા૦ એન. એમ. ઠક્કરની કું., મુંબઈ; પૃ૦ ૧૩૮; કિં૦ ૩.૦૦.

તાપસ નામનો પૈસાદાર કૉંગ્રેસી વેપારીનો દીકરો સેવા વડે 'ખ્યાતિમાન' થવા જુદાં જુદાં મચ્છર–મારક, મેલેરિયા–નાશક વગેરે મંડળો સ્થાપતો સ્થાપતો છેવટે 'જનતા વીમાકંપની' અને 'ગૃહલક્ષ્મી બૅંક'ના ધંધામાં પડે છે. જો કે 'સેવા'નો દીપ જલતો રાખવા તે સાથે સાથે વિવાહ-વિરોધિની સભા પણ ચલાવે છે; અને વસ્તીનો વધારો અટકાવવા લગ્ન જ ન કરવાં એવો પ્રચાર કરે છે.

પરંતુ છેવટે, પોતાની નાનીબહેન રુચિની સુંદર બહેનપણી શર્મિષ્ઠાને એક વાર દેખતાં જ પાગલ બની જાય છે; અને સેવાની જેમ ધંધાને પણ નેવે મૂકે છે.

રુચિ પોતાનો ભાઈ શર્મિષ્ઠાને જ પરણે એમ ઇચ્છતી હોય છે; પણ શરૂઆતથી તે બંનેને ભેગાં કરતી વખતે તેનાથી એક ભૂલ થઈ ગઈ હોવાથી, બંને જણ મનથી એકબીજાને ચાહ્યા કરે છે પણ નામથી તો ધિક્કાર્યા તથા અવગણ્યા કરે છે. એ રમૂજી ભૂલમાં જ વાર્તાનો આખો વાર્તારસ ગોઠવાયો છે. છેવટે એ ભૂલ ભાગે છે અને સુખી અંત આવે છે.

કેટલાક બંગાળી લેખકો કૉંગ્રેસ, દેશસેવા અને દેશનેતાઓની સામે વધારે પડતો ઉકળાટ તથા વધારે પડતી કડવાશ દાખવે છે. તેટલી કડવાશ તો જૂના જમીનદારો અને બ્રહ્મ-સમાજીઓ તરફ પણ તેમણે દાખવી નહિ હોય! એને લીધે વાર્તારસ પણ વણસી જાય છે. બંગાળીઓને તેમ કરવાને કદાચ સ્થાનિક કારણો પણ મળ્યાં હશે; પરંતુ તેમના મનનો એ દોષ અને દ્વેષ તેમની કળાને પણ દોષિત બનાવી દે એટલી હદે જવામાં તો તેમની એક પ્રકારની વિપરીતતા જ દેખાય છે.

અનુવાદક અને પ્રકાશક બંનેએ આ ચોપડી સામે આપણો અણગમો વધે, તેમાં પૂરતી મદદ કરી છે. શુદ્ધ અને સમજાય તેવી ગુજરાતી ભાષામાં પર-ભાષાના અનુવાદ પણ ન મળી શકે, એ સ્થિતિ હવે વાચક લેખક સૌને દુઃખદ લાગવી જોઈએ.

'વાચક'

**સંસારનૌકા :** (અસમંજસ મુખોપાધ્યાય) અનુ૦ હરીશ નાયક; પ્રકા૦ કિસ્મત પ્રિન્ટરી, મુંબઈ–૪; પૃ૦ ૧૬૦; કિં૦ ૩.૭૫.

આને વાર્તા કહેવાને બદલે પ્રસંગચિત્રોની માળા વધુ કહી શકાય. જો કે, તે ચિત્રોના બે ભાગ પડી જાય છે: બાલકાંડ, અને ઉત્તરકાંડ. બંને કાંડમાં થઈને બે સામાન્ય છોકરાઓની જીવનઘટમાળ રજૂ થાય છે. કેટલાંક ચિત્રો સારો ઉઠાવ પામ્યાં છે; પરંતુ સરવાળે મુખ્ય પાત્રોના હાથે જે કંઈ કામો થતાં રજૂ થાય છે, તેનું પ્રયોજન કે કાર્યકારણસંબંધ ઉચિત રીતે રજૂ થતાં નથી. બાળકાંડમાં રજૂ થયેલો બહાદુર, નિરપેક્ષ વિનુ ઉત્તરકાંડમાં સ્ત્રી અને દારૂનો આવો અંધભક્ત શાથી બની ગયો હોય છે, તે સમજાતું નથી. તેના જીવનની વ્યર્થતા અને વિપરીતતા કરુણ બની જાય છે. અને કરુણરસ જ્યારે નિષ્કારણ રજૂ થયેલો લાગે, ત્યારે રસ અને કળાનો ઘાતક બને છે.

વિશેષ ફરિયાદ આ પુસ્તકના પ્રકાશન અંગે છે. બંગાળી લેખકોની ચોપડીઓની માગ ગુજરાતી વાચકોમાં વધતી જાય છે, તેમ તેમ અનેક ગુજરાતી પ્રકાશકો અનેક અનુવાદો કરાવી લઈ પ્રસિદ્ધ કર્યે જાય છે. પરંતુ તેઓ ભાષા કે છાપકામની શુદ્ધિઅશુદ્ધિની પરવા જ છોડે, તો એ એક કમનસીબી જ બની રહે. જો કે, વાચકોની વાર્તાની ભૂખ વધારે પડતી ઉદ્દીપિત કે વિકૃત થાય, તો પછી પ્રકાશકો તેનો ગેરલાભ લેવાની હદે જાય તેમાં નવાઈ નથી.

'વાચક'

**કલ્પના :** લે૦ બિપિનચંદ્ર જીવણચંદ ઝવેરી; પ્રકા૦ શ્રી લક્ષ્મી પુસ્તકભંડાર, અમદાવાદ; પૃ૦ ૧૯૬; કિં૦ ૩.૨૫.

લેખકનું જાણીતું નામ પુસ્તક ઉપર છાપેલું ન હોત, તો તેમના જેવા લેખક ગુજરાતી વાચકને આવો બુદ્ધુ બનાવી જાય એવી 'કલ્પના' પણ ન આવે! બંગાળી નવલ-

કથાઓના અનુવાદો અશુદ્ધ રૂપે છપાવીને ગુજરાતી વાચક સાથે રમત રમી જનારા પ્રકાશકોની વાત ઉપર કરી છે; પણ આ ચોપડીમાં તો અંગ્રેજી સમાજની પણ કોઈ અડબંગ વાર્તાને ગુજરાતી સમાજનો અને મુંબઈના સમાજનો લેબાશ આપી, ભણેલી ગુજરાતી સ્ત્રીઓના — પોતાની શિષ્યાઓના — જાતઅનુભવની આણ પ્રસ્તાવનામાં દઈ, લેખક આખા ગુજરાતી વાચક વર્ગને 'ઉલ્લૂ' બનાવી ગયા છે!

કારણ, આ ચોપડીનું એક પણ મુખ્ય પાત્ર ગુજરાતમાં — મુંબઈમાં — હિંદમાં — શોધી વળો તોય જડે એવી આશા નથી. શોધવાનો પ્રયત્ન પણ કરવાની જરૂર નથી. કદાચ લેખકની 'કલ્પના'માં પણ તે શોધ્યું નહિ જડે!

ડૉક્ટરેટ પ્રાપ્ત કરનાર લેખકને હાથે ડૉક્ટરેટ મેળવનાર સમકાલીન ગુજરાતી બહેનનો જે ઉલ્લેખ આ ચોપડીમાં થયો છે, તે જરા ડંખે તેવો છે. મહારાષ્ટ્રી લેખકોને ગમે તેવાં ગીતા-ઉપનિષદનાં શિષ્ટ વાક્યોને કે શિષ્ટ પાત્રોને હળવા સાહિત્યિક કટાક્ષમાં ઉતારવાની ભૂંડી ટેવ હોય છે. મરાઠી લેખકોનું અનુશીલન કરનાર ડૉ. ઝવેરી એ રીતનું અનુસરણ કરવા ગયા છે; પણ શોભ્યા નથી.

**'વાચક'**

**માટીની મૂર્તિઓ:** (રામવૃક્ષ બેનીપુરી) અનુ૦ જયંત બક્ષી; પ્રકા૦ સાહિત્ય અકાદમી વતી વોરા ઍન્ડ કું. પબ્લિ૦ પ્રાઇ૦ લિ૦, મુંબઈ; પૃ૦ ૧૨૭; કિં૦ ૨.૦૦.

હિંદી લેખક શ્રી. બેનીપુરી એક 'આકર્ષક', 'પાણીદાર' લેખક છે. રેખાચિત્રો દોરવાની તેમની ફાવટ તથા શૈલી ખરેખર સુંદર છે. આ ચોપડીમાં તેમણે માટીની એટલે કે ધરતી સાથે સીધા સંબંધવાળી કેટલીક પાત્ર- મૂર્તિઓ રજૂ કરી છે. સાચો ચિત્રકાર સામાન્ય વસ્તુને જ હાથમાં લઈ, અતિશયોક્તિ કર્યા વિના, માત્ર પોતાનાં કળા-કસબથી જ, તેના શિવ-સુંદર આત્માને વ્યક્ત કરી દે છે. તેમ શ્રી. બેનીપુરી પણ આપણી ધરતીનાં કેટલાંય સામાન્ય પાત્રોને પોતાના કસબથી — જરાય અતિશયોક્તિ કર્યા વિના જ — માત્ર તેમના આત્માને વ્યક્ત કરી આપીને સત્, ચેતન, આનંદરૂપ બનાવી દે છે. રજિયા બંગડીવાળી હોય, કે મંગર હાળી હોય, પરંતુ તેઓનો આત્મા કેવો યુગયુગ સાચો છે, સુંદર છે, આનંદરૂપ છે! માત્ર એ જોવાની દૃષ્ટિ હોવી જોઈએ, જે શ્રી. બેનીપુરી આપણને પૂરી પાડે છે. એ બધાં તુચ્છ દેખાતાં — મનાતાં પાત્રો કેટલાં બધાં સુંદર છે! કેટલાં બધાં આપણાં પોતાનાં છે! એ બધાં વડે આપણે કેટલા બધા સમૃદ્ધ છીએ!

આ પુસ્તકને સાહિત્ય અકાદમીએ દેશની બીજી ભાષાઓમાં પ્રસિદ્ધ કરવા ઠરાવ્યું, તે ઉચિત જ કર્યું છે.

પરંતુ ગુજરાતી અનુવાદક અને પ્રકાશક મૂળ પુસ્તકની કોટીએ પહોંચવામાં કંઈક પાછા પડી જાય છે. કેટલીક જગાએ જે કઢંગો અનુવાદ રજૂ થયો છે, તે જોવાની પરવા અનુવાદકે કે પ્રકાશકે બંનેએ કરી હોય તેમ લાગતું નથી.

**'વાચક'**

**બાણભટ્ટની આત્મકથા:** (હજારીપ્રસાદ દ્વિવેદી) અનુ૦ નવરંગ ઘેલાકિયા; પ્રકા૦ સાહિત્ય અકાદમી વતી વોરા ઍન્ડ કંપની પબ્લિ૦ પ્રાઇ૦ લિ૦, મુંબઈ; પૃ૦ ૩૭૧; કિં. ૫.૫૦.

હિંદી સાહિત્યમાં વરસના ઉત્કૃષ્ટ પુસ્તક તરીકે પુરસ્કાર મૂળ હિંદી પુસ્તકે મેળવ્યો છે. તેના લેખક શ્રી. હજારીપ્રસાદ દ્વિવેદીએ, બાણભટ્ટની કાદંબરીની શૈલીમાં જ, સાતમી સદીના રાજા હર્ષવર્ધનના સમયની ભૂમિકામાં બાણભટ્ટની આત્મકથા લખી છે. તેમાં જણાવ્યા મુજબ, બાણભટ્ટ મૂળે એક નાટક કંપની ચલાવતો હોય છે. તે વખતે કંપનીની નિપુણિકા નામની નટી તેના ઉપર પ્રેમ કરવા લાગે છે; પરંતુ બાણભટ્ટને અલભ્ય માની, તેની પાસેથી ચાલી જાય છે. થોડા સમય બાદ તેની પાનની દુકાને બાણભટ્ટ અચાનક આવી ચડે છે, ત્યારે તુવર મિલિન્દની અપહૃતા પુત્રીને બચાવવાના કામમાં નિપુણિકા તેને આમંત્રે છે. ત્યારથી બાણભટ્ટ એ 'ભટ્ટિની'ના પ્રેમમાં અને કાર્યમાં સમર્પણ થાય છે. તે એક જ ઘટના-પ્રસંગના સંબંધમાં આખી વાત લંબાય છે અને 'અધૂરી' રીતે પૂરી થાય છે. અર્થાત્ વાર્તારસ કે બીજા ઇતિહાસ-રસની કશી અપેક્ષા વાચકે રાખવાની નથી. બાણભટ્ટની કાદંબરીની શૈલીમાં એક 'કાદંબરી' (મરાઠી 'નવલકથા' અર્થમાં) વાચકને મળે, એટલે બસ. અને એ આ ચોપડીની ખૂબી છે.

સ્ત્રી એ શક્તિનું સ્વરૂપ છે; અને તે પૂજાનું પાત્ર રહે (ભોગનું નહિ), તેમ તેમ તેની પાસેથી પુરુષને અખૂટ પૌરુષ, અખૂટ પરાક્રમ, અને અખૂટ કલ્યાણ પ્રાપ્ત થાય છે, એવા કોઈ ગૂઢ અને આધ્યાત્મિક ભાવને નિરૂપવા જ એક નાનો સરખો વાર્તાપ્રસંગ આધાર તરીકે લેવાયો છે. એના જ અનુસંધાનમાં, શક્તિ-માર્ગના તાંત્રિકો અને સાધકો તથા સિદ્ધો પણ વાર્તામાં પ્રવેશ પામે છે. એ માર્ગના સાધકોની સિદ્ધિઓ પણ વાર્તામાં ઠીકઠીક આદર પામી છે.

ટૂંકમાં, કહેવાનું બહુ થોડું છે; વાર્તાનું માળખું લગભગ છે જ નહિ; પણ કાદંબરીનો શૈલીભાર સફળ રીતે ઓઢી લઈ એક આકર્ષક શબ્દ-ચિત્ર વાચકની દૃષ્ટિ સમક્ષ વિસ્તારવામાં આવ્યું છે. અને વાચક અકળાઈને પૂછી બેસે કે શોધવા લાગે, "મા'ળું આ બધું તોસ્તાન છે શા માટે?" – તો તેને ચૂપ કરવા પુસ્તકની શરૂઆતમાં અને અંતમાં એક ઑસ્ટ્રિયન બુઢ્ઢીએ શોણનદીની આસપાસ પગપાળા

મુસાફરી કરીને કંઈક સાંભળેલી — અનુભવેલી તેના પૂર્વજન્મની કથા આ છે — એવો ખ્યાલ વાચકને આપી દેવામાં આવ્યો છે!

'વાચક'

**જગદંબા અને બીજી વાર્તાઓ :** લે૦ શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ; પ્રકા૦ વિનય ગ્રંથમાળા, જામનગર; પૃ૦ ૧૩૪; કિં૦ ૧.૫૦.

જૂના-નવા સૌરાષ્ટ્રનાં કેટલાંક પાત્રો લઈ, રેખાચિત્રો જેવી વાર્તાઓ આ સંગ્રહમાં પ્રસિદ્ધ કરેલી છે. પારકી થાપણ ઓળવનાર મહેતો દેવજી, સિંહનો અભ્યાસ કરવા આવેલો મુંબઈગરો ગધેડો અમલદાર, દેવમંદિરને મળેલી મિલકત હડપ કરવા ઇચ્છતો રાજા,— એવાં એવાં પાત્રો તો છે જ. ઉપરાંત, આપા સામત જેવા લૂંટારા ઠાકોરો, જે પોતાને ઘેર મહેમાન તરીકે રાતવાસો વસેલાને પણ જાનથી મારી લૂંટી લેવા ઇચ્છે, તે પણ તેમાં છે; તો પોતાના પુત્રને મારીને નાઠેલા દુશ્મનને પણ આશરો આપ્યા પછી બચાવી લેનાર રાઘવ વીરાણી જેવું ઉદાત્ત પાત્ર પણ તેમાં છે. બચરવાળ મોટાભાઈને ભાગ આપી દેવાની ઉદારતા દાખવનાર નાનાભાઈને, હરાજી કરનાર અમલદાર તથા આખું ગામ મળીને એક મોટી નાવારસી મિલકત સવારૂપિયામાં રાજી થઈ આપી દે છે, એ વાત પણ મજાની છે.

જે સ્વરૂપે આખી ચોપડી પ્રસિદ્ધ કરવામાં આવી છે, તે નવાઈ પમાડે તેવું છે. ભલે રૂપરંગવાળા જેકેટથી શણગારી ચોપડીને મોંઘી કરવી એ નકામું હોય; પરંતુ છેક જ આવા રેઢિયાળ સ્વરૂપે આ ચોપડી પ્રસિદ્ધ કરવી, એ તો તેને જાણી જોઈને હલકી પાડી દેવા જેવું થયું છે.

'વાચક'

**દર્શન અને ચિંતન** (ભા. ૧–૨ ગુજરાતી), **दर्शन और चिंतन** (हिंदी) : લે૦ પંડિત સુખલાલજી; પ્રકા૦ પંડિત સુખલાલજી સન્માન સમિતિ, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં૦ પહેલાં બે ગુજરાતી પુસ્તકોની રૂા. ૧૪.૦૦; હિંદી પુસ્તકની રૂા. ૭.૦૦; પૃ૦ ગુજરાતી પુસ્તકોનાં ૧૨૬૩; હિંદીનાં ૩૬૪.

પંડિત સુખલાલજી આપણા દેશના એક પ્રખર વિદ્વાન તરીકે ખ્યાતિ પામ્યા છે. પ્રજ્ઞાચક્ષુ પંડિતજીએ પોતાની અજોડ વિદ્વત્તા, તલસ્પર્શી અભ્યાસશીલતા અને સાહિત્યસેવા દ્વારા ગુજરાતનાં ચિંતનાત્મક લખાણોને સમૃદ્ધ બનાવ્યાં છે. તેમનાં વિદ્વત્તાપૂર્ણ લખાણો આપણા અમૂલા વારસારૂપ રહેશે. એમનાં છૂટાંછવાયાં લખાણોને 'પંડિત સુખલાલજી સન્માન સમિતિ'એ એકત્ર કરી પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યાં છે, એ બદલ સમિતિ ધન્યવાદને પાત્ર છે. સૌ ગુજરાતી સાહિત્ય-પ્રેમીઓ આ ગ્રંથોને પોતાને ત્યાં સ્થાન આપીને આપણા માનનીય પંડિતજીને સન્માનશે એવી આશા રાખીએ છીએ.

સુ૦ કે૦

**અક્ષરગીતા :** લે૦ શ્રી રંગ અવધૂત; પ્રકા૦ શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન સમિતિ, નવસારી; કિં૦ ૧.૫૦; પૃ૦ ૨૫૦.

નારેશ્વરના સંત શ્રી રંગ અવધૂતજીએ અક્ષરના ક્રમમાં 'अक्षर' ને – પ્રભુને પામવાનો માર્ગ આ પુસ્તકમાં બતાવ્યો છે. આપણે ઘણું કરીને ક, ખ, ગ, ઘ વગેરે અક્ષરોમાં રહેલા તાત્પર્યને સમજતા નથી હોતા. શ્રી રંગ અવધૂતજીએ બહુ સુંદર રીતે અને આપણને આધ્યાત્મિક માર્ગદર્શન મળી રહે એ રીતે અક્ષરોમાં છુપાયેલા અદ્ભુત રહસ્યને આપણી આગળ રજૂ કર્યું છે. એમના સંસ્કૃત શ્લોકો ઉપર વિસ્તૃત વિવેચન શ્રી. જમિયતરામ નરભેરામ અધ્વર્યુએ લખીને આ પુસ્તકના વસ્તુને વધારે સરળ બનાવ્યું છે. સૌ ચિંતન-શીલ વાચકોને આ પુસ્તક ગમશે.

સુ૦ કે૦

**ભાલણકૃત નળાખ્યાન :** સં૦ પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા); પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વ-વિદ્યાલય, વડોદરા; કિં૦ આઠ રૂપિયા; પૃ૦ ૨૫૨ (ડેમી).

આપણા પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ભાલણનાં આખ્યાનો જાણીતાં છે. ભાલણ આખ્યાન-સાહિત્યના પિતા તરીકે પણ ગણાય છે. તેમની શ્રેષ્ઠ કૃતિ 'નળાખ્યાન' છે. શાસ્ત્રીજીએ એ પુસ્તકનું સંપાદન કરી, પાછળ અભ્યાસપૂર્ણ શબ્દકોશ આપીને તથા આગળ વિસ્તૃત પ્રસ્તાવના આપીને આ પ્રાચીન કૃતિને આપણી આગળ મૂકી છે, એ બદલ તે ધન્યવાદને પાત્ર છે.

સુ૦ કે૦

**૧૮૫૭ : આટલું તો જાણજો :** લે૦ વિજયશંકર મંછારામ ભટ્ટ; પ્રકા૦ ધી ન્યૂ ઑર્ડર બૂક કંપની, અમદાવાદ; કિં૦ રૂ. ૨.૭૫; પૃ૦ ૧૬૬ + ૨૨.

૧૮૫૭ની ક્રાંતિ આપણા દેશના ઇતિહાસમાં અમર થઈ ગઈ છે. ૧૯૫૭માં એની શતાબ્દી પણ ઊજવાઈ. શતાબ્દી વેળાએ શ્રી. વિજયશંકરભાઈએ ૧૮૫૭ની ભવ્ય ક્રાંતિ વિષે આ પુસ્તક પ્રસિદ્ધ કરી, આપણા ગુજરાત તરફથી સારો ફાળો આપ્યો છે. આ પુસ્તકમાં લેખકની તલસ્પર્શી અભ્યાસશીલતા આપણું ખાસ ધ્યાન ખેંચે છે. ૧૮૫૭ અંગે આમ તો થોકબંધ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. પરંતુ એ બધાંમાંથી તારણ કાઢીને લખેલું આ પુસ્તક ગુજરાતી વાચક-વર્ગને પૂરતી માહિતી પૂરી પાડે એવું છે.

સુ૦ કે૦

**સર્વોદયની વાતો** (ભાગ ૧ થી ૪): લે૦ બબલભાઈ મહેતા; પ્રકા૦ બાળગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ; કિં૦ પહેલા ભાગના ૨૦ નયા પૈસા અને બાકીના ત્રણે ભાગના દરેકના ૧૫ નયા પૈસા; પૃ૦ દરેકનાં ૩૨.

શ્રી. બબલભાઈ મહેતા ગુજરાતના એક જાણીતા લોકસેવક છે. તેઓ એક સ્થળેથી બીજે સ્થળે સર્વોદય તેમ જ ભૂદાનની સમજ આપવા ફરતા રહે છે. આમ લોકસંપર્ક સાધીને તેઓ લોકસેવાનું કાર્ય કરે છે. એ દરમ્યાન તેઓ લોકો સમજી શકે એવી સરળ શૈલીમાં તથા એવાં ઉદાહરણો દ્વારા સર્વોદયની વાતો તેમને સમજાવતા રહે છે. આ ચાર ભાગમાં એવી નાની નાની વાતોને સંગૃહીત કરવામાં આવી છે. એ વાતો સૌ લોકસેવકોને ઉપયોગી સામગ્રી પૂરી પાડશે.

સુ૦ કુ૦

**આપણાં હાલરડાં**: સંપા૦ રમેશ પાઠક; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં૦ એક રૂપિયો; પૃ૦ ૭૨ + ૧૬.

આજકાલ લોકસાહિત્ય તરફ આપણું ધ્યાન વધારે કેન્દ્રિત થતું જાય છે. આપણા એ પ્રાચીન ધનને જાળવી રાખવું જરૂરી છે. અન્ય લોકગીતોની માફક આપણાં હાલરડાંઓ પણ ધીમે ધીમે ભુલાતાં જાય છે. એવે સમયે ભાઈશ્રી રમેશ પાઠકે હાલરડાંઓને સંગૃહીત કરીને પ્રસિદ્ધ કર્યાં છે, એ ખરેખર આવકાર્ય છે. આપણાં હાલરડાંમાં કૃષ્ણને લગતાં હાલરડાં ખાસ ધ્યાન ખેંચે એવાં છે. સંપાદકે બીજા વિભાગમાં હડુલા અને ત્રીજા વિભાગમાં ઉત્તર ગુજરાતમાં ગવાતાં જ્ઞાતિવાર હાલરડાં ભેગાં કર્યાં છે. શરૂઆતમાં હાલરડાં અંગે સંપાદકે સારો ઉપોદ્ઘાત પણ આપ્યો છે.

સુ૦ કુ૦

## दंड और दया—४

### (५)

### बिशपकी मेहमानी

आठ बज गये थे। डी० के बिशप शहरमें दिनका काम पूरा करके घर आ गये थे; और सोनेके कमरेमें मेज़के पास बैठकर अपने शुरू किये हुए ग्रंथको छोटेमोटे कागज़के टुकड़ोंपर लिखनेके काममें लगे हुए थे। उनके घुटनोंपर एक बड़ी पुस्तक खुली हुई रखी थी।

खानेका समय होनेपर हमेशाकी तरह मॅग्लोइर अलमारीमें से चमचे वगैरह लेने आई। बहन खानेके लिये इन्तजार कर रही होगी, यह सोचकर थोड़ी देरके बाद बिशप किताब बंध कर उठे और खानेके कमरेमें आ गये। उस वक़्त मॅग्लोइर आवेशसे ऊँचे स्वरोंमें श्रीमती बेप्टिस्टाईनसे कुछ कह रही थी, इससे बिशपको यह समझनेमें देर न लगी कि बाहरके दरवाज़ेके संकलकुंडेकी बात हो रही है।

हुआ यह था कि मॅग्लोइर उस दिन शामको खानेका सामान खरीदने शहरमें गई थी। वहाँ वह सुनकर आई कि एक बड़ा भारी चोर शहरमें आया है। "यह चोर बड़ा ख़ूनी आदमी है और किसी भी ढाबेवालेने उसको रात भरके लिये भी अपने यहां रखनेकी हिंमत नहीं की है। और वह गांवमें ही घूम रहा है। आज रातको जरूर कहीं ख़ून, चोरी, या लूटकी पूरी संभावना है। सब लोग समय पर दरवाज़े ठीक तरहसे बंध करके सावधान हो गये हैं; लेकिन हमारे मुख्य दरवाज़ेके संकलकुंडा कुछ भी नहीं है! बिशपसाहब जो इजाज़त दें तो अभी लुहारको बुलाकर आजकी रातके लिये तो संकल लगवा लूँ। बिशप साहबको हमेशा 'अंदर आइये' ऐसा ही कहनेकी आदत है; और आधी रातमें संकल बिनाके दरवाज़ेको खोलनेके लिये किसकी मंजूरी लेनेकी ज़रूरत है?"

बिशप आकर कुर्सीपर बैठे तब तक यह सारी बात विस्तारसे इस तरह कही गई कि वे सुन सकें; और उसी क्षण मुख्य दरवाज़ा किसीने लकड़ीसे खटखटाया।

'अंदर आइये।' बिशपने कहा।

और वैसे ही किसीने ज़ोरसे धक्का मारा कि दरवाज़ा खुल गया और वह मुसाफ़िर अंदर आ गया ।

मॅग्लोइरने चीख़ मारी और उसे उठने तकका भी होश न रहा । श्रीमती बेप्टिस्टाईन भी भयसे घबड़ाकर आधी खड़ी हो गई । बिशपने अपनी शांत नज़र अनजान पर डाली; लेकिन वे कुछ पूछें, इससे पहले ही वह अपने डंडेपर हाथ रखकर, बारीबारीसे दोनों प्रौढ़ स्त्रियों और वृद्ध आदमी पर नज़र डालकर, ज़ोरसे कहने लगा—"मेरा नाम जिन वालजिन है। लश्करी जहाज़ पर क़ैदी गुलामके तौर पर १९ सालकी सज़ा भुगत कर चार दिन पहले मैं मुक्त हुआ हूँ और मुझे पोंट० जाना है । टुलो बन्दरगाह छोड़नेके बाद मैं चार दिनसे चल ही रहा हूँ, और आज मैं ३२ कोस चला हूँ । शामको इस शहरमें आते ही मैं ढाबेमें गया लेकिन मेरे पीले परवानेके कारण मुझे वहाँसे निकाल दिया गया । यह परवाना मुझे हर एक थानेमें दिखाना होता है । दूसरे ढाबेमेंसे भी मुझे इसी लिये निकलना पड़ा। जहाँ जहाँ मैं गया वहाँ वहाँ ऐसा ही हुआ है । खेतोंमें खुलेमें पड़े रहनेका मैंने विचार किया पर बादल घिरे हुए हैं, और शायद बारिश हो जाय, इस भयसे मैं शहरमें वापस आया हूँ । गिरजाघरके नज़दीकके एक बेंच पर मैं सो रहा था, तो एक भली औरतने आपका घर मुझे बताया और कहा कि 'वहाँ जाओ और दरवाज़ा खटखटाओ ।' यह किस प्रकारका मकान है? आप क्या ढाबा चलाते हैं? मेरे पास पैसे हैं । १९ साल जहाज़ पर क़ैदीके तौर पर मज़दूरी करके मैंने १०९ फ्रांक* कमाये हैं । मैं बहुत थक गया हूँ और मुझे बहुत भूक लगी है । आप मुझे आजकी रात रहने देंगे?"

"बहन मॅग्लोइर," बिशपने कहा, "मेज़पर एक और थाली और चमचे रखें।" वह जैसे कुछ समझा न हो इस तरह तीन क़दम आगे आकर मेज़के दीयेके पास आया; और जेबमेंसे एक पीला परवाना निकालकर उसने कहा, "ठहरो, ठहरो, देखो यह मेरा परवाना। मुझे पढ़ना आता है । जहाज़ पर क़ैदियोंके लिये स्कूल होता है, वहाँ जिसको पढ़ना हो उसको पढ़ना-लिखना सीखाते हैं। सुनो, उसमें लिखा है—'जिन वालजिन, सज़ा पूरी हानेसे मुक्त हुआ गुनहगार: रहेनेवाला —का । जहाज़ पर १९ साल तक सज़ा भुगती है: घर तोड़ कर लूटनेके लिये पांच साल, और चार बार भागनेका प्रयत्न करनेके लिये १४ साल । आदमी खतरनाक है ।' इस परवानेकी वजहसे सबने मुझे निकाल दिया है । आप मुझे रहने देंगे? यह ढाबा है? मुझे यहाँ खाना और सोनेको मिलेगा? यहाँ पासमें ही तबेले जैसा कुछ है?"

"मॅग्लोइर बहन," बिशपने कहा, "आप प्रार्थनाके कमरेमें बिस्तरपर नयी चद्दर बिछा दें।"

दोनों स्त्रियाँ बिशपकी आज्ञाका पालन करनेमें एक दूसरेसे कम न थीं। मॅग्लोइर सब कुछ करनेके लिये तुरन्त बाहर निकल आई। बिशपने अब उस आदमीकी ओर मुड़ कर कहा—"साहब, बैठो और सेंको। अभी हम

*(६४ रुपयोंके आसपास)

खाना खाने बैठेंगे, और खाना खाकर उठेंगे तब तक आपका बिस्तर तैयार हो जायगा।"

इसका अर्थ अब उसकी समझमें आया। उसके मुँहपर अभी तक जो गहरी खिन्नता और कठोरता थी, उसका स्थान आश्चर्य और खुशीने ले लिया। उसने पागलोंकी तरह कहा, "सच! सच है! तब आप मुझे, गुनहगारको, निकाल नहीं देंगे; मगर खाना और नयी चद्दरका बिस्तर देंगे? १९ सालसे मैं बिछाये हुए बिस्तर पर सोया ही नहीं। आप कोई अच्छे आदमी हैं। आप मुझे 'साहब' कहते हैं लेकिन इतने सालसे मैंने 'कुत्ते' के सिवा दूसरा नाम ही नहीं सुना। आपको मैं पूरे पैसे दूँगा। जितने पैसे आप माँगेंगे उतने मैं दूँगा। आप ढाबेवाले हैं न?"

"मैं तो इस घरमें रहनेवाला एक पादरी हूँ।"

"पादरी! कितने भले पादरी! फिर आप मेरे पाससे पैसे भी नहीं लेंगे, ठीक है न?"

"नहींजी, आप पैसे अपने पास हीं रखें। आपको १०९ फ्रांक कमानेमें कितने साल लगे?"

"उन्नीस साल।"

"उन्नीस साल?" कहकर बिशपने एक लम्बी साँस ली। जिन वालजिनने एक कोनेमें अपना डंडा और थैला रखकर कहा, "अभी मेरे पास पूरी रक़म है। चार दिनमें मैंने २५ सू* ख़र्च किये हैं, लेकिन वे भी मैंने ग्रा० के पास गाड़ीमेंसे थैले उतारनेकी मज़दूरी करके कमाये हैं।"

*(१०० सू = १ फ्रांक। २५ सू = लगभग सवा दो आने)

खुला हुआ दरवाज़ा बंद करनेके लिये बिशप अब उठे। इतनेमें मॅग्लोइर थाली और चमचे वगैरा मेज़पर रखने आई।

बिशपने कहा, "थाली जहाँ तक हो सके अंगीठीके पास हीं रखना, मॅग्लोइर बहन"। और फिर अनजानकी ओर मुड़कर कहा, "एल्प्स पहाड़ पर रातकी हवा बहुत तेज़ होती है, और आपको ठंड लगती होगी, साहब।"

जितनी बार बिशप अपनी मृदुगंभीर आवाज़से "साहब" कहते, उतनी ही बार उसका मुँह आनंदसे खिल उठता।

"इस दीवेका प्रकाश बहुत कम है," बिशपने कहा। मॅग्लोइर समझ गई और तख्ते परसे चाँदीके दो दीवे लेकर आई और उनको जलाकर मेज़ पर रख गई।

"पादरी साहब," उसने कहा, "आप बहुत अच्छे आदमी हैं; आप मेरा तिरस्कार नहीं करते! आप मेरा दोस्तकी तरह सत्कार करते हैं! आप मेरे मानमें मेज़पर और दीवे रखवाते हैं! लेकिन मैं कौन हूँ और कहाँसे आया हूँ, यह मैंने आपसे छुपाया नहीं है।"

बिशप उसके पास ही बैठे थे। उन्होंने उसके हाथको धीरेसे छू कर कहा, "भाई, आप कौन हैं यह मुझसे कहनेकी ज़रूरत नहीं। इस दरवाजेसे प्रवेश करनेवालेसे उसका नाम वगैरह पूछा नहीं जाता, लेकिन उसकी क्या ज़रूरत है यह पूछा जाता है। आप थके हुए हैं और प्यासे हैं, इसलिये इस घरके लिये आप आवकारपात्र हैं। इसके लिये मुझे धन्यवाद देनेकी भी कुछ ज़रूरत नहीं; और मैं अपने घरमें आपको आने देता

हूँ, यह माननेकी भी ज़रूरत नहीं है; क्योंकि यह घर जिसको आश्रयकी ज़रूरत है उसीके लिये है।"

इस बीच मॅग्लोइर बहनने खाना परोसना शुरू कर दिया था। नदीदेकी तरह जिन वालजिन तुरन्त खाना खाने लगा। खाना पूरा होनेके बाद वह एकदम बोल उठा, "पादरी साहब, मेरे लिये तो यह खाना बहुत ही अच्छा है; लेकिन मुझे कहना चाहिये कि उस ढाबेमें बैठे हुए गाड़ीवाले, जिन्होंने मुझे अपने साथ खाना खाने बैठने न दिया, आपकी निस्बत ज़्यादा अच्छा खाना खाते होंगे।"

उसकी यह बात श्रीमती बेप्टिस्टाईनको ज़रा बुरी लगी। लेकिन बिशपने तुरन्त जवाब दिया, "वे मुझसे ज़्यादा काम भी करते हैं न?"

"नहीं नहीं," उसने कहा, "उनके पास ज़्यादा पैसे होंगे। आप ग़रीब हैं यह मुझे साफ़ दिखाई देता है। शायद आप पादरी साहब भी न हो, उनके हाथके नीचे काम करनेवाले कोई होंगे। लेकिन भगवान अगर न्यायी हो तो आपको ज़रूर पादरी साहब बनाना चाहिये।"

बिशपने कहा, "भगवान तो मेरे लिये ज़रूरतसे ज़्यादा न्यायी बने हैं।" बादमें रुककर उन्होंने कहा, "जिन वालजिन साहब, आप 'पोंट०' की ओर जा रहे हैं न?"

"मुझे शायद वहाँ जाना पड़े।" थोड़ी देर बाद उसने कहा, "मुझे कल दिन निकलते ही जाना होगा। रास्ता बहुत खराब है और रातको जितनी ठंडी पड़ती है, उतनी ही दिनको गरमी पड़ती है।"

राज्यक्रांतिके बुरे दिनोंमें जब कुटुंब पायमाल हो गया था तब बिशप खुद भी पोंट०की ओर रहे थे, और मज़दूरी करके गुज़ारा किया था। यह बात कह कर, उन्होंने उधर कौन-कौनसे उद्योग चलते हैं और वहाँ किस प्रकारका काम मिलता है, यह बात कही। लेकिन उसको सुधरने या काम पर लगनेका कोई उपदेश नहीं दिया। बेप्टिस्टाईन तो आशा रखती थी कि कुछ उपदेशकी बात होगी; लेकिन उन्होंने ऐसा कुछ भी न किया।

थोड़ी देर बाद उसको नींद आ रही है, यह देखकर बिशपने एक मोमबत्ती अपने हाथमें ली और दूसरी उसके हाथमें देते हुए कहा, "आइये साहब, मैं आपको आपके सोनेकी जगह बताता हूँ।"

उसने अपना थैला और डंडा उठा लिया। प्रार्थनाके कमरेमें बिस्तर था; वहाँ जानेके लिये बिशपके सोनेके कमरेमेंसे गुज़रना होता था। वे वहां हो कर जा रहे थे तब मॅग्लोइर सिरहानेकी ओरकी अलमारीके तख़्ते पर चाँदीके चमचे और काँटे रख रही थी।

"मुझे आशा है कि आपको अच्छी नींद आयेगी," बिशपने कहा। "सुबह जानेसे पहले आप हमारी गायका ताज़ा दूध पीते जाना।"

"बहुत अच्छा, पादरी साहब।" यह कहकर वह नाकके श्वाससे मोमबत्ती बुझाकर कपड़े पहने हुए ही, बिस्तरपर लेट गया और थोड़ी देरमें ही उसे गहरी नींद आ गई।

(अपूर्ण) अनु० निर्मला परळीकर

# नृत्यकला और गांधीजी

['ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન' એ પુસ્તકમાં પૃ. ૬૪ ઉપરની નોંધનો અનુવાદ.]

ता. १ सितम्बर, १९१९के दिन साबरमती आश्रममें आसामके कुछेक नृत्याचार्य आये थे। सायंकाल छात्रालयके मैदानमें इन महानुभावोंका नृत्य था। आश्रमके सब स्त्री-पुरुष, विद्यार्थी और गांधीजी भी उस अवसर पर उपस्थित थे। ऐसी आशा थी कि समारंभके बाद इस संबंधमें गांधीजी अपने विचार व्यक्त करेंगे; पर उस दिन उनका मौन-दिवस होनेसे और उसके बाद एक दो दिन तक अन्य कामोंमें व्यस्त रहनेके कारण वे अपने विचार व्यक्त नहीं कर सके। तीसरे दिन सांयकालकी प्रार्थनाके बाद एक आश्रमवासी भाईने उनसे पूछा ––

"उस दिन आश्रममें जो नृत्य हुआ वह क्या आपकी दृष्टिसे आश्रममें होने योग्य था? उसमें कला थी? सात्त्विकता थी?"

गांधीजीने इस प्रश्नके उत्तरमें जो कुछ कहा उसका आशय यह है:––

"मेरे मतानुसार उस दिनके नृत्यमें ऐसी कोई बात नहीं थी कि जिसके कारण वह आश्रमके लिए त्याज्य समझा जाय। हम लोगोंमें आजकल नृत्यकलाके संबंधमें एक गलत दृष्टिकोण पैदा हो गया है। हम यह समझने लगे हैं कि नाचने गानेका काम हलकी श्रेणीके स्त्रीपुरुषोंका है। सभ्य गिना जानेवाला समाज इन कामोंमें भाग नहीं लेता। इसका कारण यह है कि अपने देशमें कुछेक वर्षोंसे नाचनेकी क्रियाके साथ दुराचरणका संबंध जुड़ गया है। इससे कितने ही लोग नृत्यकलाका नाम सुनकर भड़कते हैं; पर इसमें भड़कनेकी कोई आवश्यकता नहीं है। संगीत मनुष्यजीवनकी एक सुन्दर और महत्त्वपूर्ण आवश्यकता है। अपने देशके विद्वानोंने कहा है कि साहित्य, संगीत, कला इत्यादिसे शून्य मनुष्य पूंछ और सींग बिनाका पशु है। नृत्यकला भी संगीतका एक अंग है और बहुत ही महत्त्वपूर्ण अंग है। नृत्यकला अपने ढंगकी एक अनोखी कला है!

"जिस तरह संगीतमें तालका महत्त्व है उसी तरह नृत्यमें भी उसका महत्त्व है। बल्कि नृत्यमें तो संगीतसे भी अधिक तालका महत्त्व है; और हमारे जीवनमें तो ताल-व्यवस्था अथवा तालीमका बहुत ही अधिक महत्त्व है। उच्च और प्रगतिशील जीवनके लिए तालबद्ध क्रियाकी बहुत जरूरत है। नृत्यकलाके द्वारा आदमी इस गुणको सीख सकता है।

"दूसरे, नृत्यकलामें शारीरिक व्यायाम, अंगोंके संचालन, संगठन और विकासके लिए भी पूरा पूरा स्थान है। नृत्यकला सीखनेवाले पुरुष अथवा स्त्रीके शरीरमें एक प्रकारका मरोड़ (लचक), स्फूर्ति और दृढ़ता आ जाती है। खास करके स्त्रियोंके लिए तो यह कला दुगुनी लाभदायक है। आज अपने देश और समाजमें नृत्यकलाको लोग उपेक्षाकी दृष्टिसे देखते हैं। वे अपने बच्चोंको नाचना और गाना सिखानेमें भी डरते हैं कि इसे सीखकर कहीं वे भी बाजारू न बन जायँ। पर मेरे मतानुसार इस प्रकारका डर रखनेकी जरूरत नहीं है। मनुष्य जीवनके संपूर्ण विकासके लिए संगीत और उसके एक

अंगके रूपमें नृत्यकलाका ज्ञान भी आवश्यक है।

"जापान जर्मनी आदि देशोंमें नृत्यकलाका अद्भुत विकास हुआ है। वहाँके स्त्रीपुरुष इसके द्वारा निर्दोष आनंद प्राप्त कर लेते हैं। यह सच बात है कि बहुतसे स्थानोंमें ऐसा नहीं होता। किसी किसी जगह इसका दुरुपयोग भी होता है। कहीं कहीं नृत्यको विषयवासना और भौतिक सुखका साधन भी बना लिया गया है। लेकिन इन बातोंसे हमारा कोई प्रयोजन नहीं है।"

बीचमें एक भाईने कहा, "बापूजी, आपने तो गत बर्मा-यात्राके दरमियान नाटक इत्यादि देखनेका निषेध किया था; और आपको स्वयं भी एक ऐसे प्रसंगके कारण पश्चात्ताप हुआ था। नाटकमें भी नाचना गाना ही होता है। फिर नाटक देखनेमें क्या दोष है?"

इस पर गांधीजी बोले, "मैं पेशेवर नाटककारोंका विरोधी हूँ; क्योंकि उनके काममें कलाका अंग बहुत थोड़ा होता है और दिखाव, भपके और गलगलियाँ अधिक होती हैं। इसी लिए वह हमारे लिए त्याज्य है। ऐसे दृश्य देखकर हमारे विकार और हमारी वासनाएँ उत्तेजित होती हैं और हम पतनकी ओर अग्रसर होते हैं। आश्रममें हम इन सब बातोंका विरोधी वातावरण खड़ा करते हैं, और सात्त्विकता, इंद्रियनिग्रह इत्यादिकी प्राप्तिके लिए हम भगीरथ प्रयत्न करते हैं। ऐसी स्थितिमें पेशेवर नाटक कंपनियोंके नाटक हमारे लिए त्याज्य ही होने चाहिये। पर जिन नाटकोंका ध्येय सच्ची कलाका प्रदर्शन, आनन्दका अनुभव या सात्त्विक मनोरंजन होता है, वे नाटक अवश्य ही स्वागत करने योग्य हैं और होने भी चाहियें।

"गत कलकत्ता महासभाके अवसर पर कलकत्तेमें कविवर रवीन्द्रनाथ ठाकुरका 'पोस्ट आफ़िस' नामक नाटक खेला गया था। कवि ठाकुर स्वयं रंगमंच पर उतरे थे। उस दिन कवि ठाकुर जब स्वयं अनोखे ढबसे नाचते थे, तब दर्शकोंमें अद्भुत शांति छा रही थी। सब मंत्रमुग्ध होकर उस अलौकिक नृत्यका रसास्वादन कर रहे थे। मैं स्वयं कविके उस कलापूर्ण नृत्यको मंत्रमुग्धकी तरह देख रहा था। ऐसा नृत्य क्या उपेक्षाकी वस्तु हो सकता है? कवि ठाकुरका नृत्य देखकर कौन कह सकता है कि नाच देखते समय मनुष्यके हृदयमें विकार उत्पन्न होते हैं, वासनाएँ जागती हैं? भक्त शिरोमणि मीरांबाई जब अपने प्रभुकी भक्तिमें तल्लीन होती थी, तब नाच उठती थी। उसके उस नाचमें उच्च कोटिकी तल्लीनता और सात्त्विकता थी, कला तो थी ही। इस प्रकारकी कलाके द्योतक नृत्य त्याज्य अथवा उपेक्षणीय नहीं हो सकते। हमें भी यदि इस दृष्टिसे कलाका परिचय हो, हम भी यदि मीरांबाईकी तरह भक्तिमें तल्लीन होकर नाच सकते हों, तो मैं तुम सबसे अवश्य ही आग्रह करूंगा कि आओ, आओ, हम सब नाचें। और खूब तालबद्ध और तल्लीन होकर नाचें।

"इस तरह मेरी दृष्टिमें नृत्यका महत्त्व कोई ऐसा वैसा नहीं है। पर उसकी भी एक मर्यादा है। यह ध्यानमें रखना चाहिये कि नृत्यकलाके नामसे हम चालू प्रवाहमें न बह जाएँ।"

**श्री नारायण मोरेश्वर खरे**
**अनु० अम्बाशंकर नागर**

# लाला लाजपतराय

लाला लाजपतरायका जन्म २८ जनवरी सन् १८६५ ई० को अपने नानाके घर ढोडि-गाँवमें हुआ। लुधियाना ज़िलेमें जगराँव एक छोटा-सा कस्बा है और व्यापारकी मण्डी है। लालाजीके दादाने पटवारीगिरी छोड़ कर वहाँ अपनी दुकान कर ली थी। पिताका नाम राधाकृष्ण था। वे मिडिल पास करके जग-राँवके स्कूलमें शिक्षक बन गये थे। वे उर्दूके लेखक और स्वामी दयानन्दके भक्त थे। उन्हें साहित्य और समाजसेवासे प्रेम था। उनकी इच्छा थी कि उनका पुत्र भी अपना जीवन समाज-सेवामें लगाए। वे उसे इस योग्य बनाना चाहते थे। इसलिए उन्होंने बेटेको अच्छी शिक्षा दिलाने में कोई कमी नहीं रखी।

एक बार आपके माता पिता बहुत बीमार पड़े। लाला लाजपतरायने जी-जानसे उनकी सेवा की और अपने छोटे बहन भाइयोंको भी सम्भाला। पिता जब अच्छे हुए तो उन्होंने पूछा, "नौकर कहाँ है?" लाजपत-रायने कहा, "वह तो बहुत दिन पहले ही भाग गया।" पिताने चकित होकर कहा, "इसका मतलब है कि सारा काम तुम खुद ही करते रहे। बेटा, हमारे कारण तुम्हें बड़ा कष्ट सहन करना पडा।"

लाजपतरायने कहा, "पिताजी, इसमें कष्टकी कौनसी बात है? आपकी सेवा मेरा कर्तव्य है। मुझे तो बडा सुख मिला।"

पिता इस उत्तरसे प्रसन्न होकर बोले, "बेटा, मुझे आशा है कि तुम बड़े होकर अपना जीवन देश और दीन-दुखियोंकी सेवामें लगाओगे।"

लाला लाजपतरायने पिताकी यह बात गाँठ बाँध ली। वे विद्यार्थी-जीवनसे ही सेवा-कार्यमें भाग लेने लगे थे। वे अपने पिताकी तरह उर्दूमें लेख भी लिखते थे और विद्यार्थि-योंकी सभामें भाषण भी करते थे। इससे उनकी योग्यता बढ़ती रही। सन् १८८५ में उन्होंने वकालत पास की। ३० विद्यार्थियोंमें उनका दूसरा नम्बर था।

सन् १८८६में उन्होंने हिसारमें वकालत शुरू की। वे बुद्धिके तेज थे और बोलनेमें निधड़क थे। उन्हें वकालतमें सफलता मिली। वे जो धन कमाते थे, सेवाके कार्योंमें लगा देते थे। उन्होंने हिसारमें आर्य-समाजकी शाखा स्थापित की। उसके लिए अपने पास से १५००) दान दिए। उन्होंने हिसारमें संस्कृत विद्यालय भी स्थापित किया। वे म्युनिसिपल बोर्डके सदस्य चुने गए और तीन साल तक बिना तनख्वाह के मंत्री रहे। उनके कामके ढंगसे सभी प्रसन्न थे।

अछूतोद्धार आर्य समाजका मुख्य कार्य था। लालाजीको भी इसमें विशेष रुचि थी। उन्हें यह बहुत बड़ा अन्याय लगता था कि जातिके इतने बड़े अंगको अछूत समझा जाए। उन्होंने कांगड़ा और संयुक्त प्रान्तके पहाड़ी इलाकोंमें जाकर अछूतोंमें काम किया। उनमें शिक्षाका प्रचार जरूरी था। लाला लाजपतरायने इस कामके लिए चालीस हज़ार रुपया दान दिया। इन रुपयोंसे अछूतोंके लिए

पाठशालाएँ खोली गईं। इसके अलावा आर्य समाजके स्कूलों और गुरुकुलोंमें भी वे बिना किसी भेद-भावके भर्ती हो सकते थे।

विदेशी शिक्षाके बारेमें वे बहुत चिंतित रहते थे। एक दिन उन्होंने अपने मित्र लाला हंसराजसे कहा — "मुझे अंग्रेजोंकी शिक्षाका यह ढंग पसंद नहीं।" लाला हंसराजने उनकी बातका समर्थन करते हुए कहा — "हाँ, अंग्रेजी स्कूलोंमें हमारे देशके इतिहासको तोड़-मरोड़ कर पढ़ाया जाता है।"

लाला हंसराजके सहयोगसे सन् १८९२में लाहौरमें एक कालिज खुल गया। इस कालिज का नाम 'एंग्लो वैदिक दयानन्द कालिज' रखा गया। इस कालिजके लिए सरकारी सहायता बिलकुल नहीं ली गई। इस कालिजमें सरकारी कालिजोंके मुकाबले फीस आधी ली जाती थी। लाला लाजपतरायने इस कालिजको चलानेके लिए बहुत सा धन इकट्ठा किया। फिर ऐसे कालिज जालन्धर, होशियारपुर आदि दूसरे शहरोंमें भी खोले गए। इन कालिजोंसे अच्छे-अच्छे देशभक्त पैदा हुए और आर्य समाजका काम आगे बढ़ा।

सन् १८९९ से १९०२ तक देशमें भयंकर अकाल पड़ा। लाखों आदमी भूखों मरने लगे। बंगाल, मध्य प्रान्त तथा राजपूतानेमें इसका प्रभाव अधिक था। लालाजीने अकाल-पीड़ितोंकी सेवाका काम अपने जिम्मे लिया। वे इन इलाकोंमें जाकर अन्न और दूसरी सहायता पहुँचाने लगे। जो बच्चे अनाथ हो गए थे उन्हें फिरोज़पुर और लाहौरके अनाथालयोंमें पहुँचाया गया। अकाल-ग्रस्त क्षेत्रोंमें ईसाई पादरी भी काम कर रहे थे। लेकिन वे संकटसे लाभ उठा कर सैकड़ों अनाथ बच्चोंको ईसाई बना रहे थे। लाला लाजपतरायने इसके विरुद्ध आवाज उठाई। सरकारने जांच करने के लिए एक कमेटी बैठाई। अंतमें कमेटीको मानना पड़ा कि ईसाई पादरियोंने देशके संकटसे अनुचित लाभ उठाया है। इसके बाद यह कानून बन गया कि अनाथ बच्चे जिस धर्मके हों उसी धर्मके अनाथालयोंमें भेजे जाएँ।

लाला लाजपतराय बड़े क्रांतिकारी विचारोंके थे। वे बहुत ही निडर और साहसी व्यक्ति थे और अपने आदर्शोंके लिए मर मिटनेका आत्मबल रखते थे।

सन् १९०७ की बात है। अंग्रेज सरकारने एक पंजाबी पत्रके सम्पादक और मालिकको अकारण ही जेलमें डाल दिया। सभी लोगोंने इसका विरोध किया। फिर मिंटगुमरीमें किसानोंका आन्दोलन चल रहा था। उससे भी असन्तोष फैला हुआ था। जो भी सच्ची आवाज उठाता था सरकार उसीको पकड़ कर जेलमें डाल देती थी। लालाजी चुप रहने वाले व्यक्ति नहीं थे, वे भी किसानोंका पक्ष ले रहे थे और गिरफ़्तार होने से तनिक भी न डरते थे।

एक दिन वे अपनी गाड़ीमें बैठे चीफ़ कोर्ट जा रहे थे। रास्तेमें दो पुलिस अफ़सर उनकी गाड़ी पर चढ़ आए। उसी समय अंग्रेज सुपरिन्टेन्डेन्ट भी आ गया। वह बोला — "आपको डिप्टी कमिश्नर बुला रहे हैं।"

लाला लाजपतराय — "इस समय तो एक मुकद्दमेकी पैरवी करने मैं चीफ़ कोर्ट

जा रहा हूँ। क्या लौटते समय नहीं मिला जा सकता?"

सुपरिन्टेन्डेन्ट — "उन्होंने आपको इसी समय याद किया है।"

लालाजी डिप्टी कमिश्नरके बंगले पर पहुँचे तो उन्होंने बड़े लाट साहबका एक कागज दिखाकर कहा — "आपके नाम यह वारण्ट है। इसलिए आपको गिरफ़्तार किया जाता है।"

लालाजी चौंक कर बोले — "ओह, इसके लिए छल की क्या जरूरत थी? गिरफ़्तार आप मुझे घर पर भी कर सकते थे।"

उन्हें स्पेशल गाड़ीमें बिठाया गया और माँडले पहुँचा दिया गया। वहाँ वे अट्ठारह महीने कैद रहे। इस बीचमें उन्होंने "महान अशोक", "श्रीकृष्ण और उनकी शिक्षा" और "छत्रपति शिवाजी" आदि कई पुस्तकें लिखीं। वे अच्छे लेखक थे। उनकी पुस्तकोंमें इटलीके देशभक्तों मैज़िनी और गैरीबाल्डीकी जीवनियाँ भी शामिल हैं। वे अंग्रेजीके अच्छे विद्वान थे। लेकिन पुस्तकें उर्दूमें लिखते थे। इससे उनका उद्देश्य साधारण जनतामें देश-भक्तिका प्रचार करना था।

माँडलेसे लौटकर उन्होंने वकालत छोड़ दी। अपना सारा समय देश-सेवामें लगा दिया। सन् १९१४में कांग्रेसने उन्हें एक डेपुटेशनके साथ इंग्लैंड भेजा। अपने कामसे निपट कर दूसरे लोग तो लौट आए पर लालाजी वहीं पर रहे। वहाँसे वे जापान चले गए। वे देश लौटना ही चाहते थे कि १९१४का महायुद्ध शुरू हो गया। भारत सरकारने उन्हें भारत लौटने की आज्ञा नहीं दी।

वे फिर इंग्लैंड आए और वहाँसे अमेरिका चले गए। उन्होंने अमेरिकाके अख़बारोंमें लेख लिखे और पुस्तकें लिखीं। इनसे देशका बड़ा प्रचार हुआ। अमेरिकामें उनकी पुस्तक 'यंग इण्डिया' बहुत प्रसिद्ध हुई। इसके बाद उन्हें अपनी पुस्तकों और लेखोंसे काफी रुपया मिलने लगा।

आख़िर फरवरी १९२० को वे देश लौट कर आए। कांग्रेसका आन्दोलन ज़ोरों पर था। ४ सितम्बरको कलकत्तामें कांग्रेसका अधिवेशन हुआ। लालाजी इसके प्रधान चुने गए। इसके थोड़े ही दिनों बाद उन्हें गिर-फ़्तार करके जेल भेज दिया गया।

सन् १९२८ में साइमन कमीशन इंग्लैंडसे भारतमें आया। कांग्रेसने इस कमीशनका बायकाट किया और उसके विरुद्ध देश भरमें प्रदर्शन हुए।

लाला लाजपतराय इस प्रदर्शनके नेता थे। सरकारने भीड़को रोक रखनेके लिए कांटेदार बाढ़ लगा दी। जब लोग फिर भी न रुके तो पुलिसने लाठी चलाई। लालाजी सबसे आगे थे। इसलिए कई लाठियाँ एकदम उनकी छातीमें लगीं। इससे छाती सूज गई और बुख़ार रहने लगा। अन्तमें इसी रोगसे १६ नवम्बरको उनकी मृत्यु हो गई। सारा देश शोकमें डूब गया। जीवन भर देशके लिए ही जीने वाला 'पंजाब-केसरी' अन्तमें देशके लिए ही प्राणोंको न्योछावर करके हमसे विदा ले गया।

['बाल-भारती' दिस० '५७] हंसराज रहबर

# કેટલુંક ગાંધી સાહિત્ય

## [કેળવણી વિષયક]

**ખરી કેળવણી** બીજી આવૃત્તિ ગાંધીજી

કેળવણીના તત્વ અને આદર્શની ચર્ચા કરતાં તેમ જ વિદ્યાર્થીજીવનને અંગેના પ્રશ્નોને સ્પર્શતાં ગાંધીજીનાં લખાણો અને વ્યાખ્યાનોનો સંગ્રહ. પ્રસ્તુત પુસ્તકના વિષયને લગતાં ગાંધીજીનાં બધાં લખાણો આમાં આવી જાય છે.

કિં. રૂ. ૨–૮–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

**કેળવણીનો કોયડો** ગાંધીજી

આ પુસ્તક 'ખરી કેળવણી'ની પૂર્તિરૂપે છે. આપણી કેળવણીના ગૂંચવણભર્યા વિવિધ પ્રશ્નોની છણાવટ કરીને ગાંધીજીએ તેનો ઉકેલ શી રીતે આણી શકાય તેની ચર્ચા કરી છે.

કિં. રૂ. ૨–૮–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

**કેળવણીના પાયા** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

આ પુસ્તકમાં લેખક કેળવણી લેનાર બાળક અને તેને કેળવવા મથનાર શિક્ષકને નજર સમક્ષ રાખી, પોતાના હાથ તળે રહેલા બાળકને કેળવવા માટે કેળવણી સંબંધી વિચારોમાં શિક્ષકના મનમાં ધ્યેયની કેવા પ્રકારની સ્પષ્ટતા જોઈએ તે રજૂ કરે છે.

કિં. રૂ. ૧–૮–૦ ટપાલરવાનગી ૦–૮–૦

**કેળવણીવિવેક** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

'કેળવણીના પાયા'નો અનુગ્રંથ. આ નાના પુસ્તકમાં લેખકે પોતાના કેળવણી વિષેના વિચારો વિશદ રીતે રજૂ કર્યા છે.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**મનુષ્યની સર્વાંગીણ કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

સમર્થ વિચારક આચાર્ય એલ. પી. જૅકસના 'ધી ઍજ્યુકેશન ઑફ ધી હોલ મૅન' નામના, અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલા અને વિચારની નવી જ દિશા બતાવનારા પુસ્તકનો અનુવાદ. શ્રી કિશોરલાલ મશરૂવાળાની પ્રસ્તાવના સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**સર્વોદયની કેળવણી** અનુ૦ ગોપાલદાસ પટેલ

ગાંધી ફિલસૂફીના પ્રખર મીમાંસક અને અર્થકાર આચાર્ય કૃપાલાનીના વર્ધા યોજનાની ખૂબીઓ અને મૂલ્ય સમજાવતા પુસ્તક 'લેટેસ્ટ ફૅડ'ના અનુવાદ.

કિં. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**શિક્ષણ અને સંસ્કૃતિ** રવિશંકર મહારાજ

વલ્લભ વિદ્યાલય, બોચાસણમાં પાયાની કેળવણીનું હાર્દ સમજાવતાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**પાયાની કેળવણી** ગાંધીજી

ગાંધીજીના પાયાની કેળવણી વિષેના લેખોનો સંગ્રહ. આમાં એમના લેખોને વિષયવાર ગોઠવ્યા છે, જેથી એમના કથનને સમજવામાં વાચકને સરળતા થાય. પાયાની કેળવણીનાં તત્ત્વો અને એની પાછળ રહેલી દૃષ્ટિ સમજવા માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૬–૦

**કેળવણીવિકાસ** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

પાયાની કેળવણીનો ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો અને તે આજની સ્થિતિએ આવી તે દર્શાવતા અને તેના વિકાસનાં પગથિયાંની તથા પાયાની કેળવણીમાં રહેલાં તત્ત્વની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ. શ્રી નરહરિભાઈની વિસ્તૃત ભૂમિકા સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા** નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે, નરહરિ પરીખ ઇ૦

ગાંધીજીના વિચારો પ્રમાણેની ગ્રામવિદ્યાપીઠ કેવી હોય તથા ગ્રામવિદ્યાપીઠ માટે પૂર્વતૈયારી કેવી હોવી જોઈએ, અને તે માટે શું શું કરવું જોઈએ તેની આમાં સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે.

કિં. રૂ. ૦–૧૪–૦ ટપાલરવાનગી ૦–૪–૦

**શિક્ષણનું માધ્યમ** લે૦ ગાંધીજી

સંપા૦ ભારતન કુમારપ્પા

શિક્ષણના માધ્યમ અંગેનાં ગાંધીજીનાં લખાણોનો નાનકડો સંગ્રહ. આજે કેળવણીના માધ્યમની ચર્ચા ચાલે છે ત્યારે કેળવણીકારો તથા સામાન્ય જનતા બંનેને રાષ્ટ્રપિતાના એ અંગેના વિચારો માર્ગદર્શક નીવડશે.

કિં. રૂ. ૦–૩–૦ ટપાલરવાનગી ૦–૨–૦

**અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ** મગનભાઈ દેસાઈ

હમણાં કેટલાક વખતથી એક વિચાર જોરથી પાછો ઉપડયો છે કે, અંગ્રેજી ભાષાનું શિક્ષણ આઠમા ધોરણ કરતાં વહેલેથી શરૂ કરવું આથી ગુજરાતનાં શિક્ષણ- અને શિક્ષક- મંડળોમાં ખૂબ ચર્ચા અને મનોમંથન જાગ્યાં છે. આ સ્થિતિમાં આ સમયસર બહાર પડેલી પુસ્તિકા માર્ગદર્શકરૂપ નીવડશે અને વિચારોને સાફ કરવામાં સહાયરૂપ થશે.

કિં. રૂ. ૦–૬–૦ ટપાલરવાનગી ૦–૨–૦

---

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪**

રજી નં. બી. ૪૩૪૩

# લક્ષ્મીનો અચળ નિવાસ

બલિરાજા અસુરોનો પરમ ઐશ્વર્યશાળી રાજા હતો. તેના રાજ્યમાં વિના ખેડયે જ ભૂમિ ફળતી હતી. નદીઓનું પાણી કદી સુકાતું ન હતું. પરિણામે, રાજા જે દિશામાં ગયો હોય, તે દિશા તરફ લોકો પોતાનાં મસ્તક નમાવતા.

થોડા સમય બાદ, દુર્દૈવે બલિરાજાને રાજ્યભ્રષ્ટ કરી દીધો અને પોતાનું કીર્તિહીન જીવન તે અજ્ઞાતવાસમાં જ વિતાવવા લાગ્યો.

એવા સમયે એક દિવસ દેવરાજ ઇંદ્ર તેની પાસે જઈ પહોંચ્યો. બંને વચ્ચે વાર્તાલાપ ચાલતો જ હતો, તેવામાં બલિના શરીરમાંથી પરમ જ્યોતિસ્વરૂપ લક્ષ્મી બહાર નીકળી અને ઇંદ્રને સંબોધીને કહેવા લાગી —

'હે દેવરાજ, મારે ચાર ચરણ છે. જે રાષ્ટ્ર મારા એ ચાર ચરણને સ્થિર આધાર ઉપર પ્રતિષ્ઠિત કરી શકે છે, તે રાષ્ટ્રમાં હું સ્થાયી થઈને નિવાસ કરું છું. બલિરાજા મને સ્થિર આધાર આપી ન શક્યો; તેથી મેં એના રાજ્યનો ત્યાગ કર્યો છે. હવે હું તારા રાષ્ટ્રમાં આવવા માગું છું. માટે મારા ચાર ચરણ ક્યાં ગોઠવું તે મને બતાવ!'

દેવરાજ ઇંદ્રે જવાબ આપ્યો, 'હે શુભે! તમારો પ્રથમ ચરણ તમે અમારી આ ધરતી ઉપર રાખો: અમે અમારા પરસેવાથી તેને રાષ્ટ્રપોષક અન્નપૂર્ણા બનાવી છે.

'તમારો બીજો ચરણ અમારા આ જલરાશિ ઉપર મૂકો: અમારા બુદ્ધિબળથી સુનિયંત્રિત થઈ તે અમૃત જેવો જીવનદાયી બની રહ્યો છે.

'તમારો ત્રીજો ચરણ અમારા અગ્નિ-તત્ત્વ ઉપર સ્થિર કરો: સમગ્ર રાષ્ટ્રની એ શક્તિનો પૂરેપૂરો ઉપયોગ અમે રાષ્ટ્રના ઉત્કર્ષમાં કરીએ છીએ.

'અને તમારો ચોથો ચરણ તમે અમારી પ્રજા ઉપર સ્થાપો: તે પરાક્રમી, દાની અને સદાચારી છે.'

ઇંદ્રના આ આમંત્રણથી પ્રભાવિત થઈ, લક્ષ્મી પોતાનો વરદ હસ્ત ઊંચો કરીને બોલી —

'દેવરાજ! બલિના રાજ્યમાં મારા કેવળ ત્રણ જ ચરણ સ્થિત થયા હતા — મારો ચોથો ચરણ ત્યાં સ્થિત કરવામાં આવ્યો નહોતો. તેથી જ મારે ત્યાંથી નીકળી જવું પડ્યું! જ્યારે કોઈ રાજ્યમાં પ્રજા સદાચારી મટી જાય છે, ત્યારે ત્યાંની ભૂમિ, જળ, અગ્નિ વગેરે કોઈ શક્તિ મને સ્થિર રાખી શકતી નથી. હું વસ્તુતાએ લોક-લક્ષ્મી છું. મને સ્થિર રાખવા લોકો રૂપી આસન જ જોઈએ. લોકોના સદાચારી અંતરમાં જ મારો અચળ નિવાસ થાય છે.'

—'भारती' પુ૦ ૨-૬માંના હિંદી અનુવાદ પરથી.

—ચક્રવર્તી રાજગોપાલાચારી

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪